# પ્રકાશકનું નિવેદન

'સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા'નું પ્રથમ વર્ષ પૂરું થતાં 'ભક્તિ અને સંકીર્તન' પુસ્તકથી અમારી દ્વિતીય વર્ષની યાત્રા શરૂ થાય છે. ભક્તિરસ ગ્રંથમાળાના ગ્રાહકોના કરકમળમાં આ ધાર્મિક કૃતિ મૂકતાં આનંદ થાય છે.

'સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા'ના ગ્રાહકોને પ્રથમ વર્ષમાં માત્ર ૮ થી ૧૦ રૂપિયાના લવાજમમાં અમે લગભગ બાવીસ રૂપિયાની કિંમતનાં પાંચ સર્વોત્તમ ધાર્મિક ગ્રંથો આપ્યા છે. આ પુસ્તકોને ગરવી ગુજરાતે ભાવથી સત્કાર્યા છે અને તેનો સારો લાભ લીધો છે. 'ભક્તિરસ ગ્રંથમાળા'ના ગ્રાહક થવાથી ગ્રાહકને આ માળાનાં પુસ્તકો ખૂબજ સસ્તામાં પડે છે એ વાંચક બન્ધુઓને ધ્યાનમાં લેવા વિનંતિ છે. ધર્મપ્રિય જીજ્ઞાસુઓની અમાગ પ્રત્યેની મમતા ધ્યાનમાં રાખી બીજા વર્ષમાં પણ ભક્તિભાવસભર્યું સર્વોત્તમ ધાર્મિક વાંચન આપવાનો અમે નિર્ણય કર્યો છે.

'ભક્તિ અને સંકીર્તન' પછી આગામી બીજુ પુસ્તક પૂજ્ય સ્વામીશ્રી કૃષ્ણાનંદજી ('ગીતાદોહન'ના સુપ્રસિદ્ધ પ્રણેતા) કૃત 'દત્ત પરશુરામ' પુસ્તક આપવામાં આવશે. આ પુસ્તકમાં ખૂબજ સાદી અને સરળ ભાષામાં વેદાન્તનું જ્ઞાન રજુ કરવામાં આવ્યું છે. દરેકે દરેક જીજ્ઞાસુએ આ પુસ્તક અવસ્ય વાંચવા જેવું છે. આ પછી ત્રીજુ પુસ્તક પૂજ્ય ગુરૂદેવ ટાગોર કૃત 'બ્રહ્મચર્યા' ચોથું પુસ્તક શ્રી બળવંતરાય સંઘવી કૃત ભગવાન મનુ અને પાંચમું પુસ્તક શ્રી. નાગરદાસ પંડયા કૃત 'દશમસ્કંધ' આપવાનો અમે નિર્ણય કર્યો છે.

આ ગ્રંથમાળાના પુસ્તકોની પસંદગીનું ધોરણ ખૂબજ ઉંચું હોવા છતાં તેની ભાષાનું ધોરણ સાદું અને સરળ રાખવામાં આવે છે. એના લેખકો ધર્મના અભ્યાસીઓ અને વિદ્વદ વર્ગમાંથી પસંદ કરવામાં આવે છે. ગુજરાતમાં ઘેર ઘેર આ ગ્રંથમાળાના પુસ્તકો વંચાય એવી અમારી વાંચ્છના છે. આશા છે કે, શ્રેષ્ઠ ધાર્મિક સાહિત્ય આપતી, આ સસ્તામાં સસ્તી ગ્રંથમાળાની પ્રગતિમાં, જનતા પોતાનો સહકાર આપશે.

'ભક્તિ અને સંકીર્તન'ના લેખક **સ્વામીશ્રી શિવાનંદજી** પ્રખર વિદ્વાન છે. એમની અનેકવિધ સેવાઓથી આપણે પરિચીત છીએ. ઋષિકેશ આશ્રમમાંથી પ્રગટેલી એમની જ્ઞાનની જ્યોત દરેક મુમુક્ષને માટે માર્ગદર્શક બની રહી છે. એમના પુસ્તકોનો વાચક વર્ગ વિશાળ છે.

શ્રી. સ્વામીશ્રી શિવાનંદજીના મૂળ અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર મ્હારા સ્નેહી **શ્રી. ભદ્રશંકર મંછારામ ભટ્ટે** કરી આપ્યું છે એ માટે તેમનો આભારી છું.

ગરવી ગુજરાત, 'ભક્તિરસ ગ્રંથમાળા'ના બીજા વર્ષના આ પ્રથમ પુષ્પને પ્રેમથી સત્કારશે એવી ભાવના સહ વિરમું છું.

| | |
|---|---|
| સંદેશ પ્રકાશન મંદિર<br>સારંગપુર<br>અમદાવાદ | લિ. ભવદીય<br>**નંદલાલ ચુનીલાલ બોડીવાળા**<br>મેનેજિંગ ડીરેક્ટર<br>ધી સંદેશ લિમિટેડ |

# પ્રસ્તાવિક



જગત્ ભારે સંક્રાંતિમાંથી પસાર થઈ રહ્યું છે વિશ્વવ્યાપી યુદ્ધો ભભૂકી ઉઠે છે ભૌતિકવાદના અનિષ્ટ જોરદાર તત્ત્વોથી આકાશ ઘેરાઈ રહ્યું છે લોકો ભય ને ચિંતાગ્રસ્ત બની રહ્યા છે આથી અંતર્ગત આત્મિક ખજાનો ને આંતરિક પરમ સૌખ્યની હયાતી વિષે સર્વ અંધારામાં રહે છે ધર્મ પ્રત્યે ધૃણા બતાવાય છે સર્વત્ર અજ્ઞાનતા પસરી રહી છે વેદગ્રંથો વિષે કયાંતો અશ્રદ્ધા કે કયાં ગેરસમજ ફેલાઈ રહી છે પોતાની રુચિ ને સગવડ તે ધર્મ એમ મનાય છે સર્વજ્ઞ હોવાનો દંભ પણ હોય છે

વસ્તુત: આધુનિક સમયમાં લોકોના મોટા ભાગમાં આધ્યાત્મિક વિકાસના અંકુરોનો પણ અભાવ છે એક તો સાચું શિક્ષણ નથી સંસ્કાર પણ નથી નૈતિક તાલિમ નથી સાચા જ્ઞાનનો દીવો —ઈશ્વરની ભક્તિરૂપ દીવો—સળગાવવામાં આવે તો આ બધા રજોગુણી તત્ત્વો દૂર થાય અને શાંતિ, એકસંપી, સમજ ને વિશ્વબંધુત્વ સ્થાપન થાય. સત્વનું સામ્રાજ્ય પસરે અને સર્વત્ર સૌખ્ય અનુભવાય

'ભક્તિ ને સંકીર્તન' ના આ પુસ્તકમાં ભક્તિયોગના માર્ગને અનુસરવા માટે ઘણી ઉપયોગી સૂચનાઓ છે

સૌથી પ્રથમ, ચુસ્ત ભૌતિકવાદી અને નાસ્તિકને ખાત્રી કરી આપવા વ્યવહારિક દૃષ્ટાંતોવડે ઈશ્વરનું અસ્તિત્વ સાબીત કરી આપ્યું છે પહેલા પ્રકરણમાં ભક્તિ સાધનાનું તત્ત્વ સમજાવ્યું છે ભક્તિની પગથારીએ પહોંચવાના ઉપચારો તરીકે પૂજા, ભજન, ઉપાસના, માનસિક પૂજા વગેરે પર ભાર અપાયો છે.

બીજા પ્રકરણમાં 'પ્રેમ' નો વિષય વિસ્તારથી સમજાવ્યો છે જેમાં પ્રેમની અભિવૃદ્ધિના જૂદા જૂદા સાધનો, સાચા વિશ્વ-પ્રેમની મહત્તા, વગેરે છે. ભકિતના વાર્ધક્ય માટે શ્રદ્ધા એ પ્રમુખ સાધન બતાવ્યું છે. આ પ્રકરણમાં, ભકતને ભગવાનની વિરહવેદના, ઇશ્વર-દર્શન અગાઉ ભકતને અનુભવવી પડતી યાતનાઓ અને આ માર્ગે ભગવત્પ્રાપ્તિ માટેની જૂદી જૂદી સાધનાઓની રીતિઓ દર્શાવવામાં આવી છે.

ત્રીજા પ્રકરણમાં ભકિત માર્ગની કેટલીક- વિશિષ્ટતાઓ જણાવવામાં આવી છે. સર્વ વ્યર્થ વિતંડાવાદને બાજુએ મૂકી અમલી સાધનાની પકડ તરફ ખાસ ધ્યાન ખેંચ્યું છે. ભકિતની લાયકાત, ક્યારે અને કેવી રીતે ભકિત કરવી, દુઃખ અને વિરૂદ્ધ સંજોગો જ આધ્યાત્મિક પ્રગતિને વેગ અને સાધનાની ચાલુ જમાવટને જોશ આપે છેઃ વગેરે વિસ્તારથી સમજાવ્યું છે.

સંકીર્તનનું વિજ્ઞાન, સંકીર્તનના લાભો, અખંડ કીર્તન કેમ કરવુ તેની સૂચનાઓ વગેરે ચોથા પ્રકરણમાં છે. હાલના સમયમાં સંકીર્તનની સ્થિતિ પણ ટૂંકમાં જણાવી છે.

પ્રકરણ પાંચ અને છઠ્ઠામાં ભજનો અને સંકીર્તન ધ્વનિઓ જણાવ્યા છે. ભકિતનું તત્ત્વ, આધ્યાત્મિક માર્ગના અનુસરણની આવશ્યકતા અને એવા મહત્વના વિષયોથી એ કીર્તનો ગૂંથવામાં આવ્યાથી સાધકોને એ ઘણા ઉપયોગી થઇ પડશે, કારણ ભજનના રૂપમાં સર્વ તત્ત્વોનું એકીકરણ સહેલાઇથી ધ્યાનમાં રહે. છેવટના પ્રકરણમાંના પ્રહ્લાદ, ધ્રુવ, નારદ વગેરે મહા ભકતોના ટૂંક જીવન વૃત્તાંતો સાધકોને પ્રેરણા રૂપ થઇ પડશે. મહાન્ વ્યકિતઓના જીવનો મનુષ્યને ઉચ્ચ સ્થાને પ્રેરી જઈ શકે છે. ખાસ કરી જ્યારે સાધક રજોગુણના તત્ત્વોથી ઘેરાઇ ગયો હોય ત્યારે તેને આધ્યાત્મિક માર્ગ તરફ કંટાળો, નિરાશા, ભ્રમ અને સંશયો ઉપજે છે અને તે ઇશ્વરના અસ્તિત્વ વિષે પણ શંકાશીલ બનવા માંડે છે. આવી

ક્ષણોએ ખાસ, જે મહાન આત્માઓના જીવનોમાંથી તેઓ આવા સંજોગો દરમ્યાન કેવી રીતે વર્ત્યાં, પોતાના માર્ગમાંની અનેક મુશ્કેલીઓ તેમણે કેવી રીતે દૂર હઠાવી વગેરે જાણવાથી પોતાનામાં એ હિમ્મત અને મનોબળ આવશે અને એક પછી એક નડતરને દૂર કરી જીવનનું અંતિમ ધ્યેય, પરમાનંદ–અમરતા પ્રાપ્ત કરી શકશે.

આશા છે કે ભકિત–માર્ગને અનુસરી જીવન ધ્યેય પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા સાધકોને આ પુસ્તક આશીર્વાદરૂપ જણાશે. ગમે તે માર્ગનું અનુસરણ કરતા બધાય સાધકો એકજ મંચ પર ભેગા થાય છે. ઇશ્વર કે બ્રહ્મ એજ માત્ર સત્ય છે. આ જગત એ માત્ર નાટક છે. આ તત્વ સમજો અને આ જન્મમાં જ મુકત થાઓ. ભકિત માર્ગને અનુસરતાં તમો વિશુદ્ધ પરમાનંદ અને સૌખ્યવાળા સનાતન પદને પામો!!

આનંદ કુટીર, ઋષિકેશ } સ્વામી શિવાનંદ

# દર્શન માટે પ્રાર્થના

ઓ! સર્વ દયાળુ ભગવાન! વખત વીતતો જાય છે. ઇંદ્રિયો બંડ ઉઠાવી રહી છે. મન કુદકા મારે છે. માયા ભ્રમિત કરી નાખે છે. ત્રિવિધ તાપ તપે છે. પાંચ પ્રકારે દુઃખો પીંખે છે. મિત્રો કનડે છે. વ્યાધિઓ હેરાન કરે છે. ઉનાળાનો તાપ જલે છે, માખીઓ. મચ્છરો, માંકડ, વિંછી, અતિશય પજવે છે. સંસારના મોહો લલચાવે છે, હું નથી ધ્યાન કે મનન કરી શકતો. તારી વરદ કૃપા વિના આધ્યાત્મિક માર્ગમાં કાંઈ પણ કરી શક્તો નથી. હે ભગવન્! તમો દયાના દરિયા છો. તમારા આશિષ આપો! એ દયાના દરિયામાંથી મને એક બિંદુ મળે તો શું તે દરિઓ સુકાઇ જશે?

ઓ વંદનીય દેવ! તું દીનબંધુ, દીનાનાથ, કૃપાનિધિ, કૃપાસાગર, અનાથરક્ષક કહેવાય છે. તેં અહલ્યા, દ્રૌપદી, પ્રહ્લાદ, ધ્રુવ, ગજેન્દ્ર, ને ઉગાર્યા. પણ મારે માટે તેં કાંઇ ન કર્યું. હું હૃદય, દુઃખ, તાપ ને અંધારામાં ગરકી રહ્યો છું. તારી કૃપા ને મદદ માટે પોકારી રહ્યો છું. હે! જગતના અદૃષ્ટ સ્વામી! તું કયાં છે? ઓ સ્વયંજ્યોતિ! માછલી જલ વિના કેમ જીવે? સૂર્ય વિના સુરજફૂલ કયાંથી ખીલે? પતિ વિના પતિવ્રતા નહિ જીવી શકે. પ્રાણ વિના મન, તેલ વિના દીપકજ્યોત નહિ ટકી શકે, તેમ તારા વિના હું ન જીવી શકું. હે દેવ! આવ, આવ, મારા હૃદયમાં બિરાજ. તું મારા પ્રાણોનો પ્રાણ, આત્માનો આત્મા છે! દયા કર ભગવાન! દર્શન દે પ્રભો! તારા વિરહનું દુઃખ હવે વધુ સહેવાતું નથી.

## ભક્તની પ્રાર્થના

હે સૌંદર્ય ! હે અવિનાશી અક્ષય દીવ્ય સંપત્તિ ! હે ! માધુર્ય, હે, આકાશોની જ્યોતિ ! હે, દેવોનો, ગાંધર્વોના પ્રકાશ! હે, પ્રિય સ્વજન, તું મારૂં શરીર છે અને શરીરમાંનું અંતઃકરણ છે! તુ આ શરીરમા વસનારો, તુજ બીજ, ને તું જ શક્તિ છે. તું જ જીવનતત્ત્વ, તું જ માતાના ઉદરમાં રહેતો ગર્ભ, તુંજ આંખો, આંખનો ડોળો ને કીકી છે, મારૂ રક્ષણ કર ! મને અનિષ્ટનો સ્પર્શ ન હો ! હું આ સંસારને ભૂલી જાઉં. તારૂ જ માત્ર સ્મરણ કરૂ. તારી મધૂર છાતી પર મને રાખ. મને સદાય તારામાં વસવા દે.

હે ! સર્વ વસ્તુઓમાં ઓતપ્રોત થઇ રહેલ અદષ્ટ પ્રેમ ! હે ! આ વિશાળ જગતને ધારણ કરનાર શક્તિ ! હે ! સૂર્ય, ચંદ્ર, તારા, બુદ્ધિ ને પ્રકાશ આપનાર સ્વયંજ્યોતિ, હે ! દેવાધિદેવ, મહાનોના મહાન્ ! તુ વેદનું ગર્ભસ્થાન છે. તું આ વિશ્વના નિયંતૃ ને સંચાલક છે. તું મારા જીવનનું જીવન છે. મારા આત્માનો આત્મા છે, પ્રાણોનો પ્રાણ, મારા મનનુ મન, આંખોની આંખ, ને કાનોના કાન છે. ફૂલોમા ને દબ્ય ચિત્રોનુ તું સૌંદર્ય છે. વદન ને ત્વચાની કાંતિ તું છે, મધૂર મૌન તુ છે. અંતરમાં રહેતી શાંતિ તું છે. પરમ શાશ્વત સૌખ્ય તુ છે. અવિદ્યા અગર અજ્ઞાનને મારી હઠાવનાર તુ છે: અમરતાને આપનાર તુ છે. કામને હણનાર પવિત્રતા તું. અવિદ્યા શંકા ને ભયના અંધકારને છેદનાર પ્રકાશનો પરમ પ્રકાશ તું, દુઃખ, શોક, સંતાપને ભય દૂર કરનાર અનવધિ આનંદ તું, અમૃત તું. સત્ય, જ્ઞાન, પરમાત્મા, નિત્ય, અનાદિ, અદ્વૈત, અખંડ, પરીપૂર્ણ ને સચ્ચિદાનંદ તું છે.

હે અવ્યક્ત ! હે પૂજનીય ! હે સર્વશ્રેષ્ઠ ! અનન્ત આકાશથી માંડી મારા પગ નીચેના ઘાસના તણખલા સુધી ફેલાએલા

આ વિશાળ વિશ્વને ફોડી તું પ્રવર્તિ રહ્યો છે. આ સર્વ નામ-રૂપ જગતનો તું આધાર છે. તું મારી કીકીની આંતરજ્યોત છે. મારા હૃદયનો પ્રેમ છે, મારા જીવનનું જીવન છે, મારા આત્માનો આત્મા છે, મારી ઇન્દ્રિયોને બુદ્ધિને ચેતન આપનાર મારા અંતરમાંનો સુરમ્ય અનહતધ્વનિ, અને મારા આ શરીર, મન અને સૂક્ષ્મ શરીરનું સત્વ છે.

આ જગતના સર્વશક્તિમાન અધિષ્ઠાતા અને મારા ત્રિવિધ શરીરના આંતરિક નિયંતૃ તરિકે તું જ છે. હે સ્વામી તને અનેકાનેક સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરૂં છું. તું જ એક મારૂં આશ્રય સ્થાન છે. હે ! દયાને પ્રેમના વારિધિ, તું જ એક વિશ્વસનીય છે. મને ઉગાર, દોર, રક્ષ, મારા આધ્યાત્મિક ઊત્કર્ષને આડે આવતા વિઘ્નો દૂર કર, અજ્ઞાનનો પરદો વિદાર. હે જગતગુરૂ ! હવે હું વધુ વખત–રે એક ક્ષણ પણ આ શરીર, આ જીવન, આ સંસારનાં દુઃખ સહી શકુ એમ નથી. જલદી દર્શન આપ ! હે પ્રભો ! હું મરૂં છું. ગળી જાઉં છું. સાંભળ મારી આંતરિક સહૃદયની પ્રાર્થના, સાંભળ ! મારા સ્વામી, ધાતકી માં થા ! તું દીન-બંધુ છે, તું અધમોદ્ધારક છે ! પતીતપાવન છે !

હે ! પ્રેમ ને દયાની મૂર્તિ હે ! જ્ઞાન સૌખ્યના ઝરણ ! તું આ જગતની આંખ છે, તું અદ્રષ્ટા દ્રષ્ટા છે, સંતાઇને સાંભળનાર છે, અકલ્પ્ય વિચારક છે અને અજાણ્યો જ્ઞાતા છે. મને લાલચોમાંથી ઉગાર, તેજ, પવિત્રતા ને જ્ઞાન આપ પ્રભો !

## સત્ય એ જ ઇશ્વિર

ઇશ્વિર જ સત્ય ને સત્ય તે જ ઇશ્વર. સર્વ ભોગે સાચું જ બોલો. સત્યનો જ જય છે, અસત્યનો કદિ નહિં—सत्यमेव जयति नाऽनृतम्। સત્યવાદી સદાય ચિંતા ને પરિતાપોથી બીલકુલ મુક્ત હોય છે. સત્ય વેદો, ઉપનિષદો, યજ્ઞો એ બધા કરતાં ચઢીયાતું

છે. પછી, માન, નામ વગેરે માટે કદિપણ જુઠું નહિ બોલો. જુઠું બોલવા માટે ફરીથી એવી ભૂલ નહિ કરું એવા નિશ્ચય સાથે, પશ્ચાતાપમય અંતઃકરણથી ઉપવાસી રહીને પચાસ માળાના જપ કરવારૂપી શિક્ષા પોતાને કરો. કાંઇ નુકશાન નહીં કરવું, ન્યાય, સમાનતા, આત્મ-સંયમ, નમ્રતા, અદંભ, પ્રામાણિકતા, સરળતા, આત્મ-નિર્ણય, આત્મ-ત્યાગ, ક્ષમા, અભય, શૌચ, ત્યાગ, મલિનતાનો અભાવ, નિર્લોભ, શિષ્ટાચાર, અચાંચલ્ય, સહિષ્ણુતા, શુભેચ્છા, અદ્રેષ, નિઃસ્વાર્થ દાન, સ્વાત્મપણું, ધીરજ, પવિત્રતા, હિમ્મત, નિરભિમાન, એ સત્યના રૂપો છે.

મન, વચન ને કર્મોથી સત્યનું પાલન અને સત્ય બોલીને ઇશ્વરનો સાક્ષાત્કાર કરો. બાર વર્ષ જો સત્ય જ બોલો તો વાક્સિદ્ધિ મળે. પછી તમારી વાણીમાં મહાશક્તિ આવે છે. જે કાંઇ બોલે તે બને છે.

સવારના મજબુત નિશ્ચય કરોઃ "આજે હું સાચું જ બોલીશ." હરિશ્ચંદ્ર, મહાત્મા ગાંધી વગેરેના જીવનોનો અભ્યાસ કરો. દરરોજ આધ્યાત્મિક કાર્યક્રમની નોંધપોથી રાખો અને દરરોજ કેટલીવાર જુઠું બોલાય તે નોંધો. ક્રમશઃ જુઠું બોલવાનું પ્રમાણ ઓછું થશે અને પરિણામે તમો કેવળ સાચું જ બોલશો.

સત્યના સામ્રાજ્યમાં વધુ ઉંડા પેસો. સત્યનો સાક્ષાત્કાર કરવાની અભિલાષા સેવો. સત્ય માટે સર્વનું બલિદાન આપો. સત્ય જ બોલો. સત્ય માટે મરો. સત્ય જ જીવન છે. સત્ય જ અસ્તિત્વ છે. સત્ય જ જ્ઞાન છે. સત્ય જ સુખ છે. સત્ય જ મૌન છે. સત્ય જ શાંતિ છે. સત્ય જ તેજ છે. સત્ય જ પ્રેમ છે. સત્ય જાણવા માટે જ જીવો. સત્યના સાક્ષાત્કાર માટે જ જીવો. તમારા બધા કાર્યોમાં એ સત્ય તમારૂં માર્ગદર્શક હો !

## વિવેકથી વર્તો·

ચામડી વિના, કપડાં વિના, ઘરેણાં વિના સ્ત્રી કાંઇ નથી. એક ક્ષણવાર ધારો કે તેની ચામડી ઉતારી લીધી છે. તો તેની આગળ તમારે કાગડા ને ગીધડાંને નસાડવા માટે લાંબી લાકડી લઈ ઉભવું રહે. શારીરિક સૌંદર્ય ઉપરઉપરનું, ખોટું ને કરમાઈ જનારૂં છે. તે માત્ર ચામડીની રેખા જેટલું જ ઉંડું છે. બહારના દેખાવથી ભરમાશો નહિ. એ માયાનો ખેલ છે. આંતરિક મૂળ—આત્માને જાણો—તે સૌન્દર્યનું સૌન્દર્ય, શાશ્વત સૌંદર્ય છે.

તમારા વાળ સફેદ થવા માંડે તેને મૃત્યુના દેવ યમરાજા તરફથી તેડાનું પહેલું ચિન્હ છે. તેને મળવા માટે તમારે તૈયાર રહેવું જોઇએ. શરીર પર કરચલીઓ અને કમ્મર બેવડાવી એ, એ તેડાની યાદ આપે છે. પછી જ્યારે દાંતો પડી જાય અને આંખનું તેજ ઝંખવાઇ જાય ત્યારે તમારે તેને મળવા માટે બીલકુલ તૈયાર રહેવું જોઇએ. પછી તમને શય્યાવશ થતાં ત્રણ અટકડીઓ આવશે છેલ્લા શ્વાસો ઉપડશે. અને જ્યારે છેલ્લી અટકડી આવશે ત્યારે તમારી સર્વ દોલત તમારા પુત્રો ને ભાગીદાર કબજે કરશે. એક સેવિંગ્સ બેન્કની ચોપડી માટે દોડશે, બીજો ગલ્લો હાથ કરવા અને ત્રીજો પ્રોવીડન્ટ ફન્ડ અને વિમાના કાગળીઆં મેળવી લેવા અને વળી ચોથો તમારા શરીર પરના દાગીના કાઢી લેવા દોડાદોડ કરી મૂકશે. સંસારી જીવનનો આવો અંત છે. શા માટે એ જોઇ શકતા નથી કે તમારૂં ધન આધ્યાત્મિક જ્ઞાનના પ્રચાર અર્થે કે ગરિબ ને માંદાંઓની માવજત માટે નથી ખર્ચી શકતા? મિત્રો! ભક્તિ, ધ્યાન, મનન, શુદ્ધતા, સેવા, જપ, પ્રાર્થના, અને વિવેકદ્વારા અમરતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરો. સર્વ દુઃખો ને પરિતાપોનો અંત આવશે.

## યોગના બીજ ને ફળો

### કર્મયોગ

નિઃસ્વાર્થ કાર્ય (જન સમાજની સેવા) એ બીજ. નારાયણ ભાવ (પ્રાણીમાત્ર ભગવાનના જ રૂપો છે અને હું સર્વમાં વસેલા ભગવાનની જ સેવા કરૂં છું) એવી સેવા કરતાં ભાવના રાખવી તે મૂળ છે. ઉત્સાહ (ખુશ મિજાજ–તમન્ના) એ વર્ષા છે. અંતઃકરણનો વિકાસ એ ફૂલ છે. હૃદયની પવિત્રતા એ ફળ છે.

### ભક્તિયોગ

ઉપાસના એ બીજ. શ્રદ્ધા એ મૂળ. મહાત્માઓની સેવા એ વર્ષા છે. ઈશ્વર સાથે મેળાપ એ ફળ છે.

### હઠયોગ

આસન એ બીજ. પ્રાણાયામ મૂળ, નિયમિત ક્રિયા વર્ષા, તંદુરસ્તી એ ફૂલો, મનની એકાગ્રતા એ ફળ છે.

### રાજયોગ

યમ (સંયમ) નિયમ વગેરે બીજ. ધારણા એ મૂળ. ઇશ્વર પ્રાણીધાન (ઈશ્વરને સ્વાત્માપર્ણ) એ વર્ષા, ધ્યાન એ ફૂલ, અસંપ્રજ્ઞાત સમાધિ (ચૈતન્યમાં નિમગ્નતા) એ ફળ.

### જ્ઞાનયોગ

વિવેક એ બીજ, વૈરાગ્ય (અનાસક્તિ) એ મૂળ, ગુરૂની કૃપા એ વર્ષા, બ્રહ્મજ્ઞાન (આત્મજ્ઞાન) ફૂલ, મોક્ષ એ ફળ છે.

ॐ नारायण

# નૈવેદ્ય

सा परानुरक्तिरीश्वरे ॥ શાં૧૩. ભ. સૂ.

Behold Ram's will alone is supreme;
Bend and bow to that will
Come what may, it is Ram who does all
And He does all for good, for
Ram is kind, Ram is Love,
Ram means always well.

—Ramdas.

ભૂતળ ભક્તિ પદારથ મોટું બ્રહ્મલોકમાં નાહિં રે
પુણ્ય કરી અમરાપુરી પામ્યા અન્તે ચોરાશી માંહિ રે.

(નરસૈંયો)

જે કાંઈ સર્જ્યું છે તે શા માટે, જો મનુષ્ય જે બધાં પ્રાણીઓથી સરસો છે તેના ઉપભોગ માટે ન હોય તો? અવનિ પરની સઘળી વસ્તુઓ પર સત્તા ને સામ્રાજ્ય મેળવવાની વૃત્તિ માનવીને શા માટે હોય, જો તેને પદાર્થો પોતા માટે મેળવવા સાચવવાના ન હોય તો? આવા લક્ષણો, આજે આ મેળવ્યું ને કાલે વધુ મેળવીશ એવી મનુષ્યની ધગશ ગેરવાજબી નથી ઠેરવતી! એથી પદાર્થ

જ એટલે કે દ્રવ્ય સ્પર્શ્ય વસ્તુ જ વાસ્તાવિક છે એવો સામાન્ય આભાસ પ્રચલિત છે. પદાર્થને પ્રત્યક્ષપણે સર્વત્ર નિહાળતો મનુષ્યસમૂહ પદાર્થસેવનને બુધ્ધિમત્તા ને પદાર્થની શોધને વિજ્ઞાન માની પદાર્થો મેળવવા સાચવવામાં જ કર્તવ્યની ઈતિશ્રી સમજવામાં સહેજ જ પ્રેરાય છે.

પણ સાથેસાથ ઉલ્ટો જ નિયમ કાર્ય કરતો માલુમ પડે છે; કે પદાર્થો ઓગળી જ જવા સર્જાયા છે. **व्यतिपजति पदार्थानान्तरः कोऽपि हेतुः न खलु बहि रूपाधिन्प्रितयः संश्रयन्ते ॥** કોઈ અદષ્ટ એ કળા છે કે જેને બહારની ઉપાધી અસર કરતી નથી. તે પદાર્થોનું રૂપાંતર ને પરિણામે અલોપ કરતી હોય છે. અહિં પદાર્થ-વાદનો ગર્વ ગળાય છેઃ છતાં એવી કામના શા માટે, જો ઉપભોગ માટે નહિ હોય તો, એવી ભુલભુલામણીમાં મનુષ્ય પાછો ત્યાં ને ત્યાં જ અથડાતો કૂટાતો કદિક એવો આંતરભાવ કાઢે છે કે **केन इषितं पतति प्रेषितं मनः** (કેનોપપિષદ્)કોના વડે ઇચ્છાયેલું મોકલાયેલું મન વિષયોમાં પડે છે! **अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः** (ગી. અ. ૩-૩૬)કોના વડે ધકેલાયેલો મનુષ્ય આ ભાંજગડમાં પડે છે? **का वा गतिर्मे कतयोऽस्त्युपायः** (વિવેક ચુડામણી-૪૦) કયાં અથડાઉં છું, શું કરવાનું ને નહિ કરવાનું ?

ધૂમાડો અગ્નિની હયાતી, ઓળો અરીસાની હયાતી સિદ્ધ કરવા માટે જ છે, તેમ પદાર્થ અપદાર્થની હયાતી પૂરવાર કરવા માટે જ છે. પૃથ્વિ પરના સર્વ પદાર્થો તરફ બુધ્ધિ ફરી આવે, પણ અંતે પૃથ્વિનો છેડો ઘર, તેમ,

ઘરરૂપ અપદાર્થ આગળ જ આવી અટકે છે. પદાર્થ એ ઓળો આભાસ છે, અપદાર્થ એ અરીસો મૂળ છે. જડવાદ એ આભાસ, ઓળો, પડછાયો, મોહ છે; તે જેમ આવવાની ક્રિયાની પાછળ લગોલગ જવાની ક્રિયા જોડાયેલી છે તેમ મોહવૃત્તિ નિવૃત્તિમાં જ, ગણિતની ભાષામાં એકમાંથી એક બાદને અંતે શૂન્ય જ શેષ, તેમ શૂન્યમાં જ પરિણામી છે. यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति तदा गतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ( ગી.અ.૨.૫૨ ) જાણેલું ને જાણવાનું, મેળવેલું ને મેળવવાનું, એવી આભાસની બીજી બાજુ બુધ્ધિ વળશે ત્યારે સર્વ ભાંજગડ ફોગટ લાગશે.

Such is the Law which moves to righteousness,
Which none at last can turn aside or stay;
The heart of it is Love, the end of it
Is peace and consumation Sweet. Obey.

—The Light of Asia.

એવો એ મહાનિયમ છે જેની ગતિ મૂળ તરફજ છે. કોઈ એને ફેરવી કે અટકાવી શકે એમ નથી. એનું હૃદય એકવાક્યતા ને છેડો પરમશાંતિ ને સુમધુર સમાધાન --તલ્લિનતા છે. તાબે થાવ. (બુદ્ધ) ઓળો ને અરીસા વચ્ચે વિવેકને પરિણામે અદૃષ્ટ નિયમ પ્રત્યે પ્રેમ એજ બુદ્ધિની ગડમથલનું સમાધાન છે. એ નિયમનું પ્રચલિત નામ ઈશ્વરેચ્છા. ઈશ્વર જ એક સત્ય-નિત્ય વસ્તુ છે— ब्रह्म सत्यं जगन्मिथ्येत्येवं रूपो विनिश्चयः। सो यं नित्यानित्य वस्तु विवेकः परिगण्यते (શંકરાચાર્ય--વિ. ચૂ. ૨૦) એવી અડગ શ્રધ્ધા તેજ વિવેક. 'આપણો ચિન્તવ્યો

અર્થ કાંઈ નવ સરે' પણ 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ સાથે', આ સારા વિશ્વ સંચાલનનું મૂળ ઈશ્વરેચ્છા છે એવી અડગ શ્રદ્ધાયુકત બુદ્ધિથી ઈશ્વરને જ સમર્પણ થવું, 'હું છું' ને 'હું' 'મારે' માટે 'મારી' શકિત પર વર્તું છું', એ બુદ્ધિનો આભાસ, મનની વૃત્તિ છે તેને નિવૃત્ત કરી પરમપદ-મૂળમાં જ મનને પરોવું એજ માનવીનું પરમ કર્તવ્ય ઠરે છે.

કહે હિ કબીર સનહુ તો સંતો જો યહ પદ અર્થાવે;
જો યહ પદકો ગાય બિચારે આપ તરે ઔ તારે. (કબીર)

મનનું પરમાત્મતત્ત્વ (મૂળ) સાથે સંલગ્ન એનું નામ ભકિત. જેમ કન્યા પતિને જાણતાં જ, પોતાને મહાવ્યથા વેઠી જન્મ આપી ઉછેરવાના કષ્ટો વેઠનાર માતા પિતામાંથી મન ખેંચી લઈ, પતિ કરતાં કાંઈ જ અધિક નથી ને પતિની ઈચ્છાને આધિન વર્તે છે, તેમ ઈશ્વરરૂપી પતિ બુદ્ધિરૂપી કન્યાને પ્રાપ્ત થતાં તે પતિને જ સર્વભાવે તાબે થવું એજ સર્વ ધર્મ (કર્તવ્ય) નું નિતારણ છે. जळो ते जाणीव जळो ते शहाणीव राहो माझा भाव विठ्ठल पार्थी। जळो तो आचार जळो तो विचार राहो मन स्थिर विठ्ठल पार्थी॥ જળો રે! તે જ્ઞાન, જળો તે ડહાપણ, રહો મારો ભાવ વિઠ્ઠલ ચરણે; જળો રે! તે આચાર જળો તે વિચાર, રહો મન સ્થિર વિઠ્ઠલ ચરણે. (તુ.અ.ગા. ૩૪૬૪) સંત તુકારામે ભકિતયોગ આ એક ગાથામાં સુંદર રીતે સમાવ્યો છે. "Weep for God with a longing heart. Tears shed for him

will wash away the clay. (Sree Ramakrishna) ઉંડા અંતરથી ભગવાન માટે રડો. તેને માટે સારેલાં આંસુ બુધ્ધિ પરનો કાટ ધોઈ નાખશે. सा मुख्येततरापेक्षितत्वात् ( શાંડિલ્ય ) તેજ ( ભકિત જ ) સંસાર દુઃખોના નિવારણનું મુખ્ય સાધન છે. બીજાં સાધનો એના પર આધારભૂત છે. ઇશ્વરેચ્છામાં જ સંપૂર્ણપણે અનુરકત થવું અને વિનીત દાસભાવે હોણાર હો સો હોય ( સમર્થ રામદાસ ) ભગવાન ! તુંજ કર્તા ને ભોકતા, એમ મનનો ભગવાનને ચરણે નૈવેદ્ય ધરવો એ યોગાસન–ભકિતયોગ.

Only be steadfast, never waver
Non seek earth's favour,
But rest;
Thou knowest that what God wills must be
For all His creatures, so for thee the best.
—P. Fleming.

એટલું જ કે મકકમ થા, જરી ડગ નહિ, પદાર્થનો સ્હા છોડ, નિવૃત્ત થા. જાણ કે ઇશ્વરની ઇચ્છા, જેમ તેના સમસ્ત સર્જન વિષે સર્વશુભ છે તેમ જ તારે વિષે પણ. આવા હૃદયભાવે ઇશ્વરેચ્છાને આધિન થઈ આત્મનિવેદન કરવું એ પરાભકિત, मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ( ગી. ૧૨–૮ ) મારામાં મન ને બુદ્ધિ પરોવ, એમ. ગીતાના સઘળા બોધના ચર્વીતચરણને અંતે ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને इष्टोसि मे મને તું ખાસ પ્રિય છે તેથી

હું તને ફરિફરિ કહું છું ભૂયઃ શ્રૃણુ વળી એકવાર સાંભળ એમ ખાસ ભારપૂર્વક સંબોધી અંતમાં ઉપદેશ આપે છે કે सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज (ગી.૧૮-૬૬) આ કરૂં કે તે કરૂં એવી બધી જંજાળ છોડી એક મારે જ શરણે આવ. શરણાગતિ ભક્તિના ઔપમ્ય વિષે આથી किं वहुना.

सर्वे सन्तु निरामया:

પોતાપણાને ઈશ્વરેચ્છામાં ઓગાળો !!

ॐ शांतिः शांति. शांति ॥

શાંતકુટિર
અંધન, (ગણદેવી) } ભદ્રશંકર મંછારામ ભટ્ટ

# :: અનુક્રમણિકા ::



અગત્યનો સુધારો: પૃષ્ઠ ૭૨ પરની શરૂઆતની બે લિટી પૂરી થતાં પ્રકરણ બીજું પૂરૂં થાય છે અને દરિઆ કિનારે રેતીના રણ હોય છે એ પેરેગ્રાફથી "ભક્તિના આવશ્યક તત્ત્વો" નામનું ત્રીજુ પ્રકરણ શરૂ થાય છે તેની નોંધ લેવા વાંચકોને વિનંતિ છે.



# ભકિત અને સંકીર્તન



: લેખક :

સ્વામીશ્રી શિવાનંદજી સરસ્વતી

## પ્રકરણ ૧–ભક્તિ-સાધના

### ૧. ઈશ્વરનું અસ્તિત્વ

આગગાડીનું નિર્જીવ એન્જીન હુશિઆર ચલાવનાર વિના ચાલી શકતું નથી તેમજ આ શરીરરૂપી જડ–એન્જીન કુશળ ચલાવનાર–ઈશ્વર વિના ચાલી શકતું નથી શરીરની હયાતી પરથી શરીરરૂપી એન્જીનના છૂપા હાંકનારનું અસ્તિત્વ સમજી શકાય છે

શરીર, મન, પ્રાણ, ઇન્દ્રીયો વગેરે ઉપાધીઓનું હલન-ચલન તેમા ચૈતન્યશક્તિના સંચાર વિના હોઈ શકતું નથી. એ ચૈતન્યશક્તિની હયાતી પરથી ઈશ્વર–બ્રહ્મ–આત્માનું અસ્તિત્વ કહી શકાય છે.

તમારી સઘળી અસ્કયામત અને સર્વ પ્રકારની સગવડતાઓ હોવા છતા તમને સદાય એમ લાગ્યા જ કરે છે કે તમને કાંઈકની જરૂર છે અર્થાત તમને કાંઇક અપૂર્ણતા જ સાલ્યા કરે છે પૂર્ણતાનો સંતોષ નથી હોતો પણ જે તમારામાં સર્વસંપૂર્ણ ઇશ્વરને ઉમેરો તો તમને પોતનામા પૂર્ણતા લાગશે

જ્યારે તમો કોઇક ખોટુ કાર્ય કરો છો ત્યારે તમે ભયગ્રસ્ત થઇ જાઓ છો. તમારૂ અંતઃકરણ ગભરાઇ ઉઠે છે આ પણ પૂરવાર કરે છે કે ઈશ્વર છે અને તે તમારા સઘળા વિચારો અને કાર્યો જુએ છે.

બ્રહ્મની વ્યાખ્યા કરવી એટલે બ્રહ્મની હયાતીનો અસ્વિકાર અર્થાત તેની વ્યાખ્યા જ હોઈ શકતી નથી બ્રહ્મના પ્રમાણ માટે માત્ર એક જ સાધન છે તે "આ નહિ" "આ નહિ"

(નેડત્તિ નેડત્તિ) ની પરંપરા એથી જ બૃહદારણ્યક ઉપનિષદમાં ૠષિ યાજ્ઞવલ્ક્ય બ્રહ્મને "આ નહિ" "આ નહિ" (નેડત્તિ નેડત્તિ) તરીકે વર્ણવે છે આનો અર્થ એ થાય છે કે સર્વ નામો અને રૂપોને બાદ કરતાં જે બાકી રહે તે બ્રહ્મ

બ્રહ્મ-આત્મા અંતર્યામી ઈશ્વર પ્રયોગ રૂપે બતાવી શકાતા નથી, કારણ તે ઇન્દ્રીયો અને મનથી પહોંચી શકાતા નથી, પણ તેનુ અસ્તિત્વ કેટલાક અનુભવસિધ્ધ બનાવો તેમજ માનુષિક જીવનના કેટલાક સમાન અનુભવો પરથી સમજી શકાય છે એક સ્ત્રી ત્રીજે માળેથી નીચે પડી, જ્યા તીણા ધારવાળા પત્થરો હતા. તે ભયંકર રીતે ઈજા પામી હોત, પણ તે ગજબ બચી ગઇ હતી તે જાતે જ બોલી, 'કોઇ અદ્રષ્ટ હાથોની હૂંફ મને લાગી. કોઇ અભેદ્યશક્તિએ મને બચાવી" આવા દાખલાઓ સામાન્ય બનતા હોય છે

ગોઇકવાર તમો ઘણી જ કટોકટ મુઝવણમા કે સખત આર્થીક તંગીમા હોવ છો કોઈક અભેદ્ય પ્રકારે તમને સહાય મળી રહે છે બરોબર સમયસર તમને પૈસા મળી જાય છે. લગભગ બધાને આવો અનુભવ હશે એવે વખતે તમે સાશ્ચર્ય બોલી ઉઠો છો 'ઇશ્વરનો રાહ ન્યારો જ છે! હવે મને ઈશ્વરમા સંપૂર્ણ શ્રધ્ધા ઉપજી છે અત્યાર સુધી મને ઈશ્વરમા ભરોસો ન હતો"

એક વકીલને ઇશ્વરમા શ્રધ્ધા ન હતી. તે ગંભીર પ્રકારે માંદા પડ્યો તેનો છેલ્લો શ્વાસ પણ અટકી પડયો તેની પત્ની, પુત્ર, કુટુમ્બીઓ રડવા લાગ્યા પણ તેને ગજબ અનુભવ થયો. યમના દૂતો તેને યમરાજાના દરબારમા પકડી લઈ ગયા. યમરાજાએ દૂતોને કહ્યુ "આ માણસને અહિ લાવવાનો ન હતો તમે ખોટો માણસ લાવ્યા છો એને પાછો મોકલી દ્યો" એક કલાક બાદ તે ફરી શ્વાસોચ્છ્વાસ લેવા મંડ્યો તેણે બરોબર

અનુભવ્યું હતું કે તે એ શરીર છોડી ગયો હતો. યમના દરબારમાં ગયો હતો અને ફરીથી પોતાના માનુષિક દેહમા દાખલ થયો હતો. આ આશ્ચર્યકારક બનાવે તેના આખા જીવનને પલટાવી દીધું. તેને ઈશ્વરમાં અસાધારણ શ્રધ્ધા ઉપજી અને વધી અને તે ધર્મચુસ્ત બન્યો. એ હજીએ સંયુક્ત પ્રાંતમાં જીવે છે.

બીજા એક વકીલને પણ એવો જ અનુભવ થયો હતો; પણ તેના અનુભવનો પ્રકાર કાંઇક જુદો હતો. તે પણ નિરીશ્વરવાદી (નાસ્તિક) હતો. તેને યમના દરબારમા યમદૂતો લઈ ગયા હતા. તેણે યમરાજાને કહ્યું 'મેં મારૂં દૈહિક કાર્ય પૂરૂં કર્યું નથી. મારે હજી ઘણું ઉપયોગી કામ કરવાનું બાકી છે. તો કૃપા કરી મને જીવવા દો." તેની માગણી કબુલ કરવામાં આવી. આ ગજબ અનુભવથી તે ખૂબ આશ્ચર્યચકિત બન્યો. તેનો સ્વભાવ પણ બીલકુલ બદલાઈ ગયો. તેણે વકીલાતનો ધંધો તુરત મુકી દીધો. તે હવે પોતાનું જીવન નિઃસ્વાર્થ સેવા અને ભગવદ્ ધ્યાનમાં જ ગાળે છે. હજી તે દક્ષિણ હિંદુસ્તાનમાં જીવે છે.

તમે જુઓ છો કે મરતા મહારાજાધિરાજને દુનિઆમાંના મોટામાં મોટા દાક્તરો પણ મરતા બચાવી શકતા નથી. બીજા એવા પણ ઘણા દાખલાઓ તમે સાંભળ્યા હશે કે જેમાં ખરાબમાં ખરાબ અસાધ્ય રોગોથી પિડાતા રોગીઓ કે જેને માટે અતિકુશળ દાક્તરોએ આશા જ મુકી દેવા જણાવ્યું હોય તેઓ પણ અદ્‌ભુતરીતે સારા થયેલા હોય. આ જ એક ચોખ્ખો પુરાવો છે કે સઘળી ઘટનાઓ પાછળ દૈવી હાથ હોય છે.

કેટલીયવાર તમને બીજા માણસોની સંગત ગમતી નથી. તમને એકલા રહેવાનું મન થાય છે. તમે કોઈ વાડી કે નદિના કિનારે એકાંત જગ્યામાં જાઓ છો, અને આંતરિક શાંતિનો આહ્લાદ માણો છો. આ બતાવે છે કે તમો તથ્યમાં શાંતિની મૂર્તિરૂપ છો, એકાંતિક છો, બ્રહ્મ સાથે એકતાવાળા છો.

કેટલાક માણસો એંસી વર્ષની ઉમ્મરે મરણ પામે છે, કેટલાક માત્ર માતાના ગર્ભમા જ મરી જાય છે, કેટલાક વીસ વર્ષે તો વળી કેટલાક ચાળીસ વર્ષે મરે છે આ પ્રમાણે વર્ષોમા અતરોનુ શુ કારણ? બધાના જીવનના એ લાંબાટૂકા સમયો કોણે નક્કી કર્યા છે? આ જ ચોખ્ખુ પુરવાર કરે છે કે કર્મનો સિધ્ધાત છે, અને સર્વવ્યાપક ઇશ્વર હયાતી ધરાવે છે કે જે સઘળા જીવોના કર્મોના ફળોના વિધાતા છે, જે જીવોના કર્મો પ્રમાણે તેમની જીદગીના સમયો નિર્માણ કરે છે, જે કર્મો અને તેના ફળો વચ્ચેનો સપ્રમાણ સબધ જાણે છે કર્મ જડ એટલે નિશ્ચેતન હોવાથી ત પોતે પોતાના ફળ નક્કી કરી શકે નહિ

ઘુવડ દિવસના પ્રકાશની હયાતીનો સ્વીકાર કરે કે નહી, પણ પ્રકાશ તો હોયજ છે તમે ઇશ્વરનુ અસ્તિત્વ સ્વીકારો કે નહી, પણ તે હોય જ છે તે સદાય ત્રણે કાળોમા પોતાને દીવ્ય પ્રકાશ ફેલાવી રહ્યો હોય છે તમો તેની શોધ કરવા માડો તે અગાઉનો તે હયાત છે તમારા શ્વાસોશ્વાસ કરતા તે તમારી વધુ નજીક છે, અને તમારા હાથ ને પગ કરતા ય વધુ પાસે છે

તમો પોતે જ હયાતી ભોગવો છો કે કેમ? એ મારો સવાલ છે જો તમો 'ના' કહો તો હું કહીશ કે હું મારી નજર સામે તમને મજબુત હાથો, વિશાળ બાહુ અને મોટી આખો સહિત મોટા રૂપમા જોઉ છુ જો તમો "હા" કહેશો તો તે ઇશ્વરની હયાતી પુરવાર કરવાનો માર્ગ બતાવશે ઇશ્વર છે કે નહિ એ સવાલ જ ઇશ્વરની હયાતી સ્પષ્ટ રીતે પુરવાર કરે છે

જે કાંઈ તમો જૂઓ છો તે જ ઇશ્વર છે જે તમો સાંભળો છો તે ઇશ્વર છે જે તમો સૂધો છો તે ઇશ્વર છે જે કાંઇ તમો સ્પર્શો છો તે ઇશ્વર છે આ ઇશ્વરનુ પ્રકટ સ્વરૂપ છે આ શરીર તે વિરાટ સ્વરૂપનું અગ છે લીગશરીર (સૂક્ષ્મ-શરીર)

તે હીરણ્યગર્ભનુ છે, અને ચેતનશરીર તે ઇશ્વરનુ છે હવે 'હું' કયા ગયો?

ઇમર્સન કહે છે, "આપણી આજુબાજુ દરરોજ બનતા બનાવો પર થોડોક જ વિચાર આપણને જણાવશે કે આપણી પોતાની ઇચ્છા–શકિતની ઉપર કોઇ મોટો નિયમ છે કે જે સઘળા બનાવોનુ નિયંત્રણ કરતો હોય છે, અને આપણી અતિ-કષ્ટમય પ્રવૃત્તિઓ–આપણા કનેશમય પરિશ્રમો બીનકુલ બીન-જરૂરી અને તદ્દન નિષ્ફળ છે, આપણા સહજ સ્ફુર્ણિત સાદા ને સરળ ગયોમા જ આપણે મજબૂત હોઈએ છીએ અને એ ઉપરી નિયમને અધિન રહી સતોષ માનવાથી જ આપણે શાતિમય બની શકીએ છીએ શ્રધ્ધા અને પ્રેમ માથ પર ચિતાના પર્વતનો ભાર ઉતારી દેશે મારા પ્યારા બધુઓ! કુદરતના મધ્યબિદુ આગળ અને પ્રત્યક માનવીની ઇચ્છા ઉપર એક મહાન આત્મા છે કે જેથી આપણામાનુ કોઇ પણ જગતને છતરી શકે એમ નથી. કુદરતમા પોતાનો અવિચળ પ્રભાવનો તેણે એવો સચાર કર્યો છે કે જેથી જો આપણે તેની સલાહ મુજબ વર્તીએ તો સુખી થઇએ અને જો તેના (સર્જેલા) પ્રાણીઓને દુખ આપવા ફાફાં મારીએ તો આપણા પોતાના જ હાથો આપણા અગ સાથે ચોટી જશે અગર તો તે આપણી જ છાતી કૂટયા કરશે" બની રહેતી સઘળી ઘટના આપણને શ્રધ્ધાનો જ પાઠ શિખવે છે મિત્રો તમે મને કહી શકશો કે, આ વિશાળ ભૂમિની સપાટી પર એક પણ એવો કોઈ હશે કે જે મત્યુથી બ્હીનો નહી હોય? કોઈ પણ એવો હશે કે જે પોતે અતિ ગભીર મુશ્કેલીમા હોઇ પોતે જીવન–મરણ વચ્ચે ઝોલા ખાતો હોય અતિવ અસહ્ય વેદનાથી વિધાતો હોય ત્યારે પરમાત્માનુ નામ નહી લેતો હોય? તો પછી, ઓ શકાશીલ મિત્રો, તમો ઇશ્વરનુ અસ્તિત્વ કેમ નકારી શકો? જ્યારે તમો સકટમા હોવ ત્યારે તમો પોતેજ તેની હયાતી સ્વીકારો છો વિપરીત બુદ્ધિને ગરણે અને સાસારીક મોહના

લીધે તમો નાસ્તિક બની ગયા છો. આ એક મહામૂર્ખતા નથી ? ગંભીર પણે વિચારો. વિવાદ કરવાનું મૂકી દો. તેને યાદ કરો અને હમણાંજ અમરતા ને શાશ્વત શાંતીની પ્રાપ્તિ ને માર્ગે વળો

## ૨. પ્રાર્થનાની પ્રબળતા

પ્રાર્થનાની અસર અસાધારણ છે. મને ઘણા અનુભવો થયા છે ગાંધીજી પ્રાર્થનાના મહાન્ ઉપાસક છે. જો પ્રાર્થના - સહૃદયથી કરવામાં આવે, અંતરના ઉંડાણમાથી તે નિકળતી હોય તો તે ઇશ્વરના હૃદયને તુરત જ પીગળાવી દેશે. દ્રૌપદીની અંતરની પ્રાર્થના નિકળતાં ભગવાન શ્રીકૃષ્ણને દ્વારકામાંથી ઉઘાડે પગે દોડવુ પડયું. તમો બધા આ જાણો છો. જગતના સર્વાધિષ્ટા શ્રીહરીએ પોને તેને બચાવવા આવવામાં જરી મોડા પડવા માટે ભક્ત પ્રલ્હાદની માફી માગી હતી. ભગવાન કેટલા દયાળુ ને પ્રેમાળ છે!

પ્રાર્થના પર્વતોને પણ ચલાવી શકે છે. પ્રાર્થના અદભૂત જાદુઓ કરી શકે છે ફક્ત એકજવાર તમારા હૃદયના ઉડાણમાથી બોલો· "હે ભગવાન ! હું તારો છું. તારું જ ધાર્યું થાય. મારા પર દયા કર. હું તારો દાસ છું. ક્ષમા કર, દોર, રક્ષણ કર, માર્ગ બતાવ, ત્રાહી–ભયથી બચાવ, મારી બુદ્ધિને દોર." મનની વલણ વિનમ્ર ને આજ્ઞાંકિત રાખો. હૃદયમાં નિર્મળ ભાવના પોષો. એવી પ્રાર્થના તુરતજ સંભળાય છે ને તેનો જવાબ પણ મળે છે. જીવનની દરરોજની લડત દરમ્યાન આ પ્રમાણે પ્રાર્થના કરો અને પ્રાર્થનાનો અતિ પ્રબળ શકિતનો પોતાની જાતે અનુભવ કરો તમારામા ઇશ્વરના અસ્તિત્વ માટે અનન્ય શ્રદ્ધા – જબર આસ્તિક બુદ્ધિ હોવી જોઇએ

પરમેશ્વર પાસેથી અનેક પ્રકારની બક્ષિસો અને વરદાનો મેળવવા માટે ખ્રિસ્તિઓની જૂદીજૂદી રીતની પ્રાર્થનાઓ હોય

છે. મુસલમાનો અને બીજા ધર્મીઓ માટે પણ સૂર્યોદય, મધ્યાહન સૂર્યાસ્ત, પથારીમાં સૂતી વેળા, ખોરાક લેતાં પહેલાં વગેરે સમયોએ પ્રાર્થનાઓ હોય છે. યોગની શરૂઆત પ્રાર્થનાથી થાય છે. પ્રાર્થના એ યોગનું પહેલું અગત્યનું અંગ છે. પ્રારંભિક આધ્યાત્મિક સાધનાને પ્રાર્થના કહે છે.

લૂટારૂ પણ જો પ્રાર્થના કરે તો ઇશ્વર સહાય કરે છે. પવિત્રતા, ભક્તિ, પ્રકાશ, જ્ઞાન માટે ઈશ્વરની પ્રાર્થના કરો. તમને એ જરૂર મળશે. સવારમાં વહેલા ઉઠી, અને માનસિક ને શારીરિક બ્રહ્મચર્ય માટે પ્રાર્થના કરો. તમને અનુકૂળ રીતે પ્રાર્થના કરો. બાળકના જેટલા ભોળા બનો. તમારા હૃદયના દરવાજા બીલકુલ ખુલ્લા કરો. જરીપણ લુચ્ચાઇ કે બનાવટ ને સ્થાન નહીં આપો. તમને જરૂર તમારી માંગણી ફળશે. સહૃદયી ભક્તો પ્રાર્થનાની અતિ પ્રબળતા સારી રીતે જાણે છે. નારદ-મુનિ હજી પણ પ્રાર્થના કરી રહ્યા છે. નામદેવની પ્રાર્થનાથી શ્રીવિઠ્ઠલ મૂર્તિમાંથી બહાર ધરાવેલો ભોગ ખાવા આવ્યા હતા. એકનાથની પ્રાર્થનાથી શ્રીહરિએ પોતાનું ચતુર્ભૂજ સ્વરૂપ તેને બતાવ્યું હતું. મીરાંની પ્રાર્થનાથી શ્રીકૃષ્ણ તેના સેવક તરિકે દોડી આવ્યા. દામાજીની પ્રાર્થનાથી ભગવાન શ્રીકૃષ્ણ તેના નોકર તરિકે આવી બાદશાહને દેવું ભરવામાં સહાય કરી. આથી વધારે શું જોઈએ? હમણાં જ, આજ ક્ષણે હૃદયથી પ્રાર્થના કરો. જરી પણ વિલંબ ન કરો, મિત્ર, કાલે કરીશ એમ મોકુફ રાખશો તો તે 'કાલ' કદિ આવવાની નથી.

## ૩. પૂજાની આવશ્યકતા

ઈશ્વર-પરમાત્માની નજીક સાંનિધ્યને પહોંચવા માટે ઉપાસક જે પ્રયત્નો કરે છે તેને ઉપાસના કહે છે. જે સઘળી માનસિક કે શારીરિક વ્રતો કે ક્રિયાઓ દ્વારા જીજ્ઞાસુ આધ્યાત્મિક

ક્ષેત્રમાં ક્રમશઃ પ્રગતિ કરી, પરિણામે પોતાનામાં પોતાના હૃદયમાં ઇશ્વરતત્વની હાજરી અનુભવે છે; તે વ્રતો-ક્રિયાઓનો ઉપાસનામાં સમાવેશ થાય છે. ઉપાસ્ય એટલે ઉપાસનાનો જે વિષય જેવો કે ઇશ્વર-તે.

ખાવું, પીવું, ઉંઘવું, સૂવું, ભય, મૈથુન વગેરે જાનવરો અને મનુષ્યોમાં સમાન છેઃ પણ જે મનુષ્યને ખરો માનવી -ઇશ્વરી માણસ-બનાવે છે તે ઉપાસના. ઉપાસના માણસને દેવ બનાવે છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ભગવાને કહ્યું છેઃ भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन। ज्ञातुं द्रष्टुं च तत्वेन प्रवेष्टुं च परंतप ॥ અ. ૧૧ શ્લો. ૫૪. કેવળ અનન્ય ભક્તિથી જ હે અર્જૂન! આ પ્રમાણે મારૂં જ્ઞાન થવું, મને જોવો અને હે પરંતપ! મારામાં તત્વથી પ્રવેશ કરવો શક્ય છે.

જે ઉપાસના નથી કરતો અને જે કેવળ ઇંદ્રીય-વિષયોના ભોગમાં જ જીવન વ્યતિત કરે છે, તે મનુષ્યના રૂપમાં પશુ જ છે.

આધ્યાત્મિક માર્ગમાં પ્રગતિ કે આત્મોન્નતિ કે ધર્મ-પ્રાપ્તિના સઘળા સાધનોમાં, ઉપાસના માત્ર અનિવાર્ય જ છે. એટલું જ નહિ પણ સઘળા વર્ગના ને કક્ષાના લોકો માટે તે અસામાન્યતઃ હિતકારક છે. એ સ્હેલી પણ છે. દાનધર્મમાં દાન આપનારમાં શ્રદ્ધા વિના તે દાનનું ફળ મળતું નથી. જે સઘળા દાનો ઉપાસનાદ્વારા સ્ફુરાયા હોય એટલે ઇશ્વર પ્રત્યેના અનુરાગથી પ્રેરાયા હોય તે સાત્વિક દાન છે. તપથી, યજ્ઞથી, કિર્તનથી, ઇશ્વર પ્રત્યે અનુરાગ અને શ્રદ્ધા તથા દિવ્ય પ્રકારની આંતરીક ભાવના પ્રબળ બની સંપૂર્ણ સાત્વિક ફળદાયી થાય છે.

પતંજલિ મહર્ષિ પોતાના રાજયોગ સૂત્રોમાં અનેક સ્થળે ઉપાસનાની આવશ્યકતા પર ખૂબ ભાર મૂકે છે. રાજયોગી માટે પણ ઉપાસના જરૂરી છે. તેને પણ પોતાના ઇષ્ટદેવ-યોગેશ્વર

શ્રી કૃષ્ણ અગર ભગવાન શિવ માર્ગદર્શક દેવ તરીકે હોય છે, ઇશ્વરને સમર્પણ એ રાજ–નિયમ ને ક્રિયાયોગનું અંગ છે. પતંજલિ કહે છેઃ "ઉપાસના દ્વારા સમાધિમાં પ્રવેશ થઈ શકે."

## ૪. પ્રતિમા (મૂર્તિ) યા ચિન્હ

સઘળી વસ્તુઓ ઉપાસ્ય હોઇ શકે, પણ મન પરની અસરને કારણે ઉપાસના માટે વધુ લાયક એવી વસ્તુઓની પસંદગી સ્હેજે થઇ જાય છે. મૂર્તિ કે જાણીતા ચિન્હોમાંનું એક એ ઉપાસકના મનને દેવતાના વિચાર તરફ પ્રેરી જવા સંભવ છે. શાલિગ્રામ પત્થર મનની એકાગ્રતા સહેલાઈથી લાવી આપે છે. પ્રત્યેક માણસને એક ચોક્કસ ચિન્હ કે મૂર્તિ માટે કુદરતી ભાવ હોય છે. આ બધી ઉપાસકની વ્યક્તિગત વલણ છે કે જે પોતાને અમુક જ દેવ પરની શ્રદ્ધા પરથી ઉદ્દભવે છે. માનસશાસ્ત્ર પ્રમાણે આનો અર્થ એ થાય કે એક ચોક્કસ મનને એમજ લાગે છે કે અમુક જ સાધન, ચિન્હ કે મૂર્તિ દ્વારા જ તે પોતાની ઇચ્છીત દિશામાં કાર્ય કરી શકે.

જે ઉપાસક કોઇપણ ચિન્હ કે મૂર્તિને પત્થરના, માટીના પિત્તળના રૂપમાં કે છબી કે શાલિગ્રામના રૂપમાં ભગવાનનું શરીર જ માને છે, તેની ઉપાસના માત્ર મૂર્તિપૂજા નથી. સર્વ પદાર્થમાત્ર ઇશ્વરનું રૂપ છે. સર્વવસ્તુ ઉપાસ્ય છે, કારણ સર્વ ઇશ્વિરનું જ રૂપ હોઈ તેમાં તેની ઉપાસના છે. ઉપાસનાની ક્રિયા પરથી જ સમજાય છે કે જે ઉપાસ્ય છે તે શ્રેષ્ટ અને સચેત વસ્તુ હોવી જોઇએ. વસ્તુ માત્ર પ્રત્યે આ પ્રમાણેની દ્રષ્ટિ ભકતે સિદ્ધ કરવી જોઇએ. બીજા કેળવાયેલા મનને પ્રત્યેક વસ્તુ તરફ આ પ્રમાણે જોવાની તાલીમ આપવી જોઇએ.

માનવસમુહનો મોટો ભાગ અશુદ્ધ કે નબળા મનનો હોય છે, આવા માણસો માટે ઉપાસનાનો વિષય શુદ્ધ-નિર્મળ હોવો જોઇએ.

હાસ તથા દ્વેષ ઉપજાવનારા વિષયોનો ત્યાગ કરવો જોઇએ. પણ ઉંચી કક્ષાએ પહોંચેલો સાધક, જેનું મન નિર્મળ છે, અને જે સર્વત્ર ઇશ્વરની હાજરી જુએ છે, તે કોઈપણ વસ્તુને ઉપાસ્ય તરીકે સ્થાપી શકે કેટલાક દંભીઓ ઉપાસનાના વેશ પાછળ પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરવાના પ્રયત્નો કરે છે.

## ૫ ભજન

ભજન એ ઇશ્વરની ઉપાસના જ છે. ઇશ્વર સત્ય છે ઇશ્વર પ્રેમ છે ઇશ્વર પ્રકાશ છે ઇશ્વર શાંતિ છે. ઇશ્વર, પ્રેમ, શાંતિ, સત્ય, જ્ઞાન, સુખ, અસ્તિત્વ એ પર્યાય વાચક શબ્દો છે. ફરીથી હું તેને નીચે પ્રમાણે જણાવુ છું. તે અદ્વિતિય સર્વશ્રેષ્ઠ પરમાત્મા, જે તમારા હ્રદયના ઉંડાણમા અંતર્યામી કે આતરિક સત્તાધીશ તરીકે રહે છે, જેને આદિ, મધ્ય કે અંત નથી. જે સર્વવ્યાપક છે, જે નિશ્ચળ છે, જે ભૂત, વર્તમાન ને ભવિષ્યમાં વસે છે, જે સ્વયંભૂ, સ્વતંત્ર ને સ્વપ્રકાશી છે તે ઇશ્વર છે. ભજન એટલે ઇશ્વરનુ ધ્યાન. ભજન એટલે ઉપાસના. ટૂંકમાં, સઘળા સાધન કે ક્રિયા કે જે વડે ભક્ત ઇશ્વરના સાન્નિધ્યને પહોંચે છે તેનું નામ ભજન છે. જપ (ઇશ્વરના નામનું રટણ) સંકીર્તન (ઇશ્વરના નામનુ ગાન), પ્રાર્થના વગેરે ભજન જ છે.

મારા વ્હાલા મિત્રો, કોઈ એક પ્રકારના ભજન વિનાનું જીવન નકામુ છે. ઉપાસના વિનાનુ જીવન કંટાળાજનક શુષ્ક ને ઉમંગ-વિહીન છે. તે માત્ર આ પૃથ્વિ પર ભારરૂપ છે. જેમ એકડા વિનાનુ મીંડુ કાંઇ અર્થનું નથી. તેજ પ્રમાણે તમારી પાસે અનેક સાંસારીક વસ્તુઓ હોવા છતા, ભજન વિના જીવન નિરર્થક છે. આ સંસાર એ એક મોટુ સ્વપ્નુ-અનિત્ય છે. દુખ અને ક્લેશોથી ભરેલો છે.

ઉપાસના માટે શરૂઆત કરનાર માટે કેટલીક વિધિઓ હોય છે, જ્યારે ભક્ત પ્રગતિ કરે છે, જ્યારે તેનું મન પોતાના

ઇષ્ટદેવ કે ભજનની ઉપાસ્ય વસ્તુમા જ ચોટી જાય છે, ત્યાર પછી તેને આરતી, ચંદન, ઘંટાનાદ વગેરે વિધિઓની જરૂર રહેતી નથી. તેને માટે તો સમસ્ત વિશ્વ જ વૃંદાવન બની રહે છે. તેનું હૃદય જ સેવા-કુંજ બની રહે છે, કે જેમા શ્રીકૃષ્ણ રાધા સાથે રમે છે. ભકિતની, એ કેવી ઉચ્ચ કક્ષા! પછી ભકત પગ - ભકિત ઉચ્ચતમ કક્ષામા લીન થઇ જાય છે. આવા મહાન ભકત માટે બધી વિધિઓ આપ મેળે જ મૂકાઇ જાય છે. પણ શરૂઆત કરનારાઓ માટે ભકિતમા આગળ વધવા માટે વિધિઓ ઘણી જ ઉપયોગી છે. તેનો કોઇ પણ કારણે ત્યાગ કરવો ન જોઇએ

જૂદા જૂદા ધર્મોના અનુયાયીઓ પોત પોતાની રીતે ભજન કરે છે. ધ્યેય એક જ છે, પણ પંથ જૂદા છે. સઘળા ધર્મો (પંથો) ના મૂળ તત્વો સમાન જ હોય છે, પણ બાહ્યાચાર જૂદા હોય છે. અજ્ઞાન, નાના મનવાળા માણસો બાહ્યાચાર વિષે જ આપસ-આપસમા ઝઘડે છે, અને ધર્મના મૂળતત્વને અવગણે છે. આંબાના ઝાડના પાદડાં શા માટે ગણો છો ? સીધી કેરી ખાઇ લો. પ્રત્યેક ધર્મપંથો પોતાના અનુયાયી જીજ્ઞાસુઓ પાસેથી પવિત્રતા, વિશુધ્ધ ચારીત્ર્ય, પ્રાણીઓ પ્રત્યે દયાભાવ, ભ્રાતૃભાવ, સત્યવચન, ને ઇશ્વરના ધ્યાનમય બનવાના ગુણોની અપેક્ષા રાખે છે.

ઝાડો, ઝરણાઓ નદિઓ, મહાસાગર, મંદ પવન, સૂર્ય, ચંદ્ર, તારાઓ, પક્ષીઓ વગેરે પણ શાંતિથી ભજન કરે છે. તે ઇશ્વરના નામ બોલે છે નદિઓ ભૂમ ભૂમ બોલે છે. પવન ઓમ્ ઓમ્ ઓમ્ બોલે છે મહાસાગરના મોજાઓ હરી ૐ કે સોહમ્ નો જાપ જપે છે પ્રત્યેક પક્ષીના મુખમાથી હરી ૐ નો અવાજ નિકળે છે. આગગાડીઓ, કારખાનાના એન્જીનો પણ હરી ૐ તતસત્ નો ધ્વની કાઢે છે આ બધુ ધ્યનિપૂર્વક નોધ કરો.

ઉપાસના કે ભજન કરવાનો હેતુ અનન્ત શાશ્વત્ શાંતિ, અમરતાની પ્રાપ્તિ અને રોગ, ઘડપણ, પાપ, કલેશથી ભરેલા સંસારના મરણ ને જન્મના ચક્રાવામાથી મુકિત મેળવવાનો છે આ જગતમા અને દ્રશ્યમાન્ સર્વ વસ્તુઓમા સુખનો લેશ છાંટો પણ

નથી. સુખની ઇચ્છા તે કેવળ કલ્પના, છાયા, નાડીની ઉશ્કેરતા, આભાસ કે, ભ્રાંતિસુખ જ છે, શરીરની અંદરનું મન તે બળતી ભઠ્ઠી જેવું છે ભજન ત્રિવિધ તાપ – આધિભૌતિક, આધ્યાત્મિક ને આધિદૈવિક, પરિતાપોનો નાશ કરે છે, અજ્ઞાનતાની ગ્રંથીઓ ને છેદી નાખે છે અને પાચ પ્રકારના કલેશો ને મનના ત્રણ પ્રકારના દોષોને નાબુદ કરે છે. ઉપાસકને તે પરમ–ધામમાં લઇ જાય છે ઇશ્વરની સાથે ભકત સઘળા ઐશ્વર્યનો ભોક્તા બને છે. તે અમરતાનું અમૃત પીએ છે, તે સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય ને સાયુજ્ય મૂક્તિ અનુભવે છે.

પ્રિય મિત્રો, તૈયાર થાઓ, કમર કસો, સહૃદયી ને સાચા બનો. ભગવાનનું નામ જપો હરી ૐ, સીતારામ, રે રાધેશ્યામ, તેના નામનું સ્મરણ કર્યાં કરો. પ્રત્યેક રૂપમાં, ચહેરામાં તેની હાજરી જૂઓ તેને મેળવો. એજ તમારી પહેલી ને મોટી ફરજ છે તેનું ધ્યાન ધરો નિષ્કામ ભાવે અને નારાયણભાવથી સેવા કરતાં તમારૂં અંત કરણ નિર્મળ કરો સઘળાને ચાહો, સઘળા પ્રત્યે માયાળુ રહો બંડખોર ઇંદ્રિઓનું દમન કરો સત્ય બોલો નમ્રતા, ક્ષમા, ધૈર્ય, સેવા, ભાવ, ને સ્વાર્થત્યાગની ભાવના કેળવો. વિર્યનું રક્ષણ કરો. ભગવાન તમારી સાથે જ છે. તે તમને આલિંગન આપવા માટે સદા તત્પર જ હોય છે તેના જ ધ્યાનમાં મગ્ન રહો. તેનામા જ પરોવાઇ જાઓ. ખૂબ ભિતરમાં ગરકી જાઓ. પછી તમારા ભજનના ફળ નો ઉપયોગ કરો. અહી હું તમને છોડી દઇશ. એ અમરતાની સુધા પીધા કરો. જૂની માફક તેના નામને બાઝી રહો હમેશ કીર્તન કરો તમારા અંતરના કમાડ ઉઘાડી ભાવ અને પ્રેમથી ફરી ફરી બોલો

"સુનાજા સુનાજા સુનાજા કૃષ્ણ,
તું ગીતાવાલા જ્ઞાન સુના જા કૃષ્ણ"
"બોલ હરિ, બોલ હરિ હરિ હરિ બોલ,
કેશવ, માધવ ગોવિંદ બોલ"

આ ભજનનું સત્વ છે. આ ભજનના ફળ છે. યોગી, મુનિશ્રી કે જ્ઞાની કે ભાગવત બનો. તમારા વદન પર દીવ્ય તેજ સદા પ્રકાશો. *તમારૂ અંતર્ દીવ્ય અભેદ ભાવથી ભરાઇ જાઓ અને* તમે પોતે બ્રહ્મમાં ભળી જાઓ !!

## ૬. ઉપાસના

ઉપાસના એટલે પૂજા, ઉપાસનાનો પારિવાચિક અર્થ ઈશ્વર 'નજીક બેસવુ' તે છે. ઉપાસના એટલે શાસ્ત્રોના શિક્ષણ કે ગુરુના શિક્ષણ મુજબ ઉપાસ્ય દેવ કે આદર્શનુ મનન કરવુ અને તે એક જ વિચારના પ્રવાહમા (તીલ ધારાવત્ એટલે કે) એક વાસણમાથી બીજા વાસણમા તેલ રેડાય ત્યારે ધારા અખંડ વહે તે પ્રમાણે સ્થિરતાથી મગ્ન રહેવુ

ઉપાસના બે પ્રકારની છે : પ્રતિક ઉપાસના અને અહંગ્ર ઉપાસના. 'પ્રતિક' એટલે ચિન્હ પ્રતિક ઉપાસના એટલે સગુણ ઉપાસના. અહગ્ર ઉપાસના એટલે નિર્ગુણ ઉપાસના અગર અરૂપ, અવિશેષણ, અક્ષર, ઇન્દ્રિયાતીત બ્રહ્મનુ ચિંતન મૂર્તિઓ, શાલિગ્રામ, ભગવાન નામ, શ્રીકૃષ્ણ સદાશિવ કે ગાયત્રી દેવીના ચિત્રોનું ધ્યાન તે પ્રતિક ઉપાસના છે, ભૂરૂ વિશાળ આકાશ, સર્વ વ્યાપક હવા, સૂર્યનો પ્રકાશ વગેરે પણ 'પ્રતિકો' છે સગુણ ઉપાસના તે વ્યક્તનું ધ્યાન ને નિગુર્ણ ઉપાસના તે અવ્યક્તનું ધ્યાન.

ભગવાનની લીલાઓનું શ્રવણ, તેના નામના ગીત, ઇશ્વરના નામનું ચાલુ સ્મરણ, તેના ચરણ કમળની પૂજા, ફુલો, ચઢાવવા પ્રણામ-નમસ્કારો કરવા પ્રાર્થના, મંત્ર ભણવો, આત્મ-સમર્પણ કરવું, ભાગવતોની સેવા કરવી, માનવ સમાજની સેવા કરવી એ *બધી સગુણ ઉપાસના છે.*

આત્મભાવથી ઓમ્ નુ રટણ કરવું, આત્મભાવથી માનવ-સમાજની સેવા કરવી, સોહમ્ કે શિવોહમ્ કે "અહં બ્રહ્માસ્મિ"

કે 'તત્વમસિ' વગેરે મહા વાક્યનું મનન કરવું—એ અહંગ્રહ અથવા નિર્ગુણ ઉપાસના છે.

ઉપાસના માનસિક તત્વને ફેરવી દે છે, રજસ્ ને તમસ્‌નો નાશ કરે છે અને મનને સત્વ–શુધ્ધતાથી ભરી દે છે. ઉપાસના વાસનાઓ તૃષ્ણાઓ, અહંતા, રાગ, દ્વેષ ક્રોધ વગેરેને નાબુદ કરે છે. ઉપાસના મનને આંતરમુખ કરે છે, અને અંતરમુખવૃત્તિ કેળવે છે, જીજ્ઞાસુ ને ભગવાનની નજીક ને નજીક લઇ જાય છે, તેને જન્મ-મરણના ચક્રાવામા થી તારે છે તેને અમરતા ને મુક્તિ આપે છે.

ભમરો પતંગીઆનું ચિંતન કરતો કરતો જેમ પતંગીઉં બની જાય છે તેમ (ભ્રમર–કીટ–ન્યાય) પ્રમાણે મન જેનું ચિંતન કરે છે તે રૂપ બને છે. તમે જે વિચારો તેવા તમે બનો છો. આ માનસ–શાસ્ત્રનો અવિચળ નિયમ છે. ઉપાસનામા એવી અચિંત્યશક્તિ છે કે જે ઉપાસક અને ઉપાસ્ય ને એક બનાવી દે છે.

સગુણ ઉપાસના તે ભક્તિમાર્ગ અથવા ભક્તિનો યોગ. નિર્ગુણ ઉપાસના તે જ્ઞાન-યોગ. ભક્તિ–યોગ જ્ઞાન–યોગ કરતા ઘણો સહેલો છે. ભક્તિ–યોગમા ભક્ત ભગવાન સાથે સમિપ ને પ્રેમયુક્ત સબંધ સ્થાપે છે. પોતાના સ્વભાવ, રૂચિ ને શક્તિ પ્રમાણે પાચ ભાવોમાંનો એક ભાવ તેનામાં ક્રમશ વૃદ્ધિ ગત થાય છે. પાચ ભાવો તે શાંતભાવ, દાસ્યભાવ (સ્વામી ને સાવેક); સખ્યભાવ (ભગવાન સાથે મિત્રતા) વાત્સલ્યભાવ (પિતા પુત્ર સંબધ) માધુર્યભાવ (પ્રેમી ને પ્રેમીકા) છેલ્લો ભાવ તે ભક્તિની પરાકાષ્ટા છે. તેમા ભગવાનમા ભળી જવાનો ભાવ છે. ભક્ત ભગવાનની આરાધના કરે છે તે સદાય તેનું સ્મરણ કરે છે. તે તેના નામનું કીર્તન કરે છે. તે ભગવાનની લીલાનું શ્રવણ કરે છે. ગાય છે, તે તેના નામનો જપ કરે છે. મંત્ર ભણે છે, પ્રાર્થના કરે છે, પ્રણિપાત કરે છે. તે સર્વ ભાવે

સહર્ષ, બીનશરતી આત્મ-સમર્પણ કરે છે, તેની કૃપા મેળવે છે, તેની સાથે વાર્તાલાપ કરે છે અને પરિણામે તેનામાં ભળી જાય છે.

જ્ઞાન-યોગ અગર વેદાન્ત માર્ગમાં, જીજ્ઞાસુ મૂક્તિના આઠ પ્રકાર પ્રાપ્ત કરે છે જેવા કે વિવેક, (સાચાં ખોટાનું ભાન) વૈરાગ્ય (ઇન્દ્રિયસુખો પ્રત્યે અરૂચિ-નિસ્પૃહવૃત્તિ) શમ (મનની સ્થિરતા) દમ, ( ઇન્દ્રિયો પર કાબુ ) ઉપરતી (સંન્યાસ – વસ્તુ માત્ર તરફ મોહ નો અભાવ ) તીતીક્ષા ( સહન-શક્તિ ) શ્રદ્ધા ( ગુરૂ – શ્રુતિ – ઉપનિષદ શાસ્ત્રના કથનમાં સંપૂર્ણ વિશ્વાસ) સમાધાન (મનની સમતોલતા અગર એકાગ્રતા ) અને મુમુક્ષત્વ (જન્મ – મરણના ચકાવામાંથી છુટકારા માટે તીવ્ર ઇચ્છા ) તે પછી તે જેણે પરમાત્માનો સાક્ષાત્કાર કર્યો હોય એવા બ્રહ્મશ્રોત્ર બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે જાય છે અને તેની પાસેથી શ્રુતિ સાંભળે છે. પછી તે આત્મા વિષયક ચિંતન મનન કરે છે અને પરિણામે આત્મ-સાક્ષાત્કાર કે બ્રહ્માનુભાવ પ્રાપ્ત કરે છે.

સગુણ બ્રહ્મ ઉપાધિસહિત છે. માયા તે એની ઉપધિ અગર કારણ શરીર છે. નિર્ગુણ બ્રહ્મ તે ઉપાધિરહિત છે. ( કોઇ પણ ગુણ વિનાનું ) તે માયાથી મુકત છે. સગુણ બ્રહ્મ સર્વ શકિતમાન, સર્વવ્યાપક ને સર્વજ્ઞ, ઇશ્વર છે. પોતાની લીલા માટે અગર ભકતોની પવિત્ર પૂજા માટે નિર્ગુણ બ્રહ્મ સગુણ બ્રહ્મનું રૂપ ધારણ કરે છે. નિર્ગુણ બ્રહ્મના સૂર્ય પ્રતિકરૂપ છે ને સૂર્યના કિરણો સગુણ બ્રહ્મ ના પ્રતિકરૂપ છે, જેમ વરાળ ના રૂપમાં પાણી અદૃષ્ટ રીતે હોય છે તેમ નિર્ગુણ બ્રહ્મ અદૃષ્ટ રૂપે હોય છે. વરાળ, પાણી ને આઇસ એ એક જ પાણીના રૂપાન્તરો છે તેમ સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મ પણ એક જ છે.

અક્ષર બ્રહ્મ અવ્યક્ત છે, તે ઇંદ્રિયોવડે સમજી શકાય એમ નથી ( અકળગોચર છે ) મર્યાદિત ગુણોથી કે ઉપાધી-

એથી તે રહીત છે. ઈંદ્રિયોથી જે દૃષ્યમાન (કર્ણ-ગોચર) હોય તેને વ્યકત કહે છે. અવ્યકત ઈંદ્રિયાતીત બ્રહ્મ સઘળી મર્યાદાઓની પેલી પાર છે. તે સમય, સ્થળ ને કારણથી પર છે. તે શાશ્વત અને અવર્ણનીય છે કોઈ પણ પ્રકારના વિશેષણોથી તે પર છે. તેને વાચા અને મન પહોચી શક્તાં નથી (અવાંગ્-મનોગોચર) તે સ્પષ્ટ રીતે બતાવી શકાતો નથી (અનિર્દેષ્ટ) તેની વ્યાખ્યા થઈ શકતી નથી, કારણ તે અક્ષરો ને વાણીથી પહોંચાય એમ નથી (અશબ્દ ગોચર – અવાચ્ય).

અક્ષર બ્રહ્મની વ્યાખ્યા કેમ થઇ શકે નહીં ? કારણ તે દષ્ટમાન નથી. વ્યક્ત નથી. તે પ્રકાર રહિત છે. તે ચાર ધર્મો જેવા કે જાતિ, (બ્રાહ્મણાદિ વર્ણો) ગુણ (ભૂરૂ-સફેદ વગેરે ગુણો) ક્રિયા (વાચવું - ચાલવું વગેરે) અને સબંધ. (પિતા – પુત્ર વગેરે) ચાર ધર્મો વિનાનો છે તે વિચારી શકાતો નથી, કારણ તે અવ્યકત અચિંત્ય છે. જે ઇંદ્રિયોથી ગ્રાહ્ય હોય તેજ મનથી વિચારી શકાય છે. જ્ઞાન ઇંદ્રિયોથી જે ગ્રહણ કરી શકાય તેજ મનથી પણ વિચારી શકાય. (यत हि कर्ण गोचरम तत् मनसोऽपि चिन्तयम्.)

સગુણ (વ્યકત) અને નિર્ગુણ (અવ્યકત) બ્રહ્મના ઉપાસકો એક જ ધ્યેયને પહોંચે છે પણ પાછળનો માર્ગ ઘણો કઠીણ છે, કારણકે ઉપાસક ને પોતાની આધ્યાત્મિક સાધનાની શરૂઆતથી જ દેહાભિમાન – શરીર પ્રત્યે ગગનો ત્યાગ કરવો પડે છે. જેઓ પોતાના શરીરને વહાલું ગણતા હોય તેઓ માટે અક્ષર, અવિનાશીને પહોંચવુ મુશ્કેલ જ છે. વળી અરૂપ ને નિર્ગુણ-નિર્વિશેષણ એવા બ્રહ્મ પર મનને ચોટાડવુ ઘણુ જ મુશ્કેલ છે. અક્ષર કે નિર્ગુણ બ્રહ્મ પર મનન ચિંતન કરવા માટે અતિવ તીક્ષણ, એકાગ્ર અને સૂક્ષ્મ બુદ્ધિની જરૂર હોય છે.

શ્રુતિ કહે છે –

"येशा सर्वेषु भूतेषु गुढात्मा न प्रकाशते
दृष्यते त्वग्रिया बुद्धया सृक्ष्मया सृक्ष्मदर्शिभिः"

આ આત્મા સર્વ ભૂતમાત્રમાં છૂપાયેલો છે, પણ પ્રકાશિત હોતો નથી; પણ સૂક્ષ્મદર્શી ઋષિઓ પોતાની તીવ્ર સૂક્ષ્મ બુદ્ધિ વડે તેને જૂએ છે.

જે નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરે તેનામાં અવિદ્યા તેની અસરો (કાર્ય, પ્રપંચ-સહિત અવિદ્યા નિવૃત્તિપૂર્વક નિર્વિશેષ પરમાનંદ બ્રહ્મ પ્રાપ્તિ ) સાથે નાશ પામીને તે શાશ્વત્ સૌખ્ય – આત્મ – સાક્ષાત્કાર – કૈવલ્ય મોક્ષ પ્રાપ્ત કરે છે. જેઓ સગુણ બ્રહ્મનો અનુભવ કરે છે તેઓ બ્રહ્મ લોકમાં જાય છે અને ઇશ્વરના જેવું જ ઐશ્વર્ય ભોગવે છે. તે પછી હીરણ્યગર્ભ પાસેથી ગુરૂ ઉપાસના કૈવલ્યની ગહનતા વિષે દીક્ષા મેળવે છે અને કાંઇ પણ પ્રયત્ન વિના, શ્રવણ, મનન નિદિધ્યાસનના અભ્યાસ સિવાય, પરમાત્માની કૃપાથી વેદાંતીઓ જે સ્થિતિને પ્રાપ્ત કરે છે તે કૈવલ્ય મોક્ષ પ્રાપ્ત કરે છે. સગુણ ઉપાસકોના સંબંધમાં પણ આત્માના જ્ઞાન ( તત્વ જ્ઞાન)થી અવિદ્યા તેની અસરો સાથે (કાર્યસહિત અવિદ્યા ) નાશ પામે છે.

તમે તમારા સ્વભાવ, સંસ્કારો, રૂચિ, શકિત, પ્રકૃતિ કે વલણ પ્રમાણે પ્રતિક કે અહંગ્રહ ઉપાસના દ્વારા આ જ જન્મમાં જીવનનો ધ્યેય પ્રાપ્ત કરો !

## ૭. પૂજાવિધિ

પ્રતિક પૂજનના વિધિને સામાન્યત: પૂજા કહેવામાં આવે છે. એમાં અર્ચના, વંદન, ભજન વગેરેના પ્રકારો હોય છે. ઉપાસક પોતાના ઇષ્ટદેવની પ્રતિમાની પૂજા કરે છે. વિષ્ણુને માનનાર વૈષ્ણવો વિષ્ણુના અવતારો જેવા કે શ્રીરામ-શ્રીકૃષ્ણની મૂર્તિઓની પૂજા કરે છે, શૈવ પંથીઓ શિવના આઠ જૂદા જૂદા સ્વરૂપોની પૂજા કરે છે, શાકતો દેવીની મૂર્તિની પૂજા કરે છે.

પૂજા માટે પ્રતિમા, (મૂર્તિ) છબી કે ચિહ્ન ( વિષ્ણુ માટે શાલિગ્રામ અને શિવ માટે લિંગ ) હોય છે.

જે વસ્તુઓ વડે પૂજન કરાય છે તેને ઉપચાર કહે છે. તે સોળ પ્રકારના છે :

૧. આસન. (મૂર્તિ માટે આસન સ્થાપિત કરવું)
૨. સ્વાગત (દેવને આવકાર આપવો)
૩ પ્રક્ષ્ય (પાણી વડે દેવના પગ ધોવા)
૪. અર્ધ્ય (વાસણમાં પાણીની અંજલી આપવી)
૫. આચમન (હાથમાં પાણી લઇ પીવું)
૬. મધુપર્ક (મધ, ઘી, દુધ અને દહીં)
૭. સ્નાન (દેવને નવડાવવા માટે પાણી)
૮. વસ્ત્ર (" ઓઢાડવા માટે વસ્ત્ર)
૯. આભૂષણ (" પહેરાવા માટે ઘરેણું)
૧૦ ગંધ (ચંદન.)
૧૧ પુષ્પ (ફૂલો)
૧૨ ધૂપ (ધૂપ)
૧૩ દીપ (દીવો)
૧૪ નૈવેદ્ય (ખાદ્ય પદાર્થ)
૧૫ તાંબુલ (પાન—સોપારી વગેરે)
૧૬ વંદન–નમસ્કાર (પ્રાર્થના)

## ૮. માનસિક પૂજા.

ફૂલો વગેરે ઉપચારોવડે બાહ્ય પૂજા કરતાં માનસિક પૂજા અતિપ્રબળ છે. અર્જુનને લાગતું હતું કે ભીમસેન કાંઇ પૂજા કરતા નથી. અર્જુન ભગવાન શિવની બાહ્ય પૂજા કરતા હતા તેથી તેને એવો ગર્વ થયો. અર્જુન બીલીપત્ર ચઢાવતા. પણ ભીમ પોતાના

મનથી દુનિઆમાં ઉગતા બીલી પત્રોના તમામ ઝાડો પરના બીલીપત્રો ભગવાન શિવને માનસિક રીતે ચઢાવતો. ભીમ શિવની માનસિક પૂજા કરતો. ભીમ જે બીલીપત્રો ચઢાવતો તે શિવના અનુચરો તેમના માથા પરથી નિર્માઇ ઉતારતી વેળા લઇ લેવા અશક્ત રહેતા એક વખત અર્જુને અનેક માણસોના ટોળાં બીલીપત્રોના ટોપલાઓ લઈને જતાં જોયા. તેણે માન્યું કે તેણે સદા-શિવને જે બીલીપત્રો ચઢાવ્યા હતા તે આ લોકો લઇ જાય છે એથી તેણે પૂછ્યું. "ભલા ભાઇઓ, આ બધાં બીલીપત્રો કયાથી લઇ જાઓ છો?" તેમણે જવાબ આપ્યો. "હે અર્જુન! આ બધા બીલાપત્રો ભીમે માનસિક પૂજા વડે અમારા ભગવાન શિવ પર ચઢાવ્યા હતા." અર્જુન આશ્ચર્ય ચકિત થયો. તેણે જાણ્યું કે બાહ્ય પૂજા કરતા માનસિક પૂજા ઘણી જ પ્રબળ છે અને ભીમ તેના કરતા મોટો ઉપાસક છે તેનો પ્રમાદ નાશ પામ્યો. તે ઘણો નમ્ર બન્યો

ઉપાસનામા આગળ વધેલા અભ્યાસીઓ માનસિક પૂજા કરી શકે. શરૂઆત કરનારાઓએ તે બાહ્યોપચારો જેવા કે ફુલ, ચંદન, ધૂપ વિગેરેથી પૂજન કરવુ જોઇએ. માનસિક પૂજા કરવાથી એકાગ્રતા આવે છે મનમા ભગવાન ને રત્નો, હીરા, માણેક વગેરેથી જડિત સિંહાસન પર બેસાડો. આસન આપો. તેમના કપાળ ને શરીર પર ચંદન લગાવો પછી પાણી, મધુપર્ક, ફુલો, વસ્ત્ર વગેરે ચઢાવો. ધૂપ સળગાવો, આરતી કરો. કર્પુર બાળો. અનેક પ્રકારના ફળો, મીઠાઇઓ, અને પાકી રસોઇના મહાનૈવેદ્ય ધરો. આખા જગતમા થતાં બધા ફળો ધરો. માનસિક પૂજામાં પણ બિલકુલ કંજુસ થશો નહિ, એક વખત માનસિક પૂજામા એક માણસે એક બગડી ગયેલું કેળું અને ચણાનો નૈવેદ્ય ધર્યો. કેવો કંગાળ કંજુસ! માનસિક પૂજામાં પણ તે ઉદાર અને સખાવતી ન બની શક્યો. આ સંસાર આવા દીન-કૃપણોથી ભરેલો છે!

અંતમાં બોલોઃ

कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुध्यात्मना वा प्रकृतेः स्वभावात्।
करोमि यद् यद् सकलं परस्मै
नारायणाय इति समर्पयामि॥

આ શરીર દ્વારા જે કાંઇ કાર્ય હું કરૂં તે, વાચા દ્વારા, મન વડે, ઇંદ્રિયોથી, બુદ્ધિથી કે મારા સ્વભાવથી જે કાંઈ કરૂં તે સઘળું હું ભગવાન નારાયણને અર્પણ કરૂં છું. પછી કહોઃ ॐ तत्सत् ब्रह्मार्पणमस्तु।' આથી તમારૂં અંતર શુદ્ધ થશે. અને કોઇ પણ બદલાની આશા શમી જશે.

## ૯. ચાર પ્રકારના ભાવો

સાધકોની ચાર પ્રકારની જુદિ જુદિ વલણો અને સ્થિતિ હોય છે અને તે પ્રમાણે પૂજનના પ્રકારો પણ ચાર હોય છે. પરમાત્મા અને જીવાત્માના એકત્વનો અનુભવ થવો અને સર્વબ્રહ્મ છે અને માત્ર બ્રહ્મ જ શાશ્વત છે બીજું કોઈ પણ નહિ. આવી સ્થિતિને પ્રબળ કરવી તે બ્રહ્મભાવ છે. ઇષ્ટદેવને હ્રદયમાં સ્થાપીને યોગક્રિયા સહિત તેનું (ઇષ્ટદેવ) નું મનન કરવું તે ધ્યાનભાવ છે. એ પહેલા ભાવ કરતાં નીચો છે. બીજા કરતાં પણ નીચો ભાવ તે મંત્રનો જાપ કરવો તથા કીર્તન વગેરે કરવામાં આવે તે. અને તેનાં કરતાં પણ નીચો છેલ્લો ભાવ ઉપચારો સાથે પ્રતિમાની પૂજા–જેને બાહ્ય–પૂજા કહે છે તે છે.

બાહ્ય પૂજા દ્વંદ્વનો ભાવ જેવો કે પૂજ્ય અને પૂજક, ઇશ્વર અને દાસ, એવા પરથી ઉદ્‌ભવે છે. આ દ્વંદ્વ ભાવ છેક જ્યાં સુધી સર્વૈક્ય સત્તાનો અનુભવ ન થાય ત્યાંસુધી વધતા ઓછા પ્રમાણમાં રહે છે. જે અદ્વૈતતત્ત્વનો સાક્ષાત્કાર કરે છે તે જાણે છે કે સર્વ બ્રહ્મ જ છે. તેને માટે પછી ઉપાસ્ય કે

ઉપાસકના ભેદ નથી, તેને યોગક્રિયા, પૂજા, ધર્મ, ધ્યાન, જપ, તપ, વ્રત અને બીજી વિધિઓની જરૂર હોતી નથી. તે સિદ્ધ એટલે સંપૂર્ણ યોગી છે. તેણે સાધનાનો જે અંતિમ ધ્યેય છે તે સિદ્ધ (સંપૂર્ણતા) પ્રાપ્ત કરી હોય છે.

## ૨૦. ઈશ્વર-દર્શન માટે તાલાવેલી

ભક્તિમાર્ગને અનુસરવા માટે ચાર બાબતો અનિવાર્ય જરૂરી છે. ભક્તિ નિષ્કામ પ્રકારની હોવી જોઇએ. તે અવ્યભિચારીણી પણ હોવી જોઇએ. તે તીલધારા માફક (એક વાસણમાંથી બીજા વાસણમાં રેડાતા તેલ જેમ.) અખંડિત ધારવાળી હોવી જોઇએ. અને સાધકે સદાચાર પાળવા જોઇએ. પોતાની ભક્તિની વિધિઓમાં પૂર્ણ ભક્તિભાવથી ઓતપ્રોત અને બીલકુલ સહૃદયી હોવો જોઇએ. ત્યારેજ ઈશ્વરનો સાક્ષાત્કાર જલદીથી થઇ શકે.

ઇશ્વર પ્રત્યેની તમારી ભક્તિ કોઇ હેતુની પ્રાપ્તિ માટે ન હોય. પણ કેવળ ઇશ્વર પ્રત્યે પ્રેમ અને અનુરાગથી જ પ્રેરાઈ હોય તો તેને નિષ્કામ ભક્તિ અગર અહેતુક ભક્તિ કે રાગાત્મિકા ભક્તિ અગર મુખ્યભક્તિ (મૂળ, સ્વયંસ્ફૂર્તિ, નિસ્વાર્થ) કહે છે. પ્રહ્લાદની ભક્તિ આવી હતી. જો તમો ધનસંપત્તિ માટે કે પુત્ર માટે કે રોગમુક્તિ માટે ભક્તિ કરો તો તે સકામ ભક્તિ અગર હેતુક ભક્તિ કે ગૌણ ભક્તિ (હેતુવાળી હલકા પ્રકારની ભક્તિ) કહેવાય છે.

જે ભક્ત કેટલીકવાર ઇશ્વરને ચાહે છે અને કેટલીકવાર પત્ની, પુત્ર, ધન મિલકત વગેરેમાં પ્રીતિ રાખે છે તેને વ્યભિચારીણી ભક્તિ કહે છે. આમાં પ્રેમના ભાગો પાડવામાં આવે છે. મનનો થોડોક ભાગજ ઇશ્વરને આપવામાં આવે છે. બાકીનો ભાગ સ્ત્રીપુત્રાદિ, મીલકતને આપે છે.

માછલીને પાણીની બહાર કાઢી કાંઠે મૂકવામાં આવે છે ત્યારે તે ખૂબ તરફડીયાં મારે છે. તે ફરી પાણીમાં જવા માટે અતિવ ઝંખે છે. કોઈ એક બાળકને લાંબા સમય સુધી ગંગાના ઠંડા પાણીમાં રાખી મૂકો તો તે ખૂબ ઉશ્કેરાઈ જશે, બૂમો ને રાડો પાડશે, તે પાણીમાંથી નિકળી નાસવા મથશે. કોઈ એક મકાનને આગ લાગે ત્યારે મકાન માલિક ઝડપભેર મ્યુનીસીપાલ બંબાને બોલાવવા દોડશે. તે તરત જ જરૂરી પગલાં લે છે. એજ પ્રમાણે જો સાધકને ઇશ્વરના સાક્ષાત્કાર માટે એટલી જ તમન્ના, એવીજ તીવ્ર ઇચ્છા, એવીજ સહૃદયતા ને ઉદ્દામ ભાવના જેવાં કે માછલીને ફરીથી પાણીમાં જવા માટે હોય; છોકરાને પાણીની બહાર નીકળી નાસવા માટે હોય, જેના ઘરને આગે ઝડપ્યું હોય તે મકાન-માલિક આગ બુઝાવનારો પાણી-બંબો મેળવવા દોડે, તો સાધકને આજ ક્ષણે ઇશ્વરનો સાક્ષાત્કાર થાય. આમાં જરીય સંદેહ નથી. હે, સાધકો! તમારી ભક્તિની ક્રીયાઓમાં અતિવ તમન્નાવાળા ને ખૂબ ચિવટાઈવાળા રહો. હમણા જ ભગવાનના ચરણ-કમળને સ્વાધીન થાઓ. પોતાની ભક્તિની ક્રિયાઓમાં જેઓ ઉદ્દામ ભાવના કે તમન્ના રહિત હોય તેઓ એક તરફથી આ દુનિઆને પણ ખોએ છે અને બીજી બાજુ ઈશ્વરને પણ ખોએ છે. તેઓ ત્રિશંકુ માફક ઉપર ટાંટીઆ ને નીચું માથું એ પ્રમાણે અદ્ધર હવામાં લટકે છે. તેમની સ્થિતિ ખરેખર દયાજનક છે!

આધ્યાત્મિક માર્ગની નોંધ (દૈનિક નોંધ) રાખો. જ્યારે તમે કોઈના તરફ ગુસ્સે થાઓ કે કોઈનું દીલ દુખાવો તે તુરત જ નોંધ કરો. આ ઘણું ઘણું અગત્યનું છે, જો તમો ક્રોધ કરો કે બીજાનું દીલ દુખાવો તો તમારા પોતાને શિક્ષા કરો. પચાસ માળા જપ વધુ કરો. નોંધપોથીમાં લખો. "આજે બે વખત માણુસમાં ઈશ્વર જોવાનું હું ભૂલ્યો." આ પ્રમાણે જો એક બે વર્ષ સુધી ચાલો તો તમો નિશ્ચય અસામાન્ય શાંતિ પ્રાપ્ત કરશો, આશ્ચર્યજનક

આધ્યાત્મિક પ્રગતિ કરશો ને જબ્બર આત્મશક્તિ મેળવશો ઘણા પ્રકારના દુઃખો, કલેશો અને માનસિક પરિતાપોનો અંત આવશે. ભક્તિ પ્રબળ થશે. તમો ઝડપથી ઉત્કર્ષ પામશો. તમે તદ્દન બદલાયેલા માણસ જ થઇ જશો. ભૂમિ પર પૂજનીય ઇશ્વરરૂપ બની જશો. મિત્રો, જે દિવસે તમો આ લીટીઓ વાંચો છો તે દિવસથી જ તમો આ પ્રમાણે આચરણ કરવા માંડશો? અઠવાડિએ અઠવાડિએ તમારી નોંધપોથી ફરીથી વાંચતા રહો. પહેલાં તમો દિવસના વીસ ભૂલો કરી હશે તો છ મહિના બાદ તમો પાંચ જ ભૂલો કરશો, પણ જો નોંધ રાખશો તો. પછી એવો સુંદર અવસર સાંપડશે કે જ્યારે દિવસમાં એક પણ ભૂલ નહિ કરેલી જણાશે. બેન્જામીન ફ્રેંકલીન આવી નોંધ રાખતો હતો.

માત્ર ઇશ્વરની ઝંખના કરતાં આળસમાં બેસી રહો નહિં, પણ તત્પર બની સાધના કરો; ભગવાન પણ જેઓ પોતાને મદદ કરે છે તેઓને જ મદદરૂપ થાય છે. પ્રહલાદના જીવનમાંથી એક ઇશ્વરને જ ચાહવાનું શીખો. પ્રહ્લાદની માફક ભગવાન માટે જ પ્રેમ રાખો. તમારાથી થાય તેટલું સઘળું કરો અને પછી ભગવાન પર છોડો. આ ઉચ્ચતમ પ્રકારની ભક્તિ છે. પ્રહલાદના માર્ગો અનુસરો. ભગવાનની કૃપાથી તમો આનંદ, શાંતિ સૌખ્ય, સંપૂર્ણતાને અમરતા પ્રાપ્ત કરશો.

## ૧૧. આત્મ-સમર્પણ

આત્મ-સમર્પણ એટલે ભગવાનને શરણે જવું (શરણાગતિ અગર આત્મ-નિવેદન) ભક્તિના નવ પ્રકારોમાંનો આ એક પ્રકાર છે. ભક્તિની શરૂઆત ભગવાનની લીલાઓ ને ગુણોના શ્રવણથી શરૂ થાય છે. પછી તે ધીમે ધીમે ભક્તિયોગના જૂદા જૂદા પગથિયાઓ ચઢે છે. અને છેવટે આત્મ-નિવેદનના છેક ટોચ પરના પગથિયાએ પહોંચે છે. ત્યારે કુદરતની ઇચ્છા

ભક્તની ઇચ્છા બની રહે છે. ભક્ત ઇશ્વર સાથે એક થઇ જાય છે, અને ઇશ્વરના અધળા દીવ્ય ઐશ્વર્યોનો ઉપભોગ કરે છે. આઠ સિદ્ધિઓને નવ રીદ્ધિઓ તેને તાબે થાય છે, તે ભક્તના ફરમાનો અદબથી ઉઠાવવા માટે હાથ જોડી ખડે પગે ઉભો હોય છે. ભક્ત પોતાના શરીર પરના એક એક રુવાટાંની ટોચ પર પ્રત્યેક અણુમાં કે પરમાણુમાં શ્રી. રામ કે શ્રી. શ્યામસુંદરને નિહાળે છે. આ સ્થિતિ અચિંત્ય ને અનિર્દેશ્ય છે. ભક્તની અહંતા તદ્દન નાબુદ થવાથી, શ્રી. રામ ભક્તના શરીરના અવયો-દ્વારા બોલતા અને કાર્ય કરતા હોય છે. આત્મ-સમર્પણના માર્ગમાં બે મુખ્ય અંતરાયો છે. ઇચ્છાઓ ને અહંતા. આત્મ-સમર્પણ બીલકુલ બીનશરતી, કમન વિનાનું, અને સંપૂર્ણ (કાંઇપણ છૂપાવ્યા વિનાનુ) હોવું જોઇએ. કેટલીક વાર ભક્ત પોતાના ઉપભોગ માટે કેટલીક ઇચ્છાઓ છૂપાવી રાખે છે. એજ કારણે તે સંપૂર્ણ શરણાગતિ કરી શકતો નથી અને પોતાના ઇષ્ટદેવનુ દર્શન મેળવી શકતો નથી. માણસમાં અહંભાવ ઘણોજ જક્કી અને અતિજડ હોય છે. તે સખ્ત પત્થર જેવો છે. ભક્તિ-રૂપ ફરસી વડે તેના પર ચાલુ પ્રહાર કર્યાજ કરીને તેના ભૂકા કરી નાખવા રહે છે. સખ્તમાં સખ્ત હીરો પણ બીજી ધાતુ વડે આરપાર કોતરાય છે અને તેને હારમાં પરોવવા તેનામાંથી પાતળો નરમ તાર પસાર કરી શકાય છે. એજ પ્રમાણે આ સખ્ત અંતઃકરણ—હૃદયને આત્મ-સમર્પણ દ્વારા કોરી નાખી ભક્તિ રૂપ પાતળો નરમ તાર તેમાં પસાર કરી દેવો જોઇએ. ત્યારે જ પોતાના ભક્તના અંતરમાં ભગવાન શ્રી. રામચંદ્ર સ્થાન સ્વિકારશે.

કેટલાક સાધકો ઇશ્વર તેમને શરણે આવે એમ ઇચ્છે છે. આ માત્ર મુર્ખાઇ જ છે. ભક્ત સાધકેજ ભગવાનને સંપૂર્ણ-રીતે શરણે જવું જોઇએ. આ મુદ્દો બરોબર યાદ રાખો.

તમસ્—આળસને આત્મ-સમર્પણ તરીકે ખોટી રીતે લેખવામાં આવે છે. પતંજલિ યોગસૂત્રમાં એક સૂત્ર

છે કે " ઇશ્વર પ્રણિધાનાદ્વા " પો તા નો જીવાત્મા અર્પણ કરવાથી તથા પોતાના કર્મોના ફળો ભગવાનને ચરણે ધરવાથી સમાધિ પ્રાપ્ત થઇ શકે. આત્મ-સમર્પણ એ ક્રિયા યોગના ત્રણ અંગોમાંનુ એક છે.-" **तपस्, स्वाध्याय इश्वर प्रणिधानानी क्रिया योग-**" તપ, શાસ્ત્રોનો અભ્યાસ, અને આત્મ-સમર્પણ એ ક્રિયા-યોગ છે. " વળી આત્મ-સમર્પણ એ નિયમના પાંચ પ્રકારોમાનો એક છે. ક્રિયા યોગથી પાંચ ક્લેશોનો નાશ થાય છે. અને મનને ઇશ્વિર સાથે ઐક્ય માટે તૈયાર કરે છે.

ભગવાન્ શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે. "**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज। अहं त्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि, मा शुच ॥** સઘળા ફરજો ને છોડી ને તું મારે શરણે આવ. શોક નહિ કર, હું તને સઘળા પાપોમાંથી મૂકત કરીશ. આ શરણાગતિ માટે અતિ પ્રબળ મંત્ર છે. જો ભકત આ શ્લોકનો ભાવ સદૈવ પોતાના મનમાં રાખે તો તેને શરણાગતિ થવામાં તે ભારે મદદ રૂપ થશે.

શ્રીરામના ભકતોનો શરણાગતિ મંત્રઃ " **श्रीराम शरणं मम।** હું શ્રીરામને શરણે જાઉ છુ. ભગવાન શ્રીકૃષ્ણનો શરણાગતિ મંત્ર : **श्रीकृष्ण शरणं मम।** શ્રીકૃષ્ણને હું શરણુ જાઉં છું. શ્રીહરિના ભકતોનો મંત્રઃ "**श्रीमन् नारायणं शरणं प्रपद्ये !** હું ભગવાન નારાયણને શરણે જાઉં છું. આ શરણાગતિ મંત્રો જેઓ ભાવથી વારંવાર બોલે છે તેઓ જલદીથી ઇશ્વિરની કૃપા મેળવી શકે છે. તેઓ સંપૂર્ણ આત્મ-સમર્પણ પણ સાધ્ય કરી શકે છે. **शिष्य स्तेहं साधी मां त्वां प्रपन्नम्** હું તારો શિષ્ય છું, હું તને વિનવું છું કે મને બોધ આપ." આ પણ શરણાગતિ મંત્ર છે. જો તમો આ મંત્ર સંપૂર્ણ ભાવ સાથે બોલશો તો તમારા પર શ્રી. કૃષ્ણની કૃપા જરૂર જ ઉતરશે.

નીચે પ્રમાણેનું વાક્ય વારંવાર બોલશો—ભાવથી બોલશો તો પણ સંપૂર્ણ આત્મ-સમર્પણ સિદ્ધ કરી શકશો "હું તારો છું, ભગવાન! સઘળું તારું જ છે તારી જ ઇચ્છા પ્રબળ છે" જો તમો તમારા અંતરના ઉંડાણમાંથી, તમારા હૃદયાકાશના મધ્ય ભાગમાંથી, સંપૂર્ણ એકાગ્રભક્તિથી, તમારા સો એ સો ટકા મન કે સોળ આની મનથી ફક્ત એક જ વાર બોલો કે "ભગવાન હું તારો છું," તો તમારી અને ઇશ્વર વચ્ચેનું અંતર તુરત જ દૂર થઈ જશે મન, ચિત્ત, હૃદય, બુદ્ધિ જીવ એ સઘળાંએ એકી સાથે જોડાઇ શરણાગતિ કરવી જોઇએ ત્યારે જ આત્મ-સમર્પણ સાચું, સંપૂર્ણ ને સિદ્ધ થશે જો મન કહે 'હું તારો છું ભગવાન," જો બુદ્ધિ કહે કે "હું ફલાણો ફલાણો—એમ એલ સી છું—હું સર્વજ્ઞ છું હું સઘળું સમજુ છું," જો ચિત્ત કહે ' મારે જે કાંઇ જોઇએ તે મેળવી શકવા માટે મારે સિદ્ધિ જોઈએ છે," અને જીવ કહે" હું મોટો ભકત છું" તો તમો દંભી જ છો તમે કોઇ રીતની શરણાગતિ કરી નથી નૈતિક ને આધ્યાત્મિક મોટાઇથી સાવચેત રહો માયાના અનેક પ્રકારના સૂક્ષ્મ રૂપો છે સાધકના નૈતિક ને આધ્યાત્મિક મદ, સંસારીઓના ધન—મીલકત—સત્તા વગેરે માટેના મદ કરતા વધુ નુકશાનકારક છે

## ૧૨ ભકિતનાં પગથિઆં.

(૧) સત્સંગ—સ્વાધ્યાય
|
(૨) સદ્‌ભાવ
|
(૩) શ્રદ્ધા
|
(૪) ભકિત (સાધના)
|
(૫) નિષ્ઠા (ચીવટાઇથી વળગી રહેવું)
|
(૬) રૂચિ (ભાવ)
|
(૭) રતિ (તીક્ષ્ણ અનુરાગ)
|
(૮) સ્થાયીભાવ (સ્થિરતા)
|
(૯) મહાભાવ (પ્રેમમય)

સત્સંગ ને સ્વાધ્યાય (ભકિતના ગ્રંથોનું વાંચન)થી ભગવાન પ્રત્યે પૂજ્યભાવ (સદ્‌ભાવ) જાગૃત થાય છે; પૂજ્યભાવ પરથી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. શ્રદ્ધા પરથી ભકિત ઉપજે છે. પછી જીજ્ઞાસુની ભકિત સાધના-જેવાં કે જપ, સ્મરણ, કીર્તન વગેરે કરે છે. એ સાધનાક્રયાઓ દ્વારા તે પોતાના પાપો અને ભકિતમાં અંતરાયો દૂર કરે છે. સાધના ભકિત પરથી નિષ્ઠા (મક્કમપણું) આવે છે; નિષ્ઠાથી ભગવાનના નામોનું કીર્તન લીલાઓનું શ્રવણ વગેરે માટે ચાહ-ભાવ ઉત્પન્ન થાય છે. એ પછી તીવ્ર અનુરાગ-રતિ ઉપજે છે. રતિથી હૃદય નિર્મળ દ્રવિભૂત થાય છે. જ્યારે રતિ મજબુત રૂપ પકડે છે ત્યારે તેને સ્થાયી ભાવ-ભકિત રસનું સ્થાયી-મક્કમ રૂપ કહે છે. સ્થાયી ભાવ જ્યારે ઘણોજ મક્કમ થાય ત્યારે તેને મહા ભાવ-પ્રેમમય ભાવ કહે છે. પછી ભકત પ્રેમરસ પીતો હોય છે ને ભગવાનમાં રમતો હોય છે. આવો ભકત જગત્ અને તેના આકર્ષણો માટે મરેલા જેવો છે. પોતાના શરીરના હલનચલન સંબંધમાં પણ તે નિસ્પૃહ જેવો દેખાય છે. તે જીવતાંજ મૂકિત-જીવનમુકિતની સ્થિતિ પ્રાપ્ત કરે છે.



## પ્રકરણ ૨—પ્રેમનું તત્ત્વજ્ઞાન

### ૧. પ્રેમ એટલે

પ્રેમ એ ગુહ્ય દિવ્ય સુંદર છે જે બધાના હૃદયને એકમેક સાથે ચોંટાડે છે. તે ઘણી જબરી શકિત ધરાવતું દિવ્ય જાદુઈ દુઃખ મટાડનારું બામ છે. શ્રદ્ધા, પ્રેમ અને ભકિત વગરનું જીવન કેવળ દુ:સહ્ય વ્યથા જ છે. તે જીવતું મૃત્યુ છે. પ્રેમ દિવ્ય છે. પ્રેમ એ જગત પર મોટામાં મોટું બળ છે. તેનો સામનો જ થઈ શકે નહિ. એક ફકત પ્રેમજ માણસનું હૃદય હરી લઈ શકે છે. પ્રેમ શત્રુને પણ જીતી લે છે. પ્રેમ જંગલી પ્રાણીઓને પણ વશ કરી લે છે. એની શકિત અમાપ છે. તેનું ઉંડાણુ અમાપ છે. તેનો સ્વભાવ અવર્ણનીય છે. તેનું ગૌરવ ગાઈ શકાતું નથી.

નિઃસ્વાર્થ સેવા, સત્સંગ (મહાત્માઓ સાથે સંગ), પ્રાર્થના, ગુરુમંત્રનો જાપ વગેરે દ્વારા ક્રમશઃ વિશ્વપ્રેમ આપણામાં કેળવવો જોઈએ. જ્યારે સ્વાર્થપણાને લીધે અંતઃકરણ સંકોચાઈ ગયું હોય છે ત્યારે માણસ પોતાની પત્ની, બાળકો, કુટુમ્બીઓ કે થોડા મિત્રોનેજ ચાહે છે. જેમ તેનું હૃદય વિકાસ પામે છે તેમ તે પોતાના જીલ્લાના, પછી પોતાના પ્રાંતના લોકોને ચાહતો થાય છે. વળી વધુ આગળ તે પોતાના દેશના લોકોને ચાહતો થાય છે. એમ કરતાં કરતાં તે બીજા દેશના લોકોને અને પછી વધુ આગળ સર્વને ચાહતો થાય છે. ત્યારે તેનામાં વિશ્વપ્રેમ જાગૃત થયો કહેવાય છે. સઘળી મર્યાદાઓ તૂટી ગઈ હોય છે અને તેનું હૃદય અનંતપણે વિકાસ પામ્યું હોય છે.

વિશ્વપ્રેમની વાત કરવી સહેલી છે, જ્યારે તેને અમલમાં મૂકવાનું આવે છે ત્યારે તે અતિવ મુશ્કેલ લાગે છે. બધી પ્રકારનાં મનની હલકી વૃત્તિઓ (સંકોચો) અંતરાયરૂપ થઈ પડે છે. ભૂતકાળમાં ખોટી રીતના વિચારોથી રૂઢ થયેલા જૂના સંસ્કારો વચ્ચે વિઘ્નરૂપ થઇ ઉભો છે, મક્કમ ને અડગ નિશ્ચય, મજબૂત ઇચ્છા-શક્તિ, ધીરજ, ખંત અને વિચાર–વિવેકથી બધા વિઘ્નો સ્હેલાઇથી દૂર થઈ શકે. જો તમો સહૃદયી હશો તો મિત્રો, જરૂરજ તમારા પર ભગવાનની કૃપા ઉતરશે.

વિશ્વપ્રેમ પુરાણ સમયના ઋષીઓ અને રૂષિઓએ ઉપનીષદોમાં ચૈતન્યસર્વાત્મક કે અદ્વૈતભાવ કહ્યા છે તેમાં પરિણમે છે. નિર્મળ પ્રેમ સર્વ સપાટ–સમાન કરનારો મહાન પાવડો છે. તે સમાનતા ને વિશ્વદૃષ્ટિ જાગૃત કરે છે. મીરા, ગૌરાંગ, તુકારામ, રામદાસ, હાફીઝ, કબીર, એ બધાએ એ વિશ્વપ્રેમ ચાખ્યો હતો. વિશ્વપ્રેમના ફક્ત એક જ આલિંગનથી સર્વ જૂદાઇઓ ને નાના બનાવટી ભાગલાઓ ઓગળી જાય છે. પ્રેમ સર્વસત્તાધીશ છે.

પ્રેમ કરતાં વિશિષ્ટ બીજો કોઈ ગુણ નથી, પ્રેમ કરતાં વિશેષ કોઇ બીજો ખજાનો નથી; પ્રેમ કરતાં કોઇ બીજુ ઉચ્ચ જ્ઞાન નથી. પ્રેમ કરતાં બીજો કોઈ મોટો ધર્મ–ફરજ નથી, પ્રેમ કરતાં કોઇ બીજો મહાન્ ધર્મ–પંથ નથી. પ્રેમ સત્ય છે; પ્રેમ ઇશ્વર છે. આ જગત પ્રેમમાંથી સર્જાયુ છે, પ્રેમમાંજ જીવે છે અને અંતમાં પ્રેમમાંજ ગરકી જનાર છે. ઇશ્વર પ્રેમની મૂર્તિ છે. તેના સર્જનની પ્રત્યેક વસ્તુ માત્ર પરથી તેના પ્રેમને સમજી શકો છો.

પ્રેમમાં જીવો, પ્રેમમાંજ શ્વાસોચ્છવાસ લ્યો; પ્રેમમાં ગીત ગાઓ; પ્રેમમાં ખાઓ, પ્રેમમાં પીઓ, પ્રેમની વાત કરો, પ્રેમમાં પ્રાર્થના કરો, પ્રેમમાં ધ્યાન કરો, પ્રેમમાં વિચારો, પ્રેમમાં ક્ર્મ પ્રેમમાં મરો, પ્રેમના અગ્નિમાં તમારા વિચાર, વાણી ને

વિશુદ્ધ કરો પ્રેમના પવિત્ર મહાસાગરમાં નાચો, ડુબકી મારો, પ્રેમની સુધામય બનો, પ્રેમની મૂર્તિ થઈ રહો

શરૂઆતની સ્થિતિમાં ભક્ત ઈશ્વરનુ પૂજન કરે છે. બીજા ભક્તો જે બીજા કોઇ દેવતાઓનુ પૂજન કરતા હોય તે તેને પસદ હોતું નથી ધનની પ્રાપ્તિ કે પુત્ર મેળવવા કે રોગોથી મુક્ત થવા માટે જે ભક્ત ઇશ્વરનું પુજન કરે છે તેને સકામ ભક્તિ કહે છે સકામ ભક્તિ પછથી પરિણામે નિષ્કામ ભક્તિ ઉપજે છે ધ્રુવ પણ શરૂઆતમાં સકામ ભકિતથી જ પ્રેરાયા હતા જ્યારે તેને ભગવાન શ્રીહરિના દર્શન થયા ત્યારે તેની સર્વ કામનાઓ શાંત થઈ ગઇ હતી પછી તેનામા રાગ-ભકિત જાગૃત થઇ હતી. પરાભકિતના તાપથી સઘળી સસારિક-ઇચ્છાઓનો નાશ થાય છે ફક્ત એક પ્રહલાદનેજ શરૂઆતથી છેક બાળ-પણથી જ નિષ્કામ શુદ્ધ ભકિત હતી વ્યભિચારીણી ભકિત તે છે કે જેમા ભક્ત થોડીક વાર ઇશ્વરને ચાહે છે અને કોઇ વાર સ્ત્રી, બાળકો, માલમિલક્તને ચાહે છે ફક્ત ઇશ્વર–એકલા ઇશ્વરને જ સદાને ચાહના એજ અવ્યભિચારિણી ભક્તિ છે પ્રહલાદે આગળ ઉચ્ચ સ્થિતિમા પોતાના આત્માને જ ભગવાન હરિ તરીકે જાણી તેના પર મનન કર્યું હતું આને અભેદ ભકિત કહે છે

સત્સગ, અગર સાધુઓ અને ભક્તો સાથેનો સગ વિશ્વ-પ્રેમ જાગૃત કરવામા ઘણોજ ઉપયોગી થઇ રહે છે સાધુઓના સગમાં માત્ર ઇશ્વરના વિષેજ વિચારો થાય છે. એ કાનો અને હૃદયને ઘણાજ પ્રિય લાગે છે જઘાઇ ને મધાઇ તથા લુટારૂ રત્નાકર જે ભયકર પાપી જીંદગી ગાળતા હતા તે મા થી તે મ નો છુ ટ કા રો થ વો એ સા ધુ ઓ નો સગ કેવી અસર કરી શકે છે તેના આશ્ચર્યકારક દષ્ટાંતો છે.

કમર કસો, મિત્રો ખૂબ મહેનત ઉઠાવો. આગળ ધપો-અહંતા સ્વાર્થ, મદ ને દ્વેષનો ત્યાગ કરો. સેવા કરો, દાન આપો, "દાતા દયા—દમ" એ ત્રણ શબ્દનું ઝુમખું યાદ રાખો. આપો, દયા કરો, ઈંદ્રિયોનું દમન કરો. એને આચારમાં મૂકો. તમો સેવા કરો તેનો બદલો, શાબાશી કે સન્માનની ઇચ્છા નહિ રાખો. સર્વ ભગવાનના ચરણકમળ આગળ ધરો. એ સિદ્ધાંત યાદ રાખો: પ્રેમ ખાતર પ્રેમ કરો: કામ ખાતર કામ કરો:"

સાચા વૈષ્ણવ, તમારા પગતળે ચગદાતા ઘાસના તણખલાં કરતાં પણ નમ્ર, ઝાડ કરતાં પણ વધુ ધીરજવાન બીજાઓના સન્માનની પરવાહ વિનાના, સદાય શ્રીહરિના ગુણગાન ગાતાં અને માનવસમાજમાં ભગવાન જ અરૂપ બન્યા છે એવી ભાવનાથી સેવા કરતાં રહો. તમારામાં જલ્દીથી પ્રેમ— વિશ્વપ્રેમની ભાવના જાગૃત થશે. તમને શ્રી હરિના દર્શન થશે. હું તમને ખાત્રી આપું છું. આજ એકલું તમને અમરતા ને શાશ્વત શાંતિ બક્ષસે.

## ૨. પ્રેમનો સિદ્ધાંત

પ્રેમનો માર્ગ, અમરતા ને શાશ્વત સૌખ્યના નિવાસ-પરમ ધામ, કે જ્યાં કાળ પોતાનો ક્રૂર પંજો મારી શકતો નથી કે માયા પોતાનું મુખ દેખાડી શકતી નથી, ત્યાં લઇ જનારો સીધો રાજમાર્ગ છે. ઇશ્વરને પહોંચવાનો એ સ્પષ્ટ ને ખુલ્લો રસ્તો છે. પ્રેમ જીજ્ઞાસુને જન્મ-મરણના ચક્રાવામાંથી મુક્ત કરે છે. આનંદ એ પ્રેમનો સહચારી છે. પ્રેમ એ સર્વોચ્ચ કક્ષા છે.

ભક્તને પોતાના ઉપભોગ માટે કાંઇ પણ ઈચ્છા હોતી નથી. તેની એકજ તીવ્ર ઇચ્છા હોય છે. તે કેવળ પ્રેમથી પ્રેરાઇને ભગવાનને ચાહવા અને તેની લીલા માટે તેની સેવા કરવી. જ્યારે ભક્તમાં આ પ્રકારનો પ્રેમ સંચાર કરે છે ત્યારે ખુદ ભગવાન તેના નોકર થાય છે.

વિશુદ્ધ, નિઃસ્વાર્થ પ્રેમ એજ ભગવાન પ્રત્યે પ્રેમ કે ભકિત છે. શુદ્ધ પ્રેમ જવલ્લેજ નજરે ચઢે છે. તેને ક્રમશઃ કેળવવો જોઈએ. તે સદાકાળ માટે પછી રહે છે. એની પ્રાપ્તિ થયે પછી તેમાં ભંગાણ કે વિચ્છિન્નતા કે હતાશ કે ધૂરકતો ચ્હેરો હોતો નથી. તેમાં ક્ષીણતા કે ઘટતા હોતી નથી. તે હમેશાં શુકલ પક્ષના ચંદ્ર કે ચોમાસા દરમ્યાન ગંગાની માફક વધે જ છે.

શુદ્ધ પ્રેમ જ માણુસ માણુસ વચ્ચેની જૂદાઇ બતાવનારા અંતરાયોને દૂર કરી શકે. શુદ્ધ પ્રેમ જ ફકત હરેક પ્રકારના અજ્ઞાનયુકત દ્વેષો, વ્હેમો, દોષારોપણુ, અસહિષ્ણુતા કે તિરસ્કારને ભૂંસી નાખી શકે, માત્ર શુદ્ધ પ્રેમજ એક યાહૂદી ને ખ્રિસ્તી, હિંદુ ને મુસલમાન, આસ્તિક ને સુધારક, બ્રાહ્મણ ને અબ્રાહ્મણ વૈષ્ણુવ અને શૈવપંથી, સનાતની ને સમાજીષ્ટ, શાકત ને રામાનંદી, અંગ્રેજને ઇટાલીયન, ચીનો ને જાપાની, સંન્યાસી ને વૈરાગી એ બધાને એક જ માંચડા પર ભેગા કરી શકે, અને એક એક પ્રત્યે હૃદયમાં સમભાવ ઉત્પન્ન કરી શકે.

જગતમાં એકવાર પરસ્પર ગાઢ મૈત્રી રાખનારાઓ પણુ લડે છે. લાંબા સમય સુધી પતિ-પત્ની તરીકે રહેનારા પણુ આપસ આપસમાં ઝઘડે છે, પિતાને પુત્રો પણુ સામ સામે આથડતા હોય છે. પણુ જ્યાં શુદ્ધ પ્રેમ છે ત્યાં કદાપિ વચમાં ભંગાણુ પડતું નથી. તે ચાલુ અવિચ્છિન્ન જ રહે છે. પવિત્ર પ્રેમ દીવ્ય છે. શુદ્ધ પ્રેમ એ ઇશ્વર જ છે. ઇશ્વર એ શુદ્ધ પ્રેમ છે. શુદ્ધ પ્રેમમાં કોઈ પણુ પ્રકારની સ્વાર્થની નાની સરખી પણુ માત્રા હોતી નથી. તે જ એક કારણુ છે કે જેથી તે હંમેશ ટકનારો હોય છે. પ્રેમ એ મનને શુદ્ધ કરનાર અનુપમ દવા છે.

પ્રેમ એ પરમ સત્તાધીશ છે. તેની ઉપરી સત્તામાં આવનારા જીવો પર તે ગજબ અસર કરે છે. પ્રેમ સર્વ સમાન

કરનારૂં મહાન્ યંત્ર છે. એ વચ્ચેના સઘળા મતભેદો નાશ પામે છે પ્રેમ કરનાર ને પ્રેમ પાત્ર બન્ને એક જ કક્ષામાં મૂકાય છે. શુદ્ધ, નિસ્વાર્થ પ્રેમ માનવીને ઇશ્વર બનાવે છે ને ઇશ્વરને મનુષ્ય બનાવે છે દુનિઆમા પ્રેમ કરતાં વિશેષ મોટી સત્તા નથી પ્રેમની સત્તાથી નિયમો ને આચારો પણ તૂટી જાય છે

પ્રેમ સત્ય અગર ઇશ્વરના ગજ્ય અગર શાશ્વત શાંતિને આનદના અનન્ત સ્થાનની પાડોશનો જ માર્ગ છે તે સર્જન-શકિતનો મૂળ–સિદ્ધાત છે. તે આત્મ–બળનો ઉચ્ચતમ પ્રકાર છે તે ધર્મયુકત સઘળી ફરજોના સરવાળા રૂપ છે ભકતના હાથમા તે જાદુઇ લાકડીરૂપ છે કે જેથી તે સમસ્ત જગતને જીતી શકે છે. મીરાં, રાધા, તુકારામ, તુલશીદાસ, ગૌરાગ ઇસુ ખ્રિસ્ત, ઇશ્વરાનુરાગી સુફીઓ–મનસુર, શામ્સ, તાબ્રીઝની પાછળ તે પ્રેરક બળ હતુ.

સેઇન્ટ જોન કહે છે " જે પોતાના ભાઇને ચાહે છે તે પ્રકાશમાં જીવે છે. શબ્દ કે વાચામા જ આપણે વિહાર કરીએ નહિં, પણ કર્તવ્ય ને સત્યમા રમીએ. જો આપણે એક બીજાને ચાહીએ તો આપણામા ઇશ્વર વસશે અને તેનો પ્રેમ આપણામા પૂર્ણતાને પામશે જે પ્રેમમા રહેતો હોય તે ઇશ્વરમા રહે છે અને ઇશ્વર તેનામા રહે છે આ પ્રમાણે પ્રેમ એ ઇશ્વર તરફનો સ્પષ્ટ ને ખુલ્લો માર્ગ છે એ રસ્તો ઘણોજ સરળને સિદ્ધ છે, તથાપિ ઘણા તેને શોધી શકવામા નિષ્ફળ હોય છે અને બીજા જ કોઇ મોટા વિશાળ માર્ગ માટે ફાંફાં માર્યાં કરે છે. "

પ્રેમ અત્યત સંતોષ આપે છે જ્યારે ભકત ભગવાનની સન્મુખ પહોચી જાય છે ત્યારે તેનુ અતર પરમ સૌખ્યને પરમાનદથી ઉભરાઇ જાય છે · તેની સઘળી ઇચ્છાઓ પૂર્ણ થયેલી તે માને છે ધ્રુવના શબ્દો સાભળો · તે કહે છે · "જેમ માણસ અરીસાનો ટૂકડો શોધતા તેને ઝગઝગતો હીરો મળી

આવે છે, તેમ હે ભગવાન, રાજગાદી મેળવવા માટે તપ કરવાથી, હું તમને પામી ગયો છું. હું સંપૂર્ણ સંતુષ્ટ છું. મને બીજું કાંઇપણ વરદાન જોઇતું નથી."

જ્યારે તમારી જીંદગી પૂરી થવાનો સમય નજીક આવ્યો હશે ત્યારે તમને કોઈ સાધુ કે મહાત્માનો સંગ થશે. તેમના સંગથી તમારામાં ઇશ્વર પ્રત્યે અનુરાગ-ભક્તિ જાગૃત થશે, તમને સંસારી વસ્તુઓ પ્રત્યેનો મોહ છોડવો ગમશે, મહાત્મા પાસેથી સ્ફૂરણા મેળવશો અને તમારૂં મન ઉન્નત સ્થાને પહોંચશે. તમો ભગવાનના ચરણ-કમળ પ્રત્યે ખૂબ અનુરાગી બનશો. સાધુ કે મહાત્માના સંગ ને તેમના આશીર્વાદથી, તમને ઇશ્વરના અસ્તિતત્વમાં મજબૂત આસ્થા ને ઇશ્વરની ભક્તિમાં અડગ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. મહાત્માઓ સાથેના સીધા સંપર્ક વિના ભક્તિ આવતી નથી. મહાત્માઓની કૃપા વિના તમો દુનિઆની બેડીઓ ને શૃંખલાઓ તોડી શકશો નહિં. તપથી, વેદમંત્રો વડે, યજ્ઞોથી, પરોપકારી કાર્યોથી, શાસ્ત્રોના અભ્યાસથી, સૂર્ય, ચંદ્ર, અગ્નિ વગેરે દેવતાઓની પૂજાથી, પણ તમને ભગવાન પ્રાપ્ત થતા નથી. ફકત મહાત્માઓના સત્સંગથી જ તમને ઇશ્વરના રાજ્યમાં સીધો પ્રવેશ કરવાનો પરવાનો મળી શકે છે.

જેણે ભગવાનને વીસાર્યાં છે તેને અહિં કે હવે પછીના જન્મોમાં કયાંય સુખ નહિ મળે. જે કેવળ સ્વાર્થમય જીંદગી ગાળે છે અને જે મદ ને અહંતાને કારણે બીજાઓથી પોતાને અલગ જ કરી મૂકે છે તેને કદાપિ શાંતિ નથી. ભગવાનનું ચાલુ સ્મરણ જ સર્વ દુઃખો ને કલેશોનો નાશ કરે છે અને ભક્તને અમરતા, સૌખ્ય ને શાંતિ બક્ષે છે. સ્વાર્થ ત્યાગ, સ્વાર્થપણું ને અહંતાનો નાશ કરે છે. સ્વાર્થ-ત્યાગ એ ઇશ્વર સાથે એકતા જોડનારો ટૂંકામાં ટૂંકો માર્ગ છે.

'આહાર' એટલે ખોરાક. આ તેનો સરળ અર્થ છે. ગુહ્યાર્થમાં 'જે ઇંદ્રિઓથી ગ્રહી શકાય તે.' તમારે મનને આધ્યાત્મિક ખોરાક આપવો જોઇએ. ત્યારે જ મન એકાગ્ર થઇ શકશે ત્યારે જ તે નિર્મળ થઈ શકશે ત્યારે જ તમો આત્મ-સાક્ષાત્કાર કરી શકશો. તમારી આંખોએ હમેશા તમારા ઇષ્ટદેવની છબી અગર કોઈ પવિત્ર વસ્તુ જોવી જોઇએ તમારા કાનો સદાય ઉપનિષદ, રામાયણ કે ભગવાનની કથા સાભળતા હોવા જોઇએ. તમારી જીભ માત્ર ઇશ્વર સબંધીજ બાબત બોલતી હોવી જોઇએ. આ ઇંદ્રિયો અને મન માટે શુદ્ધ ખોરાકો છે.

જો તમો ઇશ્વરના સાચા ઉપાસક હશો તો તમને તે પળ વારમાં મળશે. સદાય તેનું સ્મરણ કરો તેના નામનું જ રટણ કરો. તેના ગુણોનું ગાન કરો. અતરના ભિતરમા તેની શોધ કરો. તમારા આત્માનુ નિધાન, સમસ્ત વિશ્વના એક માત્ર સાર્વ–ભૌમ સત્તાધિશ, તમારા અંતરમા વહાનાર, અંતર્યામિ ઇશ્વરને ચહાવાનું અને તેની સેવા કરવાનું ભક્તો પાસેથી શીખો.

પ્રેમ સાથે પૂજ્યભાવને પણ જોડો ત્યારે તમારામા સાચી ભક્તિ આવશે. પૂજ્યભાવ પ્રેમને જાળવી રાખે છે, વૃદ્ધિગત કરે છે, શોભા આપે છે ને બહેલાવે છે. પૂજ્યભાવ ને પ્રેમને તમારો ધર્મ બનાવો. તમારા દૈનિક જીવનમા આ 'પ્રેમમય પૂજ્યભાવ' નો ધર્મ આચારમા મૂકો.

પ્રત્યેક શ્વાસોશ્વાસમા ઇશ્વરનુ નામ બોલો. તેનાજ ચરણ-કમળને તમારા સઘળા વિચારોનું કેન્દ્ર બનાવો. ગોસ્વામી તુલશીદાસ માફક મનની પવિત્રતા માટે પ્રાર્થના કરો. મીરાંની માફક આત્મ–સમર્પણના ગીતો ગાઓ. ભગવાન માટે શુદ્ધ, નિસ્વાર્થ પ્રેમ રાખો. પ્રત્યેક દિને તેને વધવા દો. ભગવાન પાસેથી સિદ્ધિઓ કે દુન્યવી વસ્તુઓ–કે મૂક્તિની પણ માગણી કરશો નહિં.

જો તમો તમારા ઇષ્ટદેવતાની મૂર્તિ મનમાં સ્થાપિત કરી નહિં શકતા હોવ તો, તમો જે મંત્રનો જાપ કરો તેનો ધ્વનિ

ધ્યાન દઈ સાંભળવા પ્રયત્ન કરો અગર તો મંત્રના એક પછી એક અક્ષરનું ધ્યાન કરો. આથી તમારૂં ભમતું મન અટકશે.

ભગવાન તમારા હૃદયના દરબારમાં બીરાજેલા છે એવી લાગણી ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરો. તમારી પોતાની કલ્પના પ્રમાણેના ભગવાનની આકૃતિ તમારા ધ્યાન માટે તમને ફાવતી હોય તો તે આકૃતિ પર ધ્યાન-મનન કરવું. જો કે શરૂઆતમાં તે આકૃતિ સ્પષ્ટ જણાશે નહિ, પણ ધીમે ધીમે ચાલુ ક્રિયાને કારણે સ્પષ્ટ ને સર્વાંગ આકૃતિ દેખાશે. તમારા ધ્યાન–મનનમાં ચિવટાઇપૂર્વક નિયમીત રહો. માનો અને એમ ચોક્કસ અનુભવો કે એ ( ઇષ્ટદેવ ) આકૃતિની આજુ બાજુ પ્રભાચક્ર છે—જે દિવ્ય તેજ તમારા મનનો અંધકાર વિચ્છેદે છે.

ભમરાની માફક ભગવાનના ચરણકમળને વળગી રહો. પ્રેમનો પંથ શોધી કાઢો દિવ્ય પ્રેમનો મધુર સ્વાદ લ્યો. પ્રેમ-મય બનો. પ્રેમરૂપ બનો. પ્રેમમાં જીવો. તમારૂં અસ્તિત્વજ પ્રેમમાં ગખો.

## ૩. શ્રદ્ધા

ભગવાન શ્રી કૃષ્ણ ગીતામાં કહે છે: **त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा। सात्त्विकी राजसी चैव तामसि चेति ताः श्रुणु॥ सत्त्वानुरुपा सर्वस्य श्रद्धा भवति भारत। श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः।** પ્રાણીમાત્રની આ શ્રદ્ધા સ્વભાવથી ત્રણ પ્રકારની હોય છે. સાત્વિક, રાજસ અને તામસ. તે કેવી તે સાંભળ. સર્વ લોકની શ્રદ્ધા, હે ભારત! પોત પોતાના સત્વ પ્રમાણે એટલે પ્રકૃતિ સ્વભાવ પ્રમાણે હોય છે. મનુષ્ય આ શ્રદ્ધામય છે. જેમાં જેની શ્રદ્ધા (હોય છે) તેવોજ તે બને છે (એવો નિયમ છે).

શ્રદ્ધા પરથી માણુસનું ચારિત્ર્ય સમજાય છે. ભગવાનમાં તેની કૃપામાં, તેના નામની શકિતમાં સાચી, સંપૂર્ણ, જીવન્ત,

અડગ શ્રદ્ધા રાખો. મનન કરો અને દિવ્ય જ્યોતિ ઝીલવા માટે તમારા હૃદયના દ્વાર ખુલ્લાં મૂકો. તમો પોતે દિવ્યમય બની જશો.

શ્રદ્ધાથી પર્વતો પણ ચલિત કરી શકાય છે. શ્રદ્ધા અદ્‌ભૂત પરાક્રમો કરી શકે છે. શ્રદ્ધા તમને ઇશ્વરના અંતઃપુરમાં લઇ જઇ શકે છે. શ્રદ્ધા તમને દેવ બનાવી શકે છે. શ્રદ્ધા તમને શાંતિ, આંતરિક આધ્યાત્મિક શક્તિ, આનંદ, મુક્તિ, અમરતા ને પરમ સૌખ્ય મેળવી આપી શકે છે. તેથી ઇશ્વરના અસ્તિત્વમાં, ધર્મશાસ્ત્રોમાં, ગુરૂવચનોમાં, અને પોતાનામાં સાચી અને જીવંત શ્રદ્ધા રાખો.

શ્રદ્ધા અમૂલ્ય કિંમતવાળું જવલ્લેજ મળતું ફૂલ છે. તેને તમારા હૃદયરૂપી બગીચામાં ખીલવવું જોઇએ. સહૃદયપણા રૂપ પાણીથી તેને દરરોજ સિંચન કરવું જોઇએ. આજુબાજુ શંકા ને ખોટા તર્કો રૂપી ખડને ઉગવા દેવું જોઈએ નહિ. ત્યારેજ તે ઉંડા મૂળ ઘાલશે, ખીલશે ને જલદીથી ભક્તિરૂપ ફળ આપશે.

શ્રદ્ધા સત્સંગથી (સાધુઓ, મહાત્માઓ, ભક્તોના સમાગમથી) પ્રાર્થનાથી, આત્મશુદ્ધિથી, ચિંતન–મનન ને ધર્મગ્રંથોના અભ્યાસથી કેળવીને મજબૂત કરી શકાય છે. કેવળ એક અડગ ને તીવ્ર શ્રદ્ધાની મદદથી તમો આધ્યાત્મિક નિઃસરણીની ટોચે પહોંચી શકશો. જ્યારે જ્યારે શંકા ચઢાઈ કરે ત્યારે તેનો ક્રૂરતાપૂર્વક વિનાશ કરો. સર્વ જ્ઞાન ને સર્વ તેજના મૂળ રૂપ દિવ્ય પ્રકાશ માટે તમારૂં હૃદય ખુલ્લું મૂકો. બાળકની માફક તદ્દન સરળ બનો. તમારા હૃદયના ઉંડાણમાંથી પ્રાર્થના કરો. એ જ્યોત વધુ ને વધુ પ્રકાશમાન થશે.

આત્મ–સાક્ષાત્કાર એ ઇંદ્રિયાતીત અનુભવ છે. જેમણે સત્ય (આપ્તવાક્ય)નો અનુભવ કર્યો હોય, ને આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હોય એવા મહાત્માઓના વચનોમાં સંપૂર્ણ શ્રદ્ધા મૂકવાથીજ તમો આધ્યાત્મિક માર્ગે પ્રગતિ કરી શકશો.

શ્રુતિ ભારપૂર્વક જણાવે છેઃ **श्रद्धा भक्ति ध्यान योगाद्वैहि।** તેને (ઈશ્વરને) શ્રદ્ધા, ભકિત અને ધ્યાનથી જાણો. શ્રદ્ધાને પહેલી મૂકી છે. શ્રદ્ધા વિના તમો ચિત્તની એકાગ્રતા કે ધ્યાન કરી શકતા નથી.

કાળહસ્તીને બાણવડે વિંધનાર કનાવ્યાને ભગવાન શીવમાં જીવન્ત શ્રદ્ધા હતી. તે ભગવાન શીવને દરરોજ જંગલી પશુઓના માંસને નૈવેદ્ય ધરતો. સદાશીવે એક દિવસ કનાવ્યાની સહૃદયતાની પરીક્ષા લીધી. ભગવાન શીવના (શીવલીંગમાંની) જમણી આંખમાંથી આસુઓ વહેવા લાગ્યા. કનાવ્યા ઘણો જ આકુળ વ્યાકુળ થઈ ગયો. તેણે પોતાની જમણી આંખ ઉખેડીને શીવ-લીંગમાં ચોંટાડી. બીજે દિવસે લીંગની ડાબી આંખમાંથી આંસુઓ પડવા લાગ્યા. કનાવ્યાએ પોતાની ડાબી આંખ ચૂંટી કાઢીને શીવ-લીંગમાં ચોંટાડી. તુરત જ ભગવાન શીવ પ્રત્યક્ષ થયા ને કનાવ્યાને આશિષ આપ્યા. તેને તુરત જ નવી આંખો આપી ને તે અમરતા ને શાશ્વત સૌખ્યના ધામ, કૈલાશ-ભગવાન શીવના રાજ્યને પ્રાપ્ત થયો. કનાવ્યાની માફક તમારી પણ અડગ, જીવન્ત શ્રદ્ધા હોવી જોઇએ. ત્યારે જ સનાતન્ શાશ્વત શાંતિનો ઉપભોગ કરી શકો.

પ્રહ્લાદને તેના પિતાએ અનેક રીતે રીબાવ્યો હતો. તેને ઉંચા પર્વતની ટોચ પરથી નીચે ગબડાવી દેવામાં આવ્યો હતો. તેને હાથીના પગ તળે ચગદવામાં આવ્યો હતો. તેને દરિઆમાં ફેંકી દેવામાં આવ્યો હતો. તેને ઉકળતા તેલની કડાઈમાં નાખવામાં આવ્યો હતો. તેને ઝેરી સાપો વળગાડવામાં આવ્યા હતા. તેની પોતાની માએ ઝેર પાયું હતું. તથાપિ તેણે ભગવાન નારાયણમાંની શ્રદ્ધા છોડી દીધી નહતી. તે જૂની માફક શ્રીહરિને ચોંટી-વળગી રહ્યો હતો. તેની શ્રદ્ધા નિશ્ચલ ને અડગ હતી. ઇશ્વર પ્રાપ્તિ માટે જીજ્ઞાસુઓની શ્રદ્ધા આવી હોવી જોઇએ.

ભગવાન તમારી અનેક રીતે પરીક્ષા લેશે. અતિવ તીવ્ર વેદનાઓ અને અક્ષમ્ય પરિસ્થિતિઓમાં પણ તમારે શ્રદ્ધા છોડવી જોઇએ નહિ. શ્રદ્ધા એ તમારું લંગર છે. નિશ્ચલ શ્રદ્ધાને લીધે જ બન્ને બાળક–ભક્તો–પ્રહ્‌લાદ ને ધ્રૂવ–અમર થયા. તેમની પ્રાપ્તિ તે 'શ્રદ્ધા' નામના સાદા રહસ્યનું જ પરાક્રમ હતું. ગમે તેટલાં ગહન ને મહાન મુશ્કેલીઓ ને નડતરો સહૃદય ને જીવન્ત શ્રદ્ધા આગળ બીલકુલ નામશેષ થાય છે.

મનના અવાજ પર ધ્યાન નહિં આપો. એ અવાજ તમને ભમાવશે. તમારા આત્માના અવાજને અનુસરો. એ અવાજ તમને ઉન્નત કરશે અને ધ્યેય તરફ લઇ જશે.

જો કોઇ ભાષણ કે સંભાષણ તમારી શ્રધ્ધાને ચલિત કરતાં જણાય–વિક્ષેપ કરતાં માલુમ પડે કે તુરત તે જગ્યા છોડી જાઓ. તમો તમારી શ્રદ્ધામાં મજબૂત થાઓ, દીવ્ય પ્રેમરૂપી ખાણમાં સ્થાયી ને સ્થિર થાઓ ત્યાં સુધી એવા માણસોનો સંગ ન કરો. પોતાની સ્થિતિમાંથી એક ઇંચ પણ ચસકશો નહિં. શ્રધ્ધાના પર્વત પર મક્કમ પણે ઉભા રહો. પ્રહ્‌લાદના જેવી જીવન્ત તીવ્ર શ્રધ્ધા તમને પ્રાપ્ત થાઓ નિર્બળ ને ડગમગતી શ્રદ્ધાથી તમો કાંઇ પણ ભવ્ય, સુંદરતા કે ગૌરવયુક્ત કાર્ય કરી શકશો નહિ. પ્રત્યેક પગલે ફેરવાતી શ્રધ્ધા વડે તમો જીંદગીના ધ્યેયને કદાપી પહોંચી શકો નહિં. નામર્દ અને મંદ શ્રદ્ધાથી મહા–ભાવ સમાધી કે નિર્વિકલ્પ સમાધિની ટોચ પર તમો ચઢી શકો નહી. તમારી શ્રધ્ધા હીમાલય કે સુમેરૂ પર્વત જેવી અચળ હોવી જોઈએ. પવનરહિત જગ્યામાં દિવાનો પ્રકાશ જેવો સ્થિર હોય તેવી સ્થિર તમારી શ્રધ્ધા હોવી જોઇએ.

હરેક પ્રકારની ખોટી માન્યતાઓ, નિર્બળતાઓ, વહેમો, ખોટા ખ્યાલો, અશક્યતાના વિચારો છોડો. ભગવાનની સર્વશક્તિમાં શ્રદ્ધાને ચીવટાઈથી વળગી રહો. દીવ્ય જીવનમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખો. ઇશ્વરમાં જીવવાની સદાય તીવ્ર ઇચ્છા રાખો.

અશ્રદ્ધાળુઓને વેદના અને મહા-વાક્યોના સ્પષ્ટ અર્થો કાદવમાં દટાઈ ગયેલી વસ્તુ જેવા હોય છે. આકાશ તરફ જોઈને ભસતા કૂતરા માફક તેમને મન તે હોય છે.

શંકા દ્વારા ભવ્ય ભયંકરતા પ્રવર્તાવે છે. શંકા મનને અસહ્ય રીતે પરિતાપ આપે છે ને શાંતિને ખલેલ પહોચાડે છે. પ્રમાણ (પ્રમાણવાળા સિદ્ધાંત) સંબંધી પણ શંકાઓ વિદ્વાન શિક્ષક પાસેથી શ્રુતિઓ સાંભળવાથી દૂર થાય છે. પ્રમેય (પ્રમેયગત-સમસ્યા) સંબંધી શંકાઓનું સમાધાન તમે જે સાંભળ્યું હોય તેના પર મનન-ચિંતનથી થઇ શકે છે. અમર આત્મા વિષે મનન-ધ્યાન અગર સતત નિદિધ્યાસનથી વિપરીત ભાવનાને જડમૂળથી ઉખેડી નાખી શકાય છે.

ઈશ્વર પર સંપૂર્ણ શ્રદ્ધા રાખો ને ધર્મશાસ્ત્રોને વાસ્તવિક રીતે સમજો. જો અજ્ઞાત લોકો મલિન અંતઃકરણથી અને વિપરીત બુદ્ધિથી ગીતા, રામાયણ, કે ભાગવત વાંચે તો તેઓ દોષ દૃષ્ટિથી તેમાં ભૂલો જ શોધવાનો પ્રયત્ન કરશે. તેઓ નકામા મુદ્દાઓ પર ચર્ચા કરશે જેવા કે, "રામે જંગલમાં તપ કરતા શુદ્રને કેમ માર્યો હતો ? એ કાંઈ વ્યાજબી કહેવાય ? શ્રી. કૃષ્ણે આમ કેમ કર્યું-તેમ કેમ કર્યું ? ભગવાનના અવતારો પણ આવી ભૂલો કેમ કરે ?" ધાર્મિક ગ્રંથોના વાચનથી આવા માણસોને કંઇ ફાયદો ન થાય. તેમના મન ગરણી જેવા છે તેઓ સમજવાનું તત્વ છોડી દે છે અને ઉંધી દૃષ્ટિએ બધી બાબતોને ખોટી જ રીતે જ ઘટાવે છે. ફક્ત જેમણે પોતાના મન શુદ્ધ કર્યાં હોય તેઓ જ શાસ્ત્રની શિખામણનો ખરો અર્થ સમજવા શક્તિમાન હોય છે.

શ્રીરામે શુદ્રને માર્યો. તે શુદ્રને મરણાંત શિક્ષા ઘટતી હતી કારણ તેણે બ્રાહ્મણના છોકરાને મારી નાખ્યો હતો. શ્રી રામે ધર્મ, ન્યાય ને વ્યવસ્થા જાળવવા માટે એ કાર્ય કર્યું હતું. આ વિશ્વના સત્તાધીશ, જે સર્વજ્ઞ છે, જે જીવોના કર્મોના પ્રહારો

પ્રમાણે તેના ફળો નક્કી કરનાર છે, તેની ભૂલ કાઢી શકાય? કેટલાક ધર્મચુસ્ત ને સાંકડા મનના માણસો સત્યને ઉંધી જ રીતે ખેંચે છે ને ગરબડ મચાવે છે. એ ધાર્મિક છેતરપીંડીનો ધંધો છે.

શ્રીરામ પરમ–આત્મા, અંતર્યામી, સઘળાના રક્ષક છે. તે સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વત્ર છે. ભગવાન હરિ પણ તે જ છે. તે કદિ જન્મ્યા જ નથી કે કદિ મર્યા નથી. શ્રીહરિ શ્રીરામના રૂપમાં પૃથ્વી પર લોકસંગ્રહ માટે અવતર્યા હતા ને અંતરધ્યાન થઇ ગયા હતા. તેમનું શરીર ચૈતન્યમય હતું, જો કે સઘળી રીતે તે માંસના જેવું દેખાતું હતું. આ વસ્તુ બરોબર યાદ રાખો.

શ્રીરામ કે શ્રીકૃષ્ણને સામાન્ય માણસની કક્ષામાં લેખવા અને તેમના કાર્યો સંબંધી ટીકા કરવી એ કેવળ મૂર્ખતા જ છે. કેટલાક એવા આળસુ લોકો હોય છે કે જેઓ ફક્ત મોજ ખાતર આવી નકામી ચર્ચા ને વિતંડાવાદમાં સમય ગાળવા અને પોતે પણ જાણે મહા વિદ્વાન અને ધર્મિષ્ટ છે એમ બતાવવા આવી વાતોમાં મચ્યા રહે છે.

આવા લોકો કોઇ પણ જાતની સાધના કરતા નથી. તેમને વૈરાગ્ય હોતો નથી અને તેમનો વખત નાહક ગપાટામાં જ ગુમાવે છે. તેમને શાસ્ત્રોની વ્યાજબી સમજ હોતી નથી અને ઇશ્વરમાં ને તેની લીલાઓમાં તેમને શ્રદ્ધા નથી હોતી. હમણાના સમયમાં વેદાંતનો અમલ પણ નથી હોતો. પણ વેદાન્ત વિષે ગપાટાઓ હોય છે. શ્રીરામે ખોટું કાર્ય કર્યું એમ કહેવું તે નિંદા છે. સાચા જીજ્ઞાસુ આવી નિંદાખોર વાતોમાં કદાપિ રસ ન લે. વખત વહી જાય છે. પ્રત્યેક ક્ષણનો ભગવાનની પૂજા ને *સેવામાં બરોબર ઉપયોગ કરવો જોઇએ. વિવાદ કરવો નકામો છે.* તમારે સક્રિય કાર્ય કરવું જોઇએ ને આજ જન્મમાં મોહના અર્ણવને ઓળંગી જવો જોઇએ. ધર્મ એટલે સાક્ષાત્કાર. પ્રત્યેક

પળમા આદર્શ આધ્યાત્મિક જીવન જીવવુ જોઇએ. જ્યારે જ્યારે મિત્રો ખોટા વિવાદમા ઉતરે ત્યારે તે તરફ કાન બહેરા કરો, શાંત રહો અગર તે જગ્યા તુરત છોડી જાઓ તો તમો શાંતિ મેળવી શકશો તમો તમારી આધ્યાત્મિક સાધના માટે ઘણો સમય બચાવી શકશો

ધર્મ વિષય કલબમાના ટેબલ આજુબાજુ બેસી વિવાદ કરવાનો વિષય નથી. ધર્મ એટલે ઇશ્વરને જાણવાને અને આરાધના કરવાને માટે શ્રદ્ધા અતિ તીક્ષ્ણી ઇન્દ્રિયોને સંકેલીને મનને કાબુમા લઇને વર્ષો સુધી સતત ને લાબી સાધના દ્વારા શાશ્વત આત્મામાં જીવન જીવવુ તે ધર્મ.

જેમ એક શુદ્ધ સફેદ સ્વચ્છ કપડાના ટૂકડામાં કોઈ પણ રંગવાળુ પાણી સર્વત્ર પેસી જાય છે, તેમજ મહાત્માની શીખામણ જ્યારે જીજ્ઞાસુનુ મન શાંત હોય, જ્યારે ભોગો માટેની તૃષ્ણાઓ બીલકુલ શમી ગઇ હોય, જ્યારે તેના મનની અશુદ્ધિઓ નાશ પામી હોય, ત્યારે જ તેના હૃદયમા દાખલ થઈ તેમા વસે છે તેથીજ શ્રૂતિઓના શ્રવણ કે ચિંતન, મનન કરવા અગાઉ જીજ્ઞાસુ પાસે વિવેક, વૈરાગ્ય, શમ, દમ, શ્રદ્ધા, અને ઉપરતીના ગુણોની આશા રાખવામા આવે છે સત્ય ને ઇશ્વર–સાક્ષાત્કારના માર્ગ માટે જીજ્ઞાસુ પાસે પહેલા ઇંદ્રિયો અને મનની શુદ્ધિ ને નિયંત્રણ આવશ્યક હોવા જોઇએ.

જેમણે પોતાની ભૂલો ને અશુદ્ધિઓ સાફ કરી હોતી નથી, તેમના આગળ ઇશ્વરની સમજ આપવામા આવે તો તેઓ ઇંદ્ર, વીરોચન ઇત્યાદિ માફક માનવા ના પાડશે કે ઉંધુ માની બેસશે તેથી જેણે આ જન્મમા કે અગાઉના જન્મોમા તપ વગેરેથી પોતાની શુદ્ધિ કરી હશે તેને જ સાચુ જ્ઞાન સમજાય છે. શ્રુતિ કહે છે. "જેની ઇશ્વર પ્રત્યેની ભકિત અનન્ય હોય, અને જેની ગુરૂ પ્રત્યેની ભકિત ઇશ્વર પ્રત્યેની ભકિત જેટલીજ અનન્ય હોય,

એવા મહાન આત્માવાળાને જ આ રહસ્યો (શ્રૂતિના) સમજાવવામાં આવતાં તે (જ્ઞાન) પ્રકાશયુકત બને છે."

ભગવાન શ્રીહરિજ શ્રીકૃષ્ણને શ્રીરામના સ્વરૂપોમાં સાધુઓના રક્ષણ માટે, દુષ્ટોના વિનાશ માટે, અને ધર્મના સંસ્થાપન માટે અવતર્યાં હતા. શ્રીકૃષ્ણ કહે છે: "સર્વ સર્વનો અધિષ્ઠાતા એવા મને મારા પરમ સ્વભાવથી અજ્ઞાન એવા મુર્ખ લોકો, મને માણસ જેવા રૂપમાં જોઇને મારી અવગણના કરે છે" ગીતા, રામાયણ, ભાગવત, અને બીજા ધર્મ—ગ્રંથોનો અભ્યાસ કરો અને તેની વાજબી સમજ મેળવો. અતિ ચંચળ ને વિલક્ષણ ઇંદ્રિયોથી તમારા નકામા મિત્રો કે ખોટા વિતંડાવાદની અસરોથી ખેંચાઈ જશો નહિં. ભકિત ને શ્રદ્ધા વડે, ઇશ્વરને તત્વ સાથે જાણો, અને તેની કૃપાથી પરમ સૌખ્ય, પરમ શાંતિ, પરમ જ્ઞાન પ્રાપ્ત કરો! ભગવાનના તમારા પર આશિષ ઉતરો!!

## ૪. પ્રેમનો પંથ

વેદાંતિ કે રાજયોગીના માર્ગ જેટલો જ પ્રેમનો પંથ કઠીણ છે. કોઈ પણ માર્ગ સહેલો નથી. આધ્યાત્મિક ક્ષેત્ર માટે કોઇ રાજ–માર્ગ નથી. ભકિત કે પ્રેમનો માર્ગ સૌથી સહેલો છે એમ દષ્ટાઓ કહે છે, તે માત્ર જીજ્ઞાસુઓને ઉત્સાહ આપવા માટે જ હોય છે. પ્રત્યેક માર્ગ કે દરેક પ્રકારના યોગ માટે અહંભાવનો જડમૂળ નાશ આવસ્યક છે. કર્મયોગી નિઃસ્વાર્થ સેવાદ્વારા પોતાની અહંતાનો નાશ કરે છે. ભકત આત્મ–સમર્પણ (શરણાગતિ) દ્વારા પોતાની અહંતાનો ઉચ્છેદ કરે છે. વેદાંતી આત્મ-ભોગ કે આત્મ–ત્યાગ દ્વારા અહંતા નિર્મૂળ કરે છે.

આ સંસારમાં જ એક બીજા માણસના પ્રેમ અને ચાહ સંપાદન કરવાનું કેટલું મુશ્કેલ હોય છે!" બીજાને પ્રસન્ન

કરવાનું કેટલું કઠીણ હોય છે ! ! પતિ પોતાની પત્નીને સુંદર ચીજો આપે છે, કિંમતી વસ્ત્રોને ઘરેણાં ખરીદે છે દિવસ ને રાત તેને અનેક રીતે મદદરૂપ થાય છે, તથાપિ તે તેને સંપૂર્ણ રીતે સંતોષ આપી શકતો નથી એક પેઢીમાંનો ગુમાસ્તો, વહેલી સવારથી મોડી સાંજ સુધી પેઢીમા કામ કરતો હોય છે, તથાપિ તે તેના શેઠને ખુશ કરી તેની ચાહના મેળવી શકતો નથી એક નજીવી ભૂલને કારણે તેને ચોવીસ જ કલાકની નોકરીમાથી રૂખસદની ચેતવણી મળે છે દીવાન, મહારાજાને ખુશ કરવા પોતાનુ બનતું સઘળું કરે છે તથાપિ તે તેને સંપૂર્ણ રીતે સંતોષ આપવામા નિષ્ફળ થાય છે જો સસારીનો પ્રેમ સંપાદન કરવો આટલો કઠીણ છે, તો ઇશ્વરનો પ્રેમ મેળવવા માટે તો ભક્તને કયી કયી પ્રકારની યાતનાઓમાંથી પસાર થવુ પડતુ હશે ! તે પરમ પ્રેમના રાજ્યમાં દાખલ થાય તે અગાઉ તેને કેવા કેવા પ્રકા ના દુ ખો ધીરજથી સહેવા રહેતા હશે !

તમારે વાઈસરોય કે મહારાજાની મુલાકાત લેવી હોય તો તે મેળવવી કેટલી મુશ્કેલ હોય છે ? ખાનગી મંત્રી લખે છે · ' નામદાર કે શ્રીમંત સરકાર હમણાના દિવસોમા ઘણા જ રોકાયેલા રહે છે પખવાડિયુ થોભી જાઓ " તમારે ઉપ-કમીશ્નરને મળવુ હોય તો તેનો પટાવાળો કહેશે સાહેબ, ઘણા રોકાણમાં છે. પરમ દિવસે આવો " સાંસારિક બાબતોમા જ્યારે આ પ્રમાણે હોય તો, ત્રૌલોકના સ્વામી ભગવાન શ્રીકૃષ્ણની મુલાકાત લેવી કાઇ ઓછી મુશ્કેલ હશે ?

પ્રેમનો પંથ ખરબચડો, કાંટાળો ને સીધી ચઢાઇવાળો સરકણો, અસ્ત્રાની ધાર જેવો એ માર્ગ છે તે અતિશય સાંકડો પણ છે. એ માર્ગે ફક્ત એક જ સખસ જઇ શકે. જો ભગવાન હોય તો "હું" નહિ હોય અને 'હું' હોય તો ભગવાન નહિ હોય જેમ નાચનાર, પાતળા તાર પર ચાલે

છે તેમજ ભક્તને પણ પાતળા તાર પર ચાલવાનું હોય છે. જો તે સહેજ પણ દરકાર વગરનો થયો તો નીચે ભયાનક ખીણમાં ગયો જ સમજવો. વળી, તેના માથા પર માયાની તલવાર લટકતી જ હોય છે. નીચે ઉંડી ખીણમાં મગરો હયાત જ હોય છે. સામે ભયાનક અગ્નિજવાળા હોય છે. પાછળ વિંછુઓને સાપો ફૂંફાડા મારતા હોય છે. ત્યારે જીજ્ઞાસુને કેટલા હિમ્મતવાન બનવું જોઇએ! તેને સદાય અદ્રષ્ટના નહિ દેખાતા હાથોનો ટેકો હોય છે.

હૃદયના દરબારમાં પ્રેમના ઝરામાંથી સદાય સુધામૃત ઝરતુંજ હોય છે. ભક્ત તે પીતો હોય છે. એ પ્રત્યેક પગલે ભગવાનના આલિંગનની ઉષ્ણતા અનુભવે છે. એજ કારણે તે નિર્ભય જુસ્સાથી એ માર્ગે આગળ ધપતો હોય છે. ભગવાનની કૃપા સિવાય એ લડત જીતી શકતો નથી. તેની સહાય ને દયા વિના, તે આ અતિ દુસ્તર માર્ગે એક ડગ પણ ભરી શકતો નથી.

પ્રેમનો માર્ગ અનન્ત ધૈર્ય ને સહિષ્ણુતા માગે છે. તે પછી પરિણામે જેમ શરત– રમતમાં નગારૂં, ગોળ સળીઆની બારી, સરકણ પાટીઉં વગેરે સફળતાપૂર્વક પહેલો ઓળંગી જનાર પહેલું ઇનામ મેળવે છે, તેમ ભક્ત કે પ્રેમી ભગવાનની કૃપાથી વિજયી નિવડે છે એજ પ્રમાણે ભક્તને પણ નિર્જન ગાઢ જંગલો અને સખ્ત વાવાઝોડાવાળા તોફાનોમાંથી પસાર થવું રહે છે. તેને ઘણાં ભયકારક ફીણવાળા ઝરાઓ ઓળંગવા પડે છે. તેને અનેક સીધા ઉંચા ડુંગરો ચઢવા પડે છે. આ જીવન રૂપ તોફાની દરિઆમાંનાં ભયંકર વમળોમાંથી તેને નિર્વિઘ્ને પસાર થવું રહે છે. તેણે અતિ ક્રૂરને નિર્દય યાતનાઓ ધીરજથી સહન કરવી રહે છે. એક હજાર ને એક કરતાં પણ વધુ મુશ્કેલીઓ આવે તો પણ હતાસપણું કે શોકને સ્થાન મળવું નહિ જોઇએ. જો જીજ્ઞાસુ સહૃદયી ને ચીવટાઇવાળો હશે, જો તેનો નિશ્ચય

લોખંડી ને આગ્રહ તીવ્ર જોમવાળો હશે, જો તે પોતાના પૂજા પ્રાર્થનામાં નિયમિત હશે તો સૂર્યના આગળ ધુમ્મસ કે વાદળા વિખેરાઈ જાય છે તેમ તમામ પ્રકારની મુશ્કેલીઓ દૂર થઈ જશે

જે માણસ ઢાલબાજી જાણતો હોય તે જ્યારે તેની તરફ ચારે બાજુથી પત્થરોનો મારો થતો હોય તો પણ કેવો હિમ્મતથી વર્તે છે! તે દરેક પત્થરને કુશળતાપૂર્વક પોતાને લાગવા દેતો નથી એ પ્રમાણે અજબ રીતે પોતાનું રક્ષણ કરે છે. એવીજ રીતે પ્રેમ-પથના પૂજારીએ ભારે હિંમતવાન બનવુ જોઈએ છે. જ્યારે ભક્તે જરીથી યે જરી પણ અહંતાનો ત્યાગ માત્ર કે સૂક્ષ્મભાવે પણ છોડયો હશે, જ્યારે તેણે સંપૂર્ણ આત્મ-સમર્પણ કર્યું હશે, ત્યારે જ ભગવાન તેને દર્શન આપશે. તેની અનેક રીતે પરીક્ષા લેવાશે જ્યારે દ્રૌપદીએ ભગવાનની મદદ પરજ સંપૂર્ણ આધાર રાખ્યો અને તે કૃષ્ણના ચરણારવિંદમા સંપૂર્ણપણે શરણ થઈ ત્યારે શ્રી દ્વારકાધીશ તુરતજ તેની વ્હારે ધાયા અને તેનાં ચિરો પૂર્યાં

મીરાંને પોતાના પ્રેમી શ્રીકૃષ્ણ જ્યાં પરમ વૈભવને ગૌરવથી રાજ્ય કરે છે તે પરમ પ્રેમ-રાજ્યના ક્ષેત્રના પગથીઆ ચડવા અગાઉ, અતિકષ્ટમય યાતનાઓમાંથી પસાર થવું પડયું હતુ તે અનેક પ્રકારની રીમામણમાંથી પસાર થઇ હતી ને રજપુતાનાની ધીકતા અગ્નિ જેવી રેતીમાથી ઉઘાડે પગે ચાલી હતી તેણે ભીખ માંગીને પેટ ભર્યું હતું તે જમીન પર સુતી. દિવસોના દિવસ ભૂખી રહી હતી આવી બધી યાતનાઓ છતાં ભગવાનની કૃપાથી તે સદાય આનંદમાં રહેતી

ભગવાનની કૃપાથી પ્રહ્‌લાદને બાળવા સળગાવેલો અગ્નિ આઈસ (હીમ) થઇ ગયો કઢાઈમા ઉકાળેલું તેલ તેને ઠંડુ સુખ-ડનુ લેપ થઈ રહ્યુ ગિરિધારી ગોપાળની કૃપાથી મીરા પર નાખવામાં આવેલો સાપ ( શ્રીકૃષ્ણની મૂર્તિ રૂપ ) ફુલનો

હા ર થ ઈ ર હ્યો, જે ર અ મૃ ત થ ઇ ગ યુ તી ણા ખીલાની પથારી તે ગુલાબનુ બીછાનું થઈ ગયુ માધવની કૃપાથી મૂગો વાચાળ થાય છે. લગડો પર્વતની ટોચ સુધી ચડી જઇ શકે છે

ભકતે પોતાના જમણા પગના હાડકાનો ભૂકો કરીને તેમાથી તેલ કાઢવુ જોઇએ અને તે તેલનો દિવો ૭ મહિના સુધી અખડ બાળવો જોઇએ (અખડ-દીપ) ત્યારે જ તે ઈશ્વરનો પ્રેમ સપાદન કરી શકે ત્યારે જ તે ભગવાનના દરબારમા છૂટથી દાખલ થઇ શકે ત્યારે જ તે સદાય ભગવાનમા વસી શકે ત્યારેજ શ્રીહરિ તેના (ભકતના) જીવનરૂપી નૌકાનું સુકાન હાથમા લઈ લે છે અને તેને સહિસલામત બીજા કિનારા પર લઇ જાય છે

આ દીવ્ય-પ્રેમ શુ છે? એ સસારીઓના એક બીજા પાસેથી કાઇ ને કાઇ લેવા માટે ચાહના જેવો નથી સુદર કન્યાનું મોહક વદન કે કામણગારી આખો કે શોભામય પહેરવેશ જોવાનો ચાહ જેવો એ નથી તે કોઇ અસ્પષ્ટ લાગણીનો ક્ષણિક ઉભરો નથી **પ્રેમની ભાષા તો આખના આસુથી લખાય** છે તે બધબેસ્તા વાક્યોમા ભાગ્યેજ વર્ણવી શકાય એ તો ભાગ્યશાળી ભક્ત જ આ મધુર પ્રેમ પોતાનામા અનુભવી શકે છે. તીવ્ર તૃષાતુર ભકતના હૃદયમા રાત્રિ દિવસ દીવ્ય-પ્રેમની જ્યોત ઝગહળી રહે છે. તે ખોરાક કે પાણીની પરવા કરતો નથી તે કૃશ થઈ જાય છે, તે ભગવાનથી છુટો પડવા માટે ગળાતો જાય છે તે રાત્રે ઉંઘતો નથી તે જાણતો નથી કે તેનો પ્રેમી કયારે દર્શન આપશે એથી તે આખી રાત જાગે છે જ્યારે ભકતે પોતાની અહતાનો નાશ કર્યો હશે, જ્યારે તેણે ભગવાનને સપૂર્ણત આત્મ-સમર્પણ કર્યુ હશે પોતાના ઉપભોગ કાઇપણ છૂપી ઈચ્છા રાખી નહિ હશે, જ્યારે તે

બહાર નિકળેલી માછલી પાછી પાણીમાં જવા તરફડે છે તેમ પોતાના પ્રેમીને મળવા તલસતો હશે, જ્યારે તેને ભગવાનનો વિરહ અસહ્ય લાગશે, જ્યારે તેને વિરહ–અગ્નિનો સખત દાહ અકળાવતો હશે, ત્યારે શ્રીહરિ ભક્ત સમક્ષ હાજર થાય છે. ત્યારે જ ભગવાન તેના આંસુ લૂછે છે, પોતાના હાથે તેને જમાડે છે અને તેને પોતાના ખભા પર લઈ લે છે.

સંપૂર્ણ આત્મ–સમર્પણમાં કાંઈ પણ ખોવાનું હોતું નથી. એ કોઇ રીતે ખોટો ધંધો નથી. તેથી તો જબર નફો જ મળે છે. તમારે તમારૂં શરીર, મન, આત્મા, મિલ્કત વગેરે ભગવાનને આપવું જોઇએ. તો ભગવાન આખાયે તમને મળશે. ભગવાનની સઘળી સમૃદ્ધિ તે તમારી બનશે. ભગવાન પોતેજ તમારા બનશે. તમે તેમના પ્રત્યે પ્રેમ આપીને તેને ખરીદ્યા હોય છે. તે પછી તમારા કહ્યાગરા બનશે. જેમ ખાંડ પાણીમાં નાખવાથી ઓગળી જઇ પાણી સાથે એક થઇ જાય છે તેમ, તમો ભગવાન સાથે એક થઇ જાઓ છો. જે તે માંગે છે તે તમારૂં પવિત્ર પ્રેમથી ભરેલું સંપૂર્ણ અંતઃકરણ. ભક્ત કહે છેઃ " હું તમારો છું અને તમે મારા છો." જો તમારામાં રજ માત્ર પણ સ્વાર્થીપણું હશે તો તેને તમે મેળવી શકશો નહિ.

પરમ પ્રેમ જેણે સંપાદન કર્યો હોય તે સિદ્ધાંતો, આચારો કે વિધિઓનો બંધાયેલો હોતો નથી. તે સમાજના નિયમોથી પણ બંધાતો નથી. કોઇપણ જાતનો બહારનો દેખાવ તેનામાં હોતો નથી. તેને માટે ઘંટાનાદ જરુરી નથી. જગતની માર્મિક ટીકાઓની તે સ્પૃહા કરતો નથી. તેની સ્થિતિ અવર્ણનીય છે. તે પોતાના પ્રેમી પર પ્રેમ ઢાલવે છે, એ પ્રેમ સહજ સ્ફૂર્તિ હોય છે. એ પ્રેમનું ઝરણ ચાલુ પ્રવાહમાં રહે છે. તેમાં ભંગાણ નથી હોતું કેટલીકવાર જ્યારે તેને પોતાના પ્રેમથી વિરહની વેદના એવી સખ્ત આવે છે કે જાણે બળતી ભઠ્ઠી પર ગરમ તવા પર તેને

રોકવામાં આવતો હોય. પણ તુરત દીવ્ય સુધાનો છંટકાવ થાય છે ત્યારે તેને લાગે છે કે જાણે તેણે ગંગાના ઠંડા પાણીમાં ડુબકી મારી.

પ્રેમી પોતાના પ્રેમપાત્રથી એક પળ પણ અલગ પડવું સહન કરી શકતો નથી. વિરહની એક ક્ષણ પણ તેને માટે મરણની વેદના તુલ્ય થઇ પડે છે. એક પળ તેને મન એક વર્ષ જેવડી થાય છે. જ્યારે જૂદા હોય ત્યારે, તેની હાજરી માટે ઝંખે છે ને ટળવળે છે. જ્યારે તેના હૃદયમાં એ વેદના હોય ત્યારે તેની આંખો તેજહિન અને ચહેરો ભાવહિન બની રહે છે. તે ખોરાક, પાણી ઉંઘ છોડે છે. તે અશાંત બને છે. તે પ્રેમના અશ્રુ પ્રવાહ રેલાવે છે. આંસુમાં તે શાંતિ શોધે છે. તેની તરસ જાણે થોડીક છીપાતી હોય છે. તે આંસુવડે પ્રેમની અતિ નાજુક પણ મૂળવાળી વેલીને સિંચન કરે છે. તેના પ્રેમ સિવાય તેને બીજો વિચાર જ હોતો નથી. તેના હૃદયમાં પ્રેમનો ફુવારો સદાય ભરપૂર જ હોય છે. તે કદાપિ સુકાતો નથી. એ ફુવારામાંથી પ્રેમ ચાલુ પ્રવાહ રૂપે બહાર આવ્યા જ કરે છે. એ પરમ પ્રેમનો સર્વશક્તિવાળો પ્રવાહ છે. એ પ્રવાહને કોઈ પણ અટકાવી શકતું નથી.

પ્રેમનો પંથ નિ:સંદેહ મુશ્કેલીઓથી ભરેલો હોય છે. પણ જે ભક્ત પોતાના નિશ્ચયમાં અડગ હોય, અને પોતાની સાધના અને વૈરાગ્યમાં જોમવાળો હોય, જેણે પોતે તથા પોતાનું સર્વસ્વ ભગવાનને સમર્પણ કર્યું હોય, જે તેને સદા સદા યાદ કરતો હોય, તે બધી જ મુશ્કેલીઓ સહેલાઇથી પાર ઉતરી જાય છે. તે પ્રત્યેક પગલે, દરેક પગથિએ ભગવાનની કૃપા મેળવતો હોય છે, તે સદાય ભગવાનમાં જ રહે છે.

ભક્ત કહે છે "હું તારો છું," વેદાંતી કહે છે; 'હું તેજ છું,' ભક્ત જે 'હું તારો છું' કહે છે તે પરિણામે 'હું તેજ છું' નો

ભાવાર્થ સમજી લે છે, જ્યારે પરાભક્તિ—પરમ પ્રેમની પ્રાપ્તિ થાય છે ત્યારે " હું દાસ છું " " શિવ છું " " તેજ છું " " ગોપાળ છું " એ સઘળા એકજ અર્થના થઇ રહે છે. પ્રેમનું ફળ જ્ઞાન છે. પ્રેમ બે વચ્ચે શરૂ થઈ એકમાં પરિણમે છે.

હે પ્રિય રામ! ભગવાનના નામ માત્ર લેવાથી આનંદાશ્રુથી ઉભરાઇ ઉઠે એવું હૃદય નહિં જાગૃત કરો? તમારા હૃદયમાં સતત્ પ્રેમના મોજાં ઉછળવા દો. દીવ્ય આલિંગનની હૂંફ મેળવો. દીવ્ય-પ્રેમના તડાકામાં નાહો! શાશ્વત્ પ્રેમના સૌખ્યનો રસાસ્વાદ લ્યો. દીવ્ય-પ્રેમની સુધા પીઓ ને સદાય સુખી બનો.

## ૫. વિરહ

વિરહ એટલે ભક્ત ભગવાનથી દુર હોવાને કારણે જે વેદના અનુભવે છે તે. જો તમારે તમારા પ્રિયના દર્શન કરવાં હોય તો હૃદયના ઉંડાણમાંથી મૂશળધાર અશ્રુધારા વહાવવી રહે છે. માત્ર રમતથી—થોડાક હાસ્યથી તેને ભાગ્યેજ મેળવી શકો. શ્રી. ચૈતન્ય મહાપ્રભુનું જીવન વાંચો. તે વેદનાભર્યાં આંસુઓ સાથે ધૂળમાં આળોટતા. એનું નામ વિરહાગ્નિ. એનું નામ ખરી ભક્તિ. પ્યારા મિત્રો! તમારા પ્રેમીના દર્શન માટે રડવાને લાયક તમારૂં હૃદય કોમળ છે? " તમો પોતાને છેતરશો નહિ. તમે તેને છેતરી શકશો નહિ. કારણ તે તમારા સઘળા વિચારોના સાક્ષી છે. જો તમારૂં હૃદય હજી સખત હોય તો, શ્રીરામના જપથી, કીર્તનથી, ભગવતગીતાના વાંચનથી, સત્સંગ અને સેવાથી તેને પીગાળો. એક પણ ક્ષણ વિલંબ કરશો નહિ: ઉભા થાઓ, હે સુશીલ! કમર કસો! તૈયાર થાઓ! સાધના કરો. એકાંતમાં જઇ વિરહાગ્નિ, ભાવના ને હૃદયથી ખૂબ રડો. ભક્તિને વૃદ્ધિગંત થવા માટે રડવાનો એક પ્રકાર છે. પણ તે સાચો સાચ હૃદયનું રડવું હોવું જોઇએ. તે ઈશ્વર મેળવવા માટેની તીવ્ર ઇચ્છાથી આવવું જોઇએ.

ભકતનો પ્રેમ કેવળ પ્રેમ ખાતર જ હોય છે તેનામાં કાંઈ સોદાની વૃત્તિ હોતી નથી, જેમ કોઈ વડા જજની પત્ની કે પુત્રને તેમનાથી કોઇ બ્હીક હોતી નથી, પણ ગુન્હેગારો તેમનાથી ખૂબજ બ્હીએ છે, તેમ ભકતને ઇશ્વિરથી કે કોઇથી બ્હીક હોતી નથી. શિક્ષા કે દંડની જુની બ્હીક તેનામાથી હવે નાશ પામી હોય છે. તે ઇશ્વર સિવાય બીજી કોઈ વસ્તુને ગણકારતો જ નથી. પ્રત્યેક વસ્તુમાં તેને જ જૂએ છે. તે તેને જ માટે જીવે છે. તે બધુંય તેનુ જ માને છે તેણે ઇશ્વરેચ્છાને સંપૂર્ણ શરણ કર્યું હોય છે તે બધામા જ પોતાના સ્વામીને જૂએ છે એથી તે બધાને સન્માને છે અને બધાની સેવા કરે છે. કેટલીકવાર ભાવાવેશમા નાચે છે જ્યારે એક પળ માત્ર માટે પણ તેને પોતાના સ્વામીથી વિરહ જણાય્યો કે તે ખૂબજ ખિન્ન જણાય છે આને વિરહાગ્નિ કહે છે.

જ્યારે ભકત વિરહની વેદના અનુભવતો હોય ત્યારે તે ખૂબ ખૂબ ડુસકા ખાય છે અને પુષ્કળ નિસાસા નાખે છે. તે અતિવ રડે છે. કેટલીકવાર તે જોરશોરથી બૂમ પાડે છે કે: "મારા પ્રિય સ્વામી કયાં છે? મારા વ્હાલા હરિ કયા છે? મારા વૃંદ્રાવનવાસી બંસીવાળા કયા છે? મારા અયોધ્યાવાસી ધનુષધારી શ્રી રામ કયા છે? એક ક્ષણવાર પણ તેમનો વિરહ હું સાખી શકતો નથી?" કેટલીકવાર તે સ્થિર દ્રષ્ટિથી, આખોમાં અશ્રુધારા સાથે પોતાના પાડોશીને જોયા કરે છે. કેટલીકવાર પોતાનુ શરીર પરસેવાથી ભીંજાઇ જાય છે. કેટલીકવાર સવાર કયારે પડી કે રાત્રિ કયારે થઇ તેનુ તેને ભાનજ હોતું નથી. કેટલીકવાર તે મોટેથી બોલે છે: "હરિ, હરિ, હરે રામ! હરે કૃષ્ણ!" કેટલીકવાર તેનુ શરીર કંપે છે. કેટલીકવાર તે જમીન પર પડી જઇ આળોટે છે. કેટલીકવાર તે હસે છે ને મોટેથી ગાય છે. "ગોવિંદ રામ રામ, ગોપાલ હરિ હરિ." કેટલીક વાર તે ઠેકડા મારે છે અને ઉંચા હાથ સાથે નાચે કૂદે છે અને ભાવયુકત બની હાથોના

અનેક પ્રકારના ચાળાઓ કરે છે. કેટલીકવાર તે ઉંચે હવામાં લાંબા ઉંચા હાથ કરી ઉડવા પ્રયત્ન કરે છે. કેટલીકવાર તે છાતીફાટ રડે છે. ઇશ્વર સાથે યુકત થયેલાં ઉચ્ચ કક્ષાના ભક્તોના હૃદય ને લાગણીઓ સમજવી સામાન્ય માણસ માટે ઘણી જ મુશ્કેલ છે. તેમની સ્થિતિ વર્ણવી શકાય એવી નથી હોતી. સાચોજ ભક્ત બીજા ભક્તને સમજી શકે છે. કેટલીકવાર તે નીચે પડી જાય છે ને મૂર્છાગત થાય છે. ( મૂર્છાસમાધિ ) કેટલીકવાર તેનો શ્વાસ અટકી પણ જાય છે અને કેટલીકવારે ધીમેથી પાછો ચાલુ થાય છે. જો તમો નવદ્વીપ અને વંદ્રાવનની મુલાકાત લેશો અને થોડા દિવસો ત્યાં રહેશે તો તમને ત્યાં ઉચ્ચ કોટીના ભક્તો મળી આવશે કે જેઓ આવા ચિહ્નોયુકત હશે. જય હો, જય હો–આવા ભક્તોનો. તેમનો કૂળનો જય હો. તેમની જન્મભૂમિનો જય હો!

ભક્તનું હૃદય જપ, કીર્તન, ભાગવતોની સેવા વગેરેથી માખણ જેવું પોચું થઇ ગયું હોય છે. વિરહનો અગ્નિ તેના હૃદયને પીગળાવી નાખે છે અને એથી તે મુશળધાર અશ્રુધારા વડે બહાર આવે છે—જે કેટલીકવાર તેના કપડાં પણ ભીંજવી દે છે. જ્યારે હૃદયનાં અશ્રુઓ ગાલ પરથી સરે છે ત્યારે ભગવાન ભક્તને દર્શન આપે છે. આ પ્રેમના આંસુઓ ઇશ્વરના અવતાર રૂપ ને ભૂમિ પર લાવવાના કારણરૂપ હોય છે. આ વિરહ ભક્તિના આંસુઓ ભક્તની પવિત્ર પૂજા ને ધ્યાન માટે નિર્ગુણ બ્રહ્મ ને સગુણ રૂપ ધારણ કરવાની ફરજ પાડે છે.

વૃંદાવનની ગોપીઓ વિરહાગ્નિથી ખરેખર બળી જતી. શ્રીકૃષ્ણ પ્રત્યે તેમની કેવી અદ્દભૂત ભક્તિ હતી ! તેઓ એક પળવાર પણ વિરહ સહી શકતી ન હતી. કેટલીક વાર શ્રીકૃષ્ણ તેમની સહૃદયતાની પરીક્ષા લેતા. તે એકાએક કયાંય છુપાઈ જતા. ગોપીઓ વૃંદાવનની ગલીઓ અને ઘટાઓમાં આમતેમ ભટકતી :

તેઓ કદમ્બના ઝાડને સંબોધતીઃ "હે કદમ્બના ઝાડ! તમે અમારા સ્વામીને જોયા છે? અમો વિરહના તાપથી જલીએ છીએ, તમે તેના તરફથી શું સમાચાર લાવ્યા છો? તે હમણાં કયાં છે? તે કેટલા ઘાતકી છે? અમે તેમના દર્શન માટે મરીએ છીએ." વિરહ ના સમય દરમ્યાન તેઓ ખૂબ અશ્રુધારા વહાવતી.

તેમને પોતાના શરીરનું ભાન નહિં રહેતું. જ્યારે સાંજ પછી ઘરમાં દીવાઓ સળગાવવા જતી ત્યારે કેટલીક પોતાની આંગળીઓ ઘણી બાળી મૂકતી, છતાં તેમને તેની ખબર નહતી પડતી. તેમના મન તેમના પ્રિય તરફ જ રહેતાં.

મધુર, આત્માને જગાડતું શ્રીકૃષ્ણની વાંસળીનો મનોહર સૂર, અમર આત્માનું ગીત, સાંભળતાં વાર જ તેઓ એકદમ જથરપથર માથું ને વસ્ત્રોવાળી એવી, તેમને (શ્રીકૃષ્ણને) મળવા દોડતી. તેઓ શ્રીકૃષ્ણના પ્રેમમાં તદ્રૂપ હતી.

વિરહની વેદના અનુભવતા ભકતની લાગણીઓ શબ્દોથી ભાગ્યેજ વર્ણવી શકાય. તે તો તમારી પોતાની મેળે અનુભવી જ રહી. વિરહ, જો કે ભકત માટે ઘણો જ દુઃસહ્ય અનુભવ હોય છે, પણ તેનાથી ભગવાન પ્રત્યેનો પ્રેમ વધુ દૃઢ થાય છે.

ગોપી જેવા બનો. ગૌરાંગ જેવા બનો. મીરાં જેવા બનો; ત્યારે જ તમને વિરહ એટલે શું તે સમજાશે. વિરહ વિના ભગવાનને મેળવી શકશો નહિં.

મીરાંએ પોતાના વિરહની વેદના હર કોઈના હૃદયને વિદારે એવા ભજનમાં જણાવી છે.

× × × ×

— મીરાંનું - ભજન —

× × + ×

જયારે તમે અતિ વ્યાકુળતાથી ભગવાનની પ્રાર્થના કરો ત્યારે તેને પૂછોઃ "હે દયાનિધાન! શ્રીહરિ, હું હવે ખૂબજ

સહૃદયી બન્યો છુ. મને તમે સાચેસાચ કહો કે, મારે માટે નજીકના ભવિષ્યમા એવો દિવસ ઉગશે, કે જે દિવસે તમારા પ્રત્યેના હૃદયની ભક્તિને કારણે એકાંતમાં મારી આંખોમાંથી અશ્રુધારાઓ વહેશે, અને શ્રીમહાપ્રભુ ગૌરાંગની માફક મારાં કપડા તેથી ભીજી જશે, જ્યારે હું છાતીફાટ રડતા, ઓ હરી, હે કૃષ્ણ! એમ બૂમો પાડીશ, અને મારૂ શરીર, મારાં સગાં સંબંધીઓ, આજુબાજુઓને ભૂલી જઇ જમીન પર આળોટીશ, અને પ્રાત સ્મરણીય મહાન ભક્ત પ્રહ્લાદની માફક સર્વત્ર હરિ ને હરિજ જોઇશ ! હે સ્વામી ! મારી સઘળી વૃત્તિઓ શમી જાઓ તમારી મધુર છાતી સરસો મને ચાંપો કે જેથી સદા માટે હું તમારામા ભળી જાઊં.

## ૬. શ્રીકૃષ્ણ પ્રત્યે ગોપીઓના પ્રેમ

કેટલાક અજ્ઞાની લોકો કહે છે "શ્રીકૃષ્ણ પરમાત્મા નથી. તે અવતારરૂપ નથી તે એક કામાંધ ગોવાળ છે, કે જે ગોવાળ સ્ત્રીઓ સાથે કામાતુર ચેષ્ટા કરે છે" એ વખતે શ્રીકૃષ્ણની ઉમ્મર શી હતી ? તે સાત વર્ષના બાળક ન હતા ? એ ઉમ્મર કામનો અંશ માત્ર પણ તેનામા હોય ખરો ? રાસલીલા ને માધુર્ય ભાવ, જે ભક્તિની પરમાવસ્થા છે, જે પરમાત્મા ને સંપૂર્ણ આત્મ-સમર્પણ-આત્મનિવેદન છે, તેને કોણ સમજી શકે ? માત્ર નારદ, શુકદેવ, ચૈતન્ય, મીરા, હારીઝ, રામાનંદ, સખીઓ કે ગોપીઓ જ રાસલીલાનુ રહસ્ય સમજી શકે સખીઓ આવી પરમાવસ્થાને પહોંચી હતી શ્રીકૃષ્ણ જ્યારે બાળક જ હતા, ત્યારે તેમણે અદ્‌ભૂત આશ્ચર્યો ન હતા બતાવ્યાં ! તેઓ શ્રીહરિના અવતાર જ હતા એમ નહતુ બતાવી આપ્યું ! છેક નાના બાળક હતા ત્યારે તેમણે પોતાની માતાને વિરાટનુ દર્શન નહતુ કરાવ્યું ! તેમણે કાળીનાગની ફેણ પર ઉભા રહી તેનો વધ નહતો કર્યો ? તેમણે પોતાના ( કૃષ્ણના ) અનેકાનેક રૂપો નહતાં બતાવ્યાં ?

ગોપીઓ કોણ હતી ? તે ઈશ્વર ભકિતમાં ચકચૂર, જેણે સર્વત્ર એકલા શ્રીકૃષ્ણ જ ને નિહાળ્યા અને પોતાને પણ શ્રીકૃષ્ણ રૂપ જ જોયા, એવી ન હતી ? શ્રીકૃષ્ણની મોરલીનો સૂર તેમને ભાવાવેશમાં કે ઈશ્વરી નાદમાં ફેંકી દેતો. તેઓને પોતાના શરીરનું ભાન ન હતું.

શ્રીકૃષ્ણએ તેમનાં કપડાં ચોરી લીધાં હતાં અને તેમને નગ્ન સ્થિતિમાં મૂકી દીધી હતી. આમાં ઘણું ઉંડુ તત્વજ્ઞાન સમાયેલું છે. તેમણે આથી તેમને ( ગોપીઓને ) શિખવ્યું: ' રે ! ગોપીઓ ! કાંઈ પણ માટે રાગ નહિં રાખો. આ શરીર તમારૂં છે એમ નહિં માનો. તમારી અમુક જાતિ ( સ્ત્રી ) છે એમ પણ મનમાં નહિં રાખો. પણ શરીરવગરનો, રૂપવગરનો, અને જાતિવગરનો અમર આત્મા છે તેને પ્રાપ્ત કરો.

વૃંદાવનની ગોપીઓ ભગવાનની અનન્ય ભકતાણી હતી. તેમણે સંપૂર્ણપણે ભગવાનને આત્મ-સમર્પણ કર્યું હતું. ગોપીઓ કે જે દેવી હતી તેઓ સહૃદયી પ્રેમદ્વારા શ્રીકૃષ્ણમય બની હતી. શ્રીકૃષ્ણ પ્રત્યેનો તેમનો પ્રેમ દીવ્ય પ્રેમ હતો. ભગવાન શ્રીકૃષ્ણ મધુર ચાંદરણામાં મોરલી વગાડતા એટલે ગોપીઓ જ્યાં તેમના સ્વામી હોય ત્યાં દોડી જતી. તેમના મન શ્રીકૃષ્ણમાં ગુલતાન હતા. જ્યારે તેઓ મોરલીનો મધુર સૂર સાંભળતી ત્યારે તે બીજું બધું ભૂલી જતી.

કેટલીક ગાયો દોતી દોતી જ ઉઠીને જતી. કેટલીક પોતાના પતિઓને જમાડતી જમાડતી જ ચાલી નિકળતી. કેટલીક ચૂલા પર ચોખા મૂક્યા હોય તે છોડીને જ ઘર છોડી જતી. કેટલીક દુધ ગરમ કરવા મૂકયું હોય તો તેને ચૂલા પર જ રહેવા દઈને ભાગતી. કેટલીક પોતાનાં બાળકો ને દુધ આપતાં, કેટલીક ખાતાં, કેટલીક પરોણાઓને જમાડતાં, એમ બધીએ પોતપોતાનું કામ અડધેથી જ છોડીને, પોતાનાં વસ્ત્રો, વાળી કે ઘરેણાં પણ જેમ

તેમ રહેતા દઇને, શ્રીકૃષ્ણને જોવા હાંફતી હાંફતી દોડતી. શ્રીકૃષ્ણ તેમનો આત્મા ને પ્રાણ હતા. તેઓ એક ક્ષણવાર પણ તેમનો વિયોગ સહી શકિત નહતી. કેવી તેમની અદ્દભૂત ભકિત પરાયણતા! તમો કલ્પી શકશો! એ કલ્પનાતીતજ છે.

જ્યારે શ્રીકૃષ્ણ એકાએક ગૂમ થઇ જતા, ત્યારે તેઓ જંગલે જંગલે ભટકતી. તેઓ ઝાડોને પૂછતીઃ કે 'શ્રીકૃષ્ણને તમે જોયા? 'તેઓ વનવેલીઓ, જમીન ને મૃગલાંને પૂછતી. તે શ્રીકૃષ્ણના હાવભાવો કરતી અને પોતાને કૃષ્ણ માનતી. તેમના સઘળા વિચારો શ્રીકૃષ્ણ તરફ જ હતા. તેઓ માત્ર તેમનાંજ ગુણાનુવાદ ગાતાં. તેમની વાતચીત પણ તેમના જ સંબંધમાં રહેતી. તેઓ કેવળ કૃષ્ણમય હતી. તેઓ તેમના પ્રત્યેના પ્રેમમાં જ મશગુલ હતી. તેમને બીજો કોઈ વિચાર જ ન હતો. તેમની બીજી કોઈ ઇચ્છા–તૃષ્ણા–આશા નહતી. તેઓ પોતાનાં ઘરો કે સગાંઓનો કદી વિચાર જ નહતી કરતી. તેઓ જમના નદિને કાંઠે જઇ શ્રીકૃષ્ણના ગીત સાથે મળી ગાતી અને તેને મળવા માટે હૃદયથી પ્રાર્થના કરતી.

તેમની આવી ભકિતથી પ્રસન્ન થઇને શ્રીકૃષ્ણ ત્યાં હાજર થતા, અને કહેતા: "મહાત્માઓ ભલેપધાર્યાં !તમારૂં કંઈ પ્રકારનું ભલું હું કરી શકું! વ્રજમાં બધા કુશળ છે ને? તમારો અહીં આવવાનો હેતુ કહો. અહિં રાત્રી ઘણી ભયાનક હોય છે અને જંગલી પ્રાણીઓનો વાસ હોય છે. જલદી વ્રજમાં પહોંચી જાઓ. સ્ત્રીઓ માટે આ જગ્યા નથી, તમારા માતા, પિતા, ભાઇઓ પતિઓ, પુત્રો વાટ જોતા હશે. તમારી ખોળ કરતા હશે. કોઇને દુઃખરૂપ નહિં થાઓ. તમારે હવે વધુ શું જોઇએ? રંગબેરંગી ફૂલોથી શોભતું, પૂર્ણ ચંદ્રની કુમાશભરી પ્રભાથી પ્રકાશીત આ ઘનઘટા (જંગલ)' કે જ્યાં ઝાડો ને તેની કુમળી ડાળીઓ જમનાની પવન લહેરોથી ડોલતાં પોતાની સર્વભવ્યતામાં ઉભાં છે, એ તમે હવે જોયું. હે સદ્‌ગુણી કન્યાઓ, હવે તમો ત્વરાથી

તમારે ઘરે પાછા જાઓ ને તમારા પતિઓની સેવા કરો. વછરાઓ ને તમારા પુત્રો રડતાં હશે. તેમને દુધ પાઇ સંતોષો. મારા પ્રત્યેના પ્રેમથી પ્રેરાઇ તમે અહિં આવ્યા હોવ તો તે ઠીક છે, કારણ સર્વ લોકો મને ચાહે છે. સ્ત્રીઓ માટે પતિભક્તિ મહાન ધર્મ છે. તેમણે પોતાના બાળકોની સંભાળ ને ઉછેર કરવાની હોય છે અને સ્નેહી સંબંધીઓનું ભલું કરવું જોઇએ. પતિ દુષ્ટ, ઘરડો, રોગી કે ગરિબ હોય, પણ જે ઉચ્ચ લોકો ( સ્વર્ગ ) ની અપેક્ષા રાખે તેમણે તો પતિનો ત્યાગ કરવો ન જોઈએ. પોતાના પતિ સિવાય બીજાની સાથેનો સંગ ગેરવ્યાજબી ને બદનામકર્તા છે. મારી નજીક આવવા સિવાય બીજી રીતે તમે મને ભલે ચાહો, તેથી તમો પાછા ઘેર જાઓ. "

આ સાંભળી ગોપીઓ ક્ષણવાર તો મૂઢ જ બની રહી. તેઓ ગમગીન બની રહી. તેઓ શ્રીકૃષ્ણ માટે પોતાનું સર્વસ્વ છોડીને આવી હતી એથી આવા સખત શબ્દો તેઓ સહન કરી શકી નહિં. આખરે તેઓ બોલી ઉઠી: "હે સ્વામી ! આવી નિર્દય વાણી તમને શોભતી નથી. અમે સર્વ વસ્તુઓને છોડી તમારા ચરણના આશ્રયની અપેક્ષા કરી છે. અરે તમે, નહિં પહોંચી શકાય એવા ( અગોચર ) અમને તરછોડો નહિં પણ મોક્ષની ઇચ્છાવાળાઓ માટે પહેલા પુરૂષ જેમ અનુગ્રહ કરે છે તેમ અનુગ્રહ કરો. હે પ્રેમ ! તમો અમારા પતિઓ, પુત્રો, મિત્રો, પ્રત્યેની ફરજો, જાણે તમો એક ધર્મગુરૂ હોય, તેમ જણાવો છો; પણ તમો પોતેજ એ સઘળા ધર્મોપદેશોનું અંતિમ ધ્યેય છો. એટલે એ તમારી પાસે રહેવા દો. તમો સર્વ પ્રાણી માત્રના મોટામાં મોટા મિત્ર છો, કારણ તમો જ તેના આત્મા છો ! પતિઓ ને પુત્રો દુઃખના મૂળ, એવા માટે અમને શું દરકાર છે ? અમે તો તમને ફકત જોઓ શાશ્વત સૌખ્યનું સ્થાન છે, તેને જ વળગ્યાં છીએ. "આવા શબ્દોમાં ગોપીઓએ શ્રીકૃષ્ણ પ્રત્યેનો ગાઢ પ્રેમ વ્યકત કર્યો. ગોપીઓમાં આપણે સંપૂર્ણ શરણાગતિ ભાવને તેના ખરા સ્વરૂપ

માં જોઈ શકીએ છીએ. તેમણે પોતાની જીંદગી માટે પણ દર-કાર રાખી નહતી – તો પછી પોતાના સગાં–સંબંધીઓ, મિત્રો કે ઢોર માટે તો શાની જ દરકાર કરે.

તમારે શ્રીકૃષ્ણ (ઈશ્વર) ને મેળવવા હોય તો ગોપી માફક તેને ભજવું જોઇએ. ગોપીના જેવા મનોભાવથી તમારે તેનું પૂજન કરવું જોઇએ. ગોપીના જેવા ભાવથી જ ભકતો ઇશ્વરની ભકિત કરે તે માધુર્ય રસનો ભોકતા બને છે.

ભગવાન શ્રીકૃષ્ણ જેમણે સાધુતાના રક્ષણ માટે અને દુષ્ટતાના નાશ માટે અવતાર ધારણ કર્યો હતો તેઓ ગોપીઓ તરફ કામાતુર ભાવથી પ્રેરાય એ અસંભવજ હોય તેઓ પોતાના ભકતો ના દાસ બની જાય છે.

કેવળ ભકિતથી જ ભગવાનની કૃપા પ્રાપ્ત કરી શકાય છે ને સંસારરૂપી દરિયાને ઓળંગી શકાય છે. હવે આપણે શ્રીકૃષ્ણનું નામ કીર્તન કરીએઃ "ઓમ્ શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ." આપણને પરમ શાંતિ ને શાશ્વત સૌખ્ય લક્ષનારો ભાગવત મંત્ર સદાય ગાઇએ : ૐ કૃષ્ણાય વાસુદેવાય હરયે પરમાત્મને, પ્રણત : કલેશનાશાય ગોવિંદાય નમોનમ : હે હરિ, સર્વોત્તમ સ્વામી, હે ગોવિંદ, હે કૃષ્ણ, હે વાસુદેવના પુત્ર, (સર્વ પ્રાણીઓના અંતરયામી) જે પોતાને આશ્રયે પડનારાઓના દુઃખકલેશો દૂર કરે છે તેને પ્રણામ હો.

ભાગવતોનો જય હો ! શ્રીવ્યાસનો જય હો ! ભકતોનો જય હો ! શ્રીકૃષ્ણનો જય હો ! ભગવાન શ્રીકૃષ્ણ અને ભાગવતોના સર્વ આશિષો તમારા પર ઉતરો !!

## ૭ ઈશ્વર ભકતોના દાસ બને છે

ભકતોની પવિત્ર ભકિત માટે નિર્ગુણ બ્રહ્મે સગુણ રૂપ – સાકાર બ્રહ્મનું રૂપ ધારણ કર્યું છે.

શરૂઆતમાં ઈશ્વર પોતાના ભક્તોની અનેક રીતે પરીક્ષા લે છે. તે તેમને અતિ સખ્ત યાતનાઓમાં ફેંકે છે. તેમાંથી ભક્ત પસાર થાય તો પછી ઈશ્વર તેના (ભક્તના) દાસ બને છે. શ્રીકૃષ્ણ કહે છે; "હું મારા પોતાના નિયંત્રણમાં નથી હું મારા ભક્તો ને સંપૂર્ણતઃ તાબે છું. તેમણે મારા હૃદયનો કબજો લીધો હોય છે. જ્યારે તેમણે મારે માટે તેમનું સર્વસ્વ છોડી દીધુ હોય, પછી હું તેમને કેવી રીતે તરછોડી શકું."

ઈશ્વર સંપૂર્ણ દયામય, પ્રેમમય ને કૃપાનિધાન છે. તેને 'દયાના દરીઆ તરીકે વર્ણવાય છે. તેમની દયા ગંગા ને જમના ના પાણી માફક વહેલી હોય છે. તેઓ પોતે પોતાના ભક્તોને વેચાયા છે એમ કહેવાય છે. પોતાના ભક્તોના દુઃખો નિવારવા માટે દુનિયાની દૃષ્ટિએ તેઓ અનંત યાતનાઓ સહર્ષ ભોગવે છે. પોતાની છાતી પર ભૃગુઋષિના લત્તાના પ્રહારને તેઓ એક ઘરેણા માફક જાળવે છે. તેઓ પોતાના ભક્તોના માથાની ખોપરીઓનો હાર પોતાના ગળામાં પહેરે છે. હાથીઓના રાજા ગજેન્દ્રની અંતરની બૂમ સાંભળી મગરના રૂપવાળા દૈત્યને મારવા માટે તેઓ પોતાના ચક્ર સાથે દોડયા હતા અને ગજેન્દ્રનો મોક્ષ કર્યો હતો.

અયોધ્યાના રૂપ કાલાજી શ્રીરામની સેવામાં તલ્લીન બની જઈ પોતાની તપાસણીનું કામ ભુલી ગયા હતા. ત્યારે શ્રીરામે પોતે શાળાના તપાસણીદાર (ઇન્સ્પેક્ટર) નું સ્વરૂપ ધારણ કરી શાળાઓની તપાસ લીધી હતી અને દફતરોમાં શેરા કર્યા હતા.

પંજાબમાંના એક ભક્ત જે લશ્કરી સીપાઈ હતા તે પોતાનો પહેરો ભરવાની ફરજ ભૂલી જઈ સંકીર્તન મંડળીમાં ભળી ગયા હતા ત્યારે શ્રીરામે સીપાઈનું રૂપ ધરીને પહેરો ભર્યો હતો.

દક્ષિણ હિંદુસ્તાનમાં તાન્જોર જીલ્લાના ત્રિવેદીના પ્રખ્યાત સંગીતકાર ભક્ત ત્યાગરાજની પાલખી શ્રીરામે ઉચકી હતી.

પોતાના એ ભકતને પૂજા કરવા માટે પાણી પણ તેમણે આણી આપ્યું હતુ.

આપણે સઘળા એ દૃષ્ટાંત જાણીએ છીએ કે, દૈત્યોના રાજા રાવણ, જ્યારે સીતાજી નું હરણ કરીને તેમને લઇ જતો હતો ત્યારે જટાયુ (પક્ષી) એ સીતાજી ને ઉગારવા રાવણ સાથે બાથ ભીડી હતી-જેમા જટાયુ મરણ તોલ ઘાયલ થયું હતુ. તેને તેવી મરણ-પ્રાય: સ્થિતિમાં શ્રી રામે પોતાના ખોળામા લઇ ખૂબ પંપાળ્યુ હતું શ્રી રામે પોતાના રૂંવાટાથી જટાયુનું શરીર લૂંછ્યું હતું. શ્રી રામના પોતાના ભક્ત પ્રત્યેના પ્રેમ ને અનન્ય વ્હાલસોયી દર કાર અહિં જોવાના છે

જ્યારે બાળક નામદેવે પંઢરપુરની દેવ-મૂર્તિ વિઠોબા (ભગવાન કૃષ્ણ) સમક્ષ ભોજનનો થાળ ધર્યો ત્યારે ભગવાને તુરતજ મનુષ્ય શરીર ધારણ કરી તે આરોગવુ પડયું.

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનના રણક્ષેત્ર પર કુશળ સારથી બન્યા હતા. જ્યારે તેમણે દ્રૌપદીની અતિ કરૂણાજનક બૂમ સાંભળી ત્યારે તેઓ તુરતજ દ્વારકાથી ઉઘાડે પગે દોડયા હતા ને દ્રૌપદીના ચીર પૂર્યાં હતા. જ્યારે મીરાં નદિમા ડૂબી જતી હતી ત્યારે શ્રીકૃષ્ણ ત્યા આવી પહોચ્યા ને તેને ( મીરાંને ) પોતાના ખોળામા લીધી. શ્રીકૃષ્ણએ આંધળા બીલ્વમંગળને પોતાના હાથમા લાકડી પકડીને વંદ્રાવન તરફ દોર્યા હતા જ્યારે પોતાનો હજામ ભકત માંદો પડયો હતો ત્યારે તેમણે ભકતનુ રૂપ લઇને રાજાની પગ ચંપી કરવાની ફરજ પોતાને માથે લીધી હતી અને જેટલા દિવસ પોતાનો ભકત ગેરહાજર રહે તેટલા દિવસ તેમણે રાજાની પગચંપી કરી હતી તેમણે પોતાના ભકત નરસિંહ મહેતાની પુત્રીનો લગ્ન સમારંભ રાજવ્યો હતો. નરસિંહના પિતાના શ્રાદ્ધ માટે તેમણે ઘી આણી આપ્યું હતું અને નરસિંહની સ્ત્રીના ટોંસા શાંતિથી સહન કર્યાં હતા.

પોતાના ભક્ત દામાજીનું દેવું ભરવા નોકર બનીને નવાબને ત્યાં ભરણું ભરવા શ્રીકૃષ્ણ ગયા હતા. પોતાના ભક્ત માટે તેમણે કુવો ખોદ્યો હતો, પંઢરપુરમાં. ભગવાને જાતે કેવા કેવા કાર્યો કર્યા એ જોવાનું છે કાર્ય એ પૂજા છે. કાર્ય એ નારાયણની પૂજા છે.

ભગવાન કેટલા માયાળુ છે. તેમના દયામય સ્વભાવનો વિચાર કરું છું ત્યારે મારા શરીરના રૂંવાટા ઉભા થાય છે. હું મૂક ને મૂઢ બની જાઉ છું – હે ભાઇઓ મને ખરેખર નિરીશ્વર વાદીઓ – નાસ્તિકો ચાર્વાકો અને તેમના સોબતીઓ ભૌકિતકવાદીઓ, સમાજવાદીઓ, વિગેરે માટે દયા ઉપજે છે. ઇશ્વર તેમને સદ્બુદ્ધિ આપો !

દક્ષિણ હિંદુસ્તાનમાં તીનીવેલીમાં નામલવર નામના વૈષ્ણવ ભકત હતા. તે ઘણા પ્રખ્યાત હતા. એક આમલીના ઝાડ નીચે તેઓ સમાધી કરતા. મદુરાનો એક કવિ જીજ્ઞાસુ હતો. તેણે ત્રણ દિવસ લાગલગટ એક પ્રકારનો ઉજાસ આકાશમાં જોયા કર્યો. પહેલે દિવસે જ્યારે એ પ્રકાશ તેની નજરે ચઢયો ત્યારે તે તેને સમજી શકયો નહતો. જ્યારે ત્રણ દિવસ સુધી લાગલાગટ તે ઉજાસ દેખાયા કર્યો ત્યારે તેણે વિચાર્યું કે ઇશ્વર તેને અદ્‌ભૂત રીતે મદદ કરવા ચાહે છે. તેણે મદુરાથી દક્ષિણ દિશા તરફ જે દિશામાંથી પ્રકાશ આવતો હતો તે તરફ ચાલવા માંડયું. એ પ્રકાશ તેને ટીનેવલીમાં નામલવર જે આમલીના ઝાડ નીચે તે વખતે સમાધિ કરી રહ્યા હતા ત્યાં લઈ આવ્યો. મદુરાના કવિએ બે પથ્થર એકમેક સાથે અફાળ્યા તેથી નામલવરની સમાધિ છૂટી. નામલવરે મદુરાના કવિને આશિષ આપ્યા. અહિં જૂઓ કે પોતાના ભકત મદુરાના કવિને ભગવાને કેવી રીતે મદદ કરી.

મહારાષ્ટ્રના જાણીતા સંતપુરૂષ એકનાથ જ્યારે હતાશ જેવા જણાયા હતા ત્યારે તેમણે આકાશમાં આકાશવાણી સાંભળી કે સ્વામિ જનાર્દન પાસે જાઓ. ઇશ્વરનો એ સંકેત સમજી તે

સ્વામી જનાર્દનના શિષ્ય બન્યા અને ભગવાન શ્રી કૃષ્ણના દર્શન મેળવ્યા. ભગવાને પોતાના ભક્તને મદદ કર્યાની આ બીજી રીત.

દેહૂના સંત તુકારામને શ્રી કૃષ્ણે ઉંઘમા "રામ કૃષ્ણ હરિ"ના મંત્રની દીક્ષા આપી હતી.

ભગવાનની અતિ ગુહ્ય ને અદ્દભૂત રીતિઓ જૂઓ. ભૂરા નીલ વર્ણું આકાશમાં લીલી હરિયાળી કૂપળોમાં, સૂર્યના કિરણોમાં બાળકના ઉં-ઉં રડવામાં, કોયલના ટહૂકારમાં, ગંગાના સુમધુર પ્રણવ ધ્વનિમાં, સર્વત્ર ઈશ્વરની હાજરી જાણો. તેના સુંદર રૂપના સદાકાળ ધ્યાન દ્વારા તેનામાં ભળી જાઓ!!

## ૮. અવતારો

જ્યારે જ્યારે ધર્મની ક્ષીણતા-ગ્લાનિ થતી જઇ અધર્મનો ઉદ્દભવ થાય છે. ત્યારે ત્યારે સાધુઓના રક્ષણ માટે અને દુષ્ટોના વિનાશ માટે અને ધર્મના સંસ્થાપન માટે ભગવાન પોતે અવતાર ધારણ કરે છે. શ્રી રામ અને શ્રી કૃષ્ણના સ્થૂળ શરીરો ન હતાં. તેમના શરીરો પંચમહાભૂતનાં બનેલાં ન હતા. તેમના શરીર દિવ્ય હતા. તેમના શરીર ચિન્મય ( અપ્રકૃતિક ) હતા. સામાન્ય માણસોની માફક તેમના જન્મ-મરણ ન હતા. તેઓ પ્રકટ થયા અને અંતરધ્યાન થયા. જેમ યોગીઓ થાય છે તેમ. તેમના શરીર આ જગત પર રહ્યા ન હતા. તેમના શરીરનો નાશ જ હોઈ શકતો નથી.

મનુષ્યોના ઉદ્ધાર માટે ઇશ્વરનો અવધાર ( અવતાર ) હોય છે. અવતાર એ ઇશ્વરના કિરણોરૂપ છે. ઇશ્વરતત્ત્વ-હિરણ્યગર્ભના તે બનેલા હોય છે. જ્યારે લોક-સંગ્રહનું કાર્ય પુરૂં થયું હોય છે ત્યારે તેઓ જગતમાંથી અંતરધ્યાન થાય છે.

અવતારોમાં સર્વ કળાઓવાળા પૂર્ણ અવતારો હોય છે. અંશ–અવતારો (વિભાગ) હોય છે. આવેશ–અવતારો, લીલા–અવતારો, ને માયા–ગુણ–અવતારો હોય છે. સૃષ્ટિસર્જનમાં-માયા–ગુણ–અવતારો તપસ્વીઓ, બ્રહ્મા, ૠષિઓ અને નવ પ્રજાપતિઓ છે. સૃષ્ટિની સ્થિતિમાં તે ધર્મ, વિષ્ણુ, મનુ, દેવો અને રાજાઓ છે. સૃષ્ટિના પ્રલયમાં તે અધર્મો, શિવ, નાગ અને અસુરો છે. ભગવાન જે કૃપાના સિંધુ છે તેઓ માનવજાતિ પ્રત્યે દયાથી તેમનું સર્વ કલ્યાણ કરવા માટે અવતાર ધારણ કરે છે. તેઓ પોતાની સ્વતંત્ર મરજીથી શરીર ધારણ કરે છે. ભગવાન પોતાની યોગ–માયા વિસ્તારે છે અને પોતે લીલાઓમાં અને કાર્યોમાં પરોવાય છે. અવતારોના રહસ્યો અને અંતરગત ભાવોની કલ્પના પણ કરવા કોણ સમર્થ છે.? ક્યાં ક્યારે ને કેવી રીતે ને કેવા કેવા સ્વરૂપોમા તે લીલા કરતા હોય તે કોણ જાણી શકે ? વિરહને કારણે ભક્તની આંખોમાંથી સરતાં અશ્રુઓ કે જેની ધારા ગાલ પરથી વ્હેતી હોય, તે અંતરની અશ્રુધારા ભગવાનને અવતાર ધારણ કરવાને ફરજ પાડે છે. ભક્ત કેટલી જબર શક્તિવાળો હોય છે ? તેનું તપ કેટલું પ્રબળ હોય છે ?

પૂર્વકાળના ૠષિઓએ એવો સિદ્ધાંત શોધી કાઢ્યો છે કે વિશ્વનાથ સોળ વિસ્તૃત કળાઓમાં (કિરણો અગર પ્રકટપણાના અંશો) માં હયાત હોય છે; તેમાનો એક અંશ વનસ્પતિઓમાં, બે અંશો પશુ પંખીઓમા, પાંચથી આઠ અંશો મનુષ્યોમાં (જંગલી અવસ્થા એક છેડે ને ઉચ્ચ જ્ઞાની અવસ્થા બીજે છેડે એમ) નવથી સોળ અંશોવાળો તે ખુદ ભગવાનનો અવતાર. શાસ્ત્રો દશ, બાર ને ચૌદ અંશ અવતારના જણાવે છે. અંશાવતાર કે પૂર્ણાવતાર સોળે સોળ કળાઓથી યુક્ત હોય છે. શ્રીકૃષ્ણ પૂર્ણાવતાર હતા. થીઓસોફી પણ જ્યારે તેઓ શિષ્ય અને ગુરૂ વચ્ચેના આધ્યાત્મિક પ્રગતિના પગથિઆનું વર્ણન કરે છે ત્યારે સાત, બાર કિરણો હોવાનું જણાવે છે.

લીલા-અવતારો કુલ ચોવીસ છેઃ

૧. વરાહઃ પૃથ્વિને પાણીમાંથી ઉપર લાવવા શ્રીહરિએ વરાહ ( રીછ )નું શરીર ધારણ કર્યું હતું અને પોતાના દાંતથી હિરણ્યાક્ષ નામના દૈત્યનો સંહાર કર્યો હતો.

૨. યજ્ઞઃ તેઓ રૂચીને આકૃતિથી ઉત્પન્ન થયા હતા. સુયમ દેવો યજ્ઞથી ઉત્પન્ન થયા હતા. તેમણે ત્રિલોકીનો ભય દૂર કર્યો હતો.

૩. કપિલઃ તેઓ કર્દમ પ્રજાપતિ ને તેના પત્ની દેવહૂતીથી ઉત્પન્ન થયા હતા. તેમણે સાંખ્યતત્વ જ્ઞાનની સ્થાપના કરી હતી. તેમને પોતાની માતાનો બ્રહ્મ વિદ્યા શિખવવી હતી.

૪. દત્તાત્રેયઃ તેઓ ત્રિમૂર્તિ—બ્રહ્મા, વિષ્ણુ ને શિવના અવતાર હતા.

૫. કુમારોઃ સનક, સનંદ, સનાતન, ને સનત્કુમાર એ ચાર બ્રહ્માના સંકલ્પથી ઉત્પન્ન થયેલા બ્રહ્માના માનસ-પુત્રો હતા. તેમને લગ્ન કરવાનું ગમ્યું નહિં, તેઓ નૈષ્ટિક બ્રહ્મચારી ( બાળ-બ્રહ્મચારીઓ) રહી જંગલમાં તપ ને ધ્યાન કરવા ચાલ્યા ગયા, અને આત્મ—સાક્ષાત્કાર કર્યો. તેમણે બ્રહ્મ વિદ્યા—આત્માની વિદ્યાનો પ્રચાર કર્યો.

૬. નર-નારાયણઃ—તેઓ ધર્મ અને તેની પત્નીમૂર્તિ જે દક્ષ પ્રજાપતિની પુત્રી હતી, તેમનાથી ઉત્પન્ન થયા હતા. તેમણે બ્રદ્રિકાશ્રમ ( બદ્રિનારાયણ )માં અતિતિવ્ર તપ કર્યું હતું.. તેમને સ્વર્ગની પરીઓ પણ લલચાવવા અશકત બની હતી.

૭. ધ્રુવઃ તે પ્રહ્લાદ માફક બાળક-ભક્ત હતો. તે તેની સાવકી માના શબ્દો સહન કરી શકયો નહિં. તેથી તેણે જંગલમાં જઈ સખ્તતપ કર્યું. તેમને નારદ રૂષિએ મંત્ર—દીક્ષા આપી. તેમના તરફથી ધ્રુવને દ્વાદશાક્ષર મંત્ર—ॐ नमो भगवते-

વાસુદેવાય નો મંત્ર મળ્યો. તેમને શ્રીહરિના સ્વરૂપ દર્શન થયાં હતાં. તેમણે ધ્રુવલોક ( ધ્રુવના તારા વાળો પ્રદેશ ) પ્રાપ્ત કર્યો. ફકત પ્રહ્લાદની જ ભકિત જ નિષ્કામ હતી. તેણે કેવળ શ્રીહરિ ને શ્રીહરિની જ ઈચ્છા કરી. જ્યારે ધ્રુવની ભકિત શરૂઆતમાં સકામ હતી. તેને રાજ્યાધિપતિપણું જોઈતુ હતું. જ્યારે પાછળથી તેનું હૃદય શુદ્ધ થયું ત્યાર પછી તેની ભકિત પણ નિષ્કામ પ્રકારની બની હતી.

૮. **પૃથુઃ** તેમણે પૃથ્વિમાંથી ધન, ધાન્ય બહાર કાઢયાં હતાં.

૯. **રૂપભદેવઃ** તેઓ નાભીરાજા અને સુદેવી ( મેરૂ દેવી ) થી ઉત્પન્ન થયા હતા. તેઓ પરમહંસની સ્થિતિમાં ફર્યા હતા.

૧૦. **હયગ્રીવઃ** વેદ યુક્ત યજ્ઞના કુંડમાંથી તેઓ ઘોડાના માથાવાળા રૂપે બહાર આવ્યા હતા, તેમણે વેદનો પ્રચાર કર્યો.

૧૧. **મત્સ્યઃ** તેમણે સર્વે પ્રાણીઓ તથા વેદોનો, પ્રલય સમયે પાણીમાંથી રક્ષણ કર્યું હતું.

૧૨. **કૂર્મઃ** દેવો ને અસુરોએ ક્ષીરસાગરનું મંથન કર્યું ત્યારે તેમાંથી મંદરાચળ પર્વત નિકળ્યો તેનુ ધારણ કરવા કૂર્મ રૂપે ભગવાન અવતર્યા હતા.

૧૩. **નરસિંહઃ** સિંહના મસ્તકવાળા માનવ-દેહ રૂપે શ્રી-નૃસિંહ ભગવાન થાંભલામાંથી પ્રગટ થયા હતા અને પ્રહ્લાદના પિતા હીરણ્યકક્ષનો સંહાર કર્યો હતો. થાંભલામાંથી ભગવાનનું પ્રગટ થવું એ ભગવાન સર્વત્ર છે તે પુરવાર કરે છે.

૧૪ **હરિઃ** હાથીઓનો રાજા ગજેન્દ્રને તેમણે ગૂડની ચૂડ-માંથી ઉગારી ગજેન્દ્રનો મોક્ષ કર્યો હતો.

૧૫ **વામન અવતારઃ** તેઓ બલીરાજા સમક્ષ હાજર થયા હતા અને પોતાના બે પગલાં વડે ત્રિલોકને માપ્યું હતું.

૧૬ હંસઃ તેમણે નારદઋષિને ભક્તિયોગ, જ્ઞાન ને ભાગવત સંભળાવ્યા હતાં.

૧૭. પ્રત્યેક મન્વન્તરના અધિષ્ઠાત દેવ.

૧૮. ધન્વંતરીઃ તેમણે આયુર્વેદશાસ્ત્રનો પ્રચાર કર્યો હતો.

૧૯. પરશુરામ :બ્રાહ્મણો અને ધર્મ– શાસ્ત્રોની અવગણના કરનારા ક્ષત્રિયોનો તેમણે વધ કર્યો હતો.

૨૦. રામ : તેમણે રાવણનો વધ કર્યો હતો.

૨૧. કૃષ્ણઃ તેમણે કંસને માર્યો હતો અને અર્જુન અને ઉધ્ધવને બ્રહ્મવિદ્યા શીખવી હતી.

૨૨. વ્યાસઃ તેમણે વેદો સંભળાવ્યા અને ફરી વ્યવસ્થિત કર્યાં.

૨૩. બુદ્ધઃ અસુરો વેદોના રહસ્યો ને ગુપ્ત ભેદો જાણી ગયા. તેઓ લોકોને રંજાડવા લાગ્યા. બુધ્ધનો અવતાર થયો. તેમણે ધર્મના અનેક પંથોનો પ્રચાર કરી અસૂરોમાં વિખવાદ જમાવ્યો.

૨૪. કલ્કીઃ અધર્મનો નાશ કરવા ને ધર્મનુ સંસ્થાપન કરવા તેઓ કલીયુગને અંતે પ્રગટ થશે.

## ૯ રાધા શબ્દનો તત્વાર્થ

વૃંદાવન ધામ, જ્યાં મોરલીધર શ્રીકૃષ્ણ હમણા પણ પવિત્ર કુંજ-લતાઓમાં ને બીજા સ્થળોએ ફરતા હોય છે, ત્યાંના લોકો, કદા ભૌક્તિકવાદી, મકકમ વિજ્ઞાનશાસ્ત્રી, સમાજવાદી કે ચૂસ્તનાસ્તિકના પત્થર જેવા હૈયાને પણ કોરી નાખે એવા મધુર ને રંજક સૂરથી શ્રીકૃષ્ણના જુગલ નામ 'રાધેશ્યામ' કૃષ્ણ' એમ લલકારે છે.

પશ્ચિમમાં સ્ત્રીઓનું અગ્રસ્થાને સમાન કરવામાં આવે છે. તેમને આગળની બેઠકો આપવામાં આવે છે. એ રીતે

પાશ્ચિમાત્યો શક્તિદેવીની અજાણપણે ઉપાસના કરે છે. સ્ત્રીઓ એ શક્તિનું સ્વરૂપ છે.

બે જુગલ નામો સંયુક્ત નામો 'રાધેશ્યામ' તે 'સીતારામ'માં રાધા ને સીતા પહેલા બોલાય છે. રાધા ભક્તોને કહે છે, 'જો તમો મારૂં સ્મરણ કરશો તો હું તમને તમારા પિતા શ્રીકૃષ્ણને મેળવી આપીશ અને તમને શાંતિ, જ્ઞાન ને અમરતા અપાવીશ' રાધા શબ્દોમાં ગંભિર તત્વજ્ઞાન સમાયેલું છે. આખાય શબ્દનું પૃથકરણ કરો તો ર(૧)+આ(૨)+ધ(૩)+આ(૪) એ પ્રમાણે થશે.

હવે જો તમો ઉલટાવીને વાંચશો એટલે છેલ્લા આથી વાંચશો આ(૪)+ર(૧)।આ(૨)+ધ(૩)=આરાધ થશે. આરાધનો અર્થ પૂજા કરો એમ થાય છે. રાધા ભક્તોને કહે છે, 'જો તમોં મારા સ્વામી શ્રીકૃષ્ણની આરાધના કરશો, પ્રેમથી, ભાવથી, શ્રદ્ધાથી તેના નામો 'રાધેશ્યામ' 'રાધેકૃષ્ણનું', ગાન કરશો તો તમને તેનું જલ્દી દર્શન થશે ને તમારા સઘળા દુઃખોનો અંત આવશે.

જો તમો પહેલા આ–થી શરૂ કરીને શબ્દને વાંચશો આ(૨)+ધ(૩)+આ(૪)+ર(૧) તો આધાર શબ્દ વંચાશે. જેનો અર્થ ટેકો થાય છે. રાધા ભક્તોને કહે છેઃ "ભગવાન શ્રીકૃષ્ણજ સમસ્ત જગતના અવલંબરૂપ ટેકા રૂપ છે એવા ભાવથી તેમનું ભજન કરશો તો તે તમને જન્મ–મરણરૂપી સંસારચકાવામાં જલદીથી મુક્ત કરશે.

તમે જો ધા થી શરૂ કરીને એ શબ્દ વાંચશો તો ધ+આ+ર્ આ=ધારા શબ્દ થશે. જેનો અર્થ વહેણ થાય છે. રાધા કહે છેઃ શ્રીકૃષ્ણની ભક્તિ કેમ કરવી તે હું જણાવીશ. જેમ પાણી અગર તેલ એક વાસણમાંથી બીજા વાસણમાં રેડવામાં આવે ત્યારે પાણી કે તેલની ધારા ચાલુ ઉપરના વાસણમાંથી નીચેના વાસણમાં પડે તે પ્રમાણે નીલધારાવત્, તમારા હૃદયરૂપી વાસણમાંથી ભક્તિની .

અખંડ ધારા વહવી જોઇએ. તમારું મન સદાય (સતત) ભગવાનના ચરણકમળ પર ચોંટેલું એવુ સ્થિર રહેવુ જોઇએ મન બીજે કયાય ભટકતું રહેવુ જોઇએ નહિ-(અનન્યચેત) ત્યારે જ તમને મુક્તિ મળી શકશે ત્યારે જ તમને ભગવાનનો સદા સાથ મળી શકશે " એ ભક્તિની પરાકાષ્ટા-પરાભક્તિ છે.

જાદુઈ શબ્દ રાધાના આ પ્રમાણે ચાર શબ્દો બને છે. "રાધા, આરાધ, આધાર, ને ધારા" એ ચતુર્વ્યૂહ યાદ રાખશો ? ભક્તિ વધારવામા તે મદદરૂપ થશે.

શ્રીકૃષ્ણ આ વિશ્વના આધાર છે એવા ભાવથી તમો ભક્તિ કરશો તો તે "તદાશ્રય ભક્તિ" છે. જેમ કમળ-પુષ્પને હંસ પોતાના જીવનના નિર્વાહ માટે પાણીવાળા તળાવ ઉપર આધારભૂત હોય છે તેમ ભક્ત પોતાના જીવનના નીભાવનો સઘળો આધાર શ્રીકૃષ્ણ પર રાખે છે તે માને છે કે શ્રીકૃષ્ણ તેના પ્રાણનાથ કે પ્રાણવલ્લભ છે

બીજી તદ્રૂપ ભક્તિ હોય છે. જેમ માછલી પાણીમા જ ડુબકી મારીને રહી હોય છે, અને જો પાણીની બહાર તેને કાઢવામા આવે તો તે જીવી જ શકતી નથી, તેમ ભક્ત તીવ્ર આરાધના દ્વારા ભગવાનમા જ મશગુલ થઇ રહે છે એક ક્ષણ વાર પણ તે તેમના સિવાય રહી શકતો નથી. આ આરૂપ્ય મુક્તિ છે.

ત્રીજો પ્રકાર "તન્મય ભક્તિ" છે જેમ કપૂરને સળગાવવામા આવતા તે જ્વાલા રૂપ જ બની જાય છે, તેમ ભક્ત ભગવાનરૂપ જ બની જાય છે. ધ્યાન ધરનાર ને જેનુ ધ્યાન ધરવામા આવે તે, વિચાર કરનાર ને વિચાર કરવામા આવે તે ઉપાસના કરનાર, ને જેની ઉપાસના કરવામા આવે તે બન્ને એક જ થઇ જાય. આને સાયુજ્ય મુક્તિ કહે છે શરૂઆતમા અજ્ઞાન ભક્ત કહે છે "દાસૈવહમ્—હું તેનો (દાસ) છું." જ્યારે ભક્તિમાં તે

આગળ વધે છે ત્યારે કહે છેઃ "તવૈવહમ્ હું તારો છું. તે ભક્તિની પરાકાષ્ઠાએ (તન્મય ભક્તિ) પહોંચે છે ત્યારે "ત્વમેયમહમ્—હું તે તું જ છે" વદ્રાવનની ઘનઘટા શ્રીકૃષ્ણને શોધતી ફરતી ગોપીઓ અંતમાં જ્યારે તન્મય ભક્તિવે બની હતી ત્યારે પોતાને શ્રીકૃષ્ણરૂપ જ માનવા લાગી, ભ્રમરો જેમ કીટ બની જાય તેમ.

જય હો રાધાનો! જય હો! શ્રીકૃષ્ણનો! જય હો! ભક્તોનો! વંદ્રાવનની ઘનઘટાઓ ધન્ય છે. જેઓ તેના નામો 'રાધે-શ્યામ' 'રાધે-કૃષ્ણ' ગાય છે તે ધન્ય છે. તેના નામનો જય હો!!

## ૧૦. ભાગવતનો મહિમા

જેણે ભગવાનનાં દર્શન કર્યાં હોય અગર સાક્ષાત્કાર કર્યો હોય તેને ભાગવત કહે છે. તે મુક્તાત્મા છે. વેદાંતીઓ તેને 'જીવનમુક્ત' કહે છે. જ્યારે ભક્તો તેને 'ભાગવત' કહે છે. આ બન્નેનો ભાવાર્થ એક જ છે. જેમ પાણી ને જળ એક જ છે.

ભાગવતની ઉચ્ચ કક્ષા વર્ણવવા માટે યોગ્ય શબ્દો નથી. તેમની દયામય દષ્ટિમાત્રથી લાખો માણસોની વેદનાઓ નાશ પામે છે. તેમના શબ્દો તેમની આજુબાજુના લોકોને આનંદ, આશાયશ, હિમ્મત ને શાંતિ આપેછે. તેમના વિચારો સર્વ દિશાઓમા શાંતિ ને શુભેચ્છાના સંદેશા પાથરે છે. તેમની હાજરી માત્ર નિરાશીને આશાવાન ને હતાશી ને જોમ આપે છે. ઇંદ્ર અને બીજા દેવતાઓ તેમનું સ્વાગત ને સન્માન કરવા માટે અહબભર્યા બે હાથ જોડી તત્પર ઉભા હોય છે. સિદ્ધિ ને રિધ્ધિઓ તેમના પગ આગળ આળોટે છે. રાજાઓ, મહારાજાઓ ને સમ્રાટો તેમના ચરણકમળ આગળ મસ્તક ઝૂકાવે છે. તેમના ચલનમાં ખાસ પ્રકારની શોભા, વદન પર કાન્તિ ને મોહકતા ભાષામાં માધુર્ય, તે મહત્તા અને હલન ચલનમાં ભવ્યતા

હોય છે. તેમની સદાનુભૂતિ ભરી દ્રષ્ટિ મરેલા માણસમાં જીવનનો સંચાર કરે છે. તેમના શરીર પરનો મેલ અનેક જાતના અસાધ્ય રોગોને દૂર કરનારી દવા છે.

છાંદોગ્ય ઉપનિષદ્‌માં ભાગવતનું ગૌરવાન્વિત વર્ણન છે.

" જો તે પિતૃલોકની ઈચ્છા કરે તો તે તેને માન સાથે પ્રાપ્ત થાય છે, કારણુ જે ક્ષણે તે એવી ઈચ્છા કરે છે તેજ વખતે પિતૃઓ તેને માન સહિત આવકાર આપે છે."

" જો તે માતૃલોકની ઇચ્છા કરે તો તેને માન સાથે પ્રાપ્ત થાય છે, કારણુ જે ક્ષણે તે એવી ઇચ્છા કરે છે તેજ વખતે માતૃઓ તેને માન સહિત આવકાર આપે છે."

એ પ્રમાણે સ્વસ્રો ( બ્હેન ), સખા ( મિત્રો ), ગંધમાલા, અન્નાપાન, ગીત વાજીંત્ર, સ્ત્રી, પ્રદેશના લોકો તેને આવકારવા તૈયાર જ હોય છે.

કોઇ પણ લોકમાં ભક્ત સ્વતંત્ર જ હોય છે. પોતાની માત્ર ઇચ્છા થતાં જ, તેના પિતા, માતા, ભાઈઓ, બ્હેનો મિત્રો, ત્યાં આવી તેને મળે છે. તે શુદ્ધ સ્વભાવનો હોઈ, ઇશ્વરની માફક, તેની ઇચ્છા અવશ્ય ફળે જ છે. જે કોઇ સ્થળની તે ઈચ્છા કરે અને ઉપર વર્ણવેલી ચીજો સિવાય પણ કોઇ પણ ચીજની તે ઇચ્છા, કરે, તે સ્થળો ને ચીજો તેને આવી મળે છે, અને એ પ્રમાણે પોતાની સઘળી ઇચ્છાઓ પૂર્ણ થતાં તે સદાય સુખી ને મહાન રહે છે.

તે પોતા પર સ્વામિત્વ મેળવે છે. તે વાણી, આંખ, કાન, બુદ્ધિ પર સ્વામિત્વ ધરાવે છે. સર્વ દેવો તેને અર્ધ્ય આપે છે. વેદાંત સૂત્રોના પ્રકરણ ચોથાના અધ્યાય ચોથાના શ્લોક ૧૭માં જણાવ્યું છે કે " જગતની ઉત્પત્તિ ( સર્જન-કાર્ય ) સિવાય,

બીજી તમામ ભગવાનની શકિતઓ ભાગવતને મળે છે. " ભાગવતોને સૃષ્ટિક્રમ સંચાલનની શકિત નથી હોતી, કારણ તેઓ મનયુકત મુકતાત્માઓ હોય છે. અને મન હોવાથી મનો વિવિધ પ્રકારના હોય, કોઈ ને જગતક્રમ ચાલુ રાખવાનું મન હોય, તો કોઈને તેનો નાશ કરવાનું મન હોય. આવી પ્રકારની અથડામણ ત્યારેજ ઉગારી શકાય કે જયારે એકની ઈચ્છા બીજાની ઇચ્છા સાથે સહમત રહેતી હોય. આ પરથી એમ કહી શકાય કે ભગવાન સિવાયના સઘળા આત્માઓ સર્વશ્રેષ્ટ ભગવાન પરજ આધારભૂત છે.

ભકતની ઈચ્છા સામાન્ય માણસોની ઇચ્છા કરતાં જુદાજ પ્રકારની હોય છે. ચોકકસ સંજોગોની જરૂરીઆતો પ્રમાણે જે કાંઈ ન્યૂનતાઓ પૂરવાની આવશ્યક લાગે તે પૂરવાની તેનામાં શકિત હોય છે. જેમ એક દીવો બીજા અનેક દીવાઓને સળગાવે છે, કારણ પહેલા દીવાના તેજમાં બીજા દીવાઓને સળગાવવાની શકિત હોય છે, તે પ્રમાણે ભાગવતનો આત્મા એકજ હોવા છતાં, પોતામાં ઇશ્વરી શકિતને કારણે અનેકપણું થવાની શકિત હોય છે. શાસ્ત્રો કહે છે. આ પ્રમાણે એક અનેક પ્રાપ્ત થાય છે." તે એક ગણો, ત્રણ ગણો, પાંચ-ગણો, સાત ગણો છે. (છાંદોગ્ય ઉપ-૭ ૨૦ ૨૦) આત્મામાં સત્કાળ નેમ સત્સંકલ્પ હોવાનો ગુણ હોવાથી, મૂળ અવયવ સાથે સુમેળ સાધતા એવા આંતરિક અવયવોવાળા બીજા શરીરો સર્જી શકે એમ મનાય છે. અને આત્મા પોતાની ઉપાધીઓના વિભાગો વડે વિભક્ત થઇ, એવા પ્રત્યેક સર્જીત શરીરને જીવ આપી શકે એ સંભવિત હોય. યોગ પરના પુસ્તકોમાં જીવનો બીજા શરીરો સાથે સંબંધ સમજાવતાં પ્રકરણોમાં આ વિષય ચર્ચાયો છે.

જયારે ભાગવતને શરીર ધારણ કરવાની ઇચ્છા થાય ત્યારે તે ધારણ કરે છે, અને શરીરના ત્યાગની ઇચ્છા થાય ત્યારે તેમ કરી શકે, તેની સઘળી ઈચ્છાઓ પૂરણ થાય છે.

જય હો, જય હો, એવા મહાન ભાગવતોનો કે જેઓ આ અવનિ પર દૃશ્યમાન ને ફરતા દેવો જ છે.

દરિઆ કિનારે રેતીના કણો હોય છે તેટલા આ દુનિઆમાં ધર્મ પથો છે. લોકો ધર્મના નર્યા સત્વને ભૂલી જ ગયા છે. તેઓ બાહ્યોપચારો ને નજીવી બાબતો સબધી નાના નાના સિદ્ધાંતો વિષે પરસ્પર લડયા કરે છે તેઓ એક બીજાને બદનામ કરતાં ખરાબ પત્રિકાઓ પ્રસિદ્ધ કરે છે. જાહેર મંચ પર એક પંથના પ્રચારક બીજા પંથના ઉપદેશકને ગાળો ભાડે છે. એક મતવાદી બીજા મતવાદીની ખામીઓ જાહેર કરે ?. અરે! કહેવાતા શિક્ષિત લોકો પણ બેશરમ રીતે પોત પોતાનામાં ઝગડે છે. કુંભ-મેળા જેવા પવિત્ર ક્ષેત્રમા લાઠીઓ ઉછળે છે ને લોહી રેડાય છે. આ બધું શું કહેવાય? આધુનિક સમયમાં આવી શોકજનક વસ્તુસ્થિતિ બની રહી છે. ખાસ કરીને ધર્મ ને નામે બની રહેલી આવી સ્થિતિ જાવી એ ત્રાસમય છે.

કૈલાશને શિખરે પહોચવું હોય તો જુદા જુદા રસ્તાઓ દ્વારા જઈ શકાય. જેવા કે આલમોગદ્દાગ, ગંગોત્રીદ્વારા, બદ્રિ-નારાયણદ્વારા, જોશીમઠદ્વાર, કે કાશ્મીર થઈને – વગેરે. જો કે રસ્તાઓ જૂદા જૂદા છે પણ પહોચવાનું કેન્દ્ર એકજ છે. સઘળી નદીઓનું છેવટનું સ્થાન દરિઓ છે. તમો મદ્રાસથી કલકત્તા, આગગાડી, આગબોટ, મોટર કે વિમાન દ્વારા જઈ શકો. સાધન ગમે તે હોય તેથી શુ? પહોચવાનું તો એકજ સ્થાન છે.

મન પણ જૂદા જૂદા પ્રકારના હોય છે. લોકોને સાધના માટે જૂદી જૂદી પ્રકારની રૂચિઓ હોય છે, જૂદાજૂદા પ્રકારની વલણો હોય છે, ભિન્નભિન્ન જાતનાં સ્વભાવો, લાગણીઓ, શાકતઓ હોય છે. તેથી જૂદાજૂદા પંથો અનિવાર્ય આવશ્યક છે. એથી દ્વૈતમત, અદ્વૈતમત, વિશુદ્ધાદ્વૈતમત, થીઓસોફી, સુફીવાદ, શીનશેનીઝમ, કન્ફ્યુશીએઝમ, મઝદૈઝમ એવા, ઈઝમો, આર્યસમાજ, બ્રહ્મોસમાજ,

ધર્મસમાજ અને એવા સમાજોની જરૂર હોય છે. જેટલા જૂદાજૂદા મગજો તેટલા સમાજો ને 'ધર્મો'. ભગવાન સદાશિવ કહે છે મતને *કાબુમાં રાખવા માટે કરોડો રસ્તાઓ ને માર્ગો છે.*

જેમ માર્ગો જૂદા તેમ એક બીજા પંથના મતો પણ એક બીજાથી નિરનિરાળા જ હોય, પણ સંપાદન કરવાનો ધ્યેય જે આત્મ-સાક્ષાત્કાર છે તે સર્વ એક જ હોય છે.

ફકત ધર્માંધો, અસહિષ્ણુ, સંકુચિત-હૃદયોવાળા ને કંગાલ -મતવાળાઓ જ સામાન્ય નજીવી બાબતો માટે એક બીજા સાથે ઝઘડે છે-જ્યારે હૃદય વિશાળ બને છે, જ્યારે આત્મ-સાક્ષાત્કાર થાયેછે, ત્યારે મતભેદો ઓગળી જાય છે. આત્મ-સાક્ષાત્કાર કર્યો હોય એવા આત્માઓ કદિ ઝઘડતા નથી. તેમની દૃષ્ટિ સમાન હોય છે. તેમને સર્વ માટે સમાન પ્રેમ હોય છે. તેઓ પ્રત્યેક પંથ કે મતના મુળતત્વને જૂએ છે કે જે બધામાં સમાન જ હોય છે.

પ્રત્યેક ધર્મ, પ્રત્યેક મત, પ્રત્યેક પંથ જણાવે છે: "સત્ય એકજ છે. તેને સત્ય બોલવાથી, સઘળાને ચાહવાથી, બ્રહ્મચર્ય ના પાલનથી, આત્મ-સંયમથી, પવિત્ર જીવન ગુજારવાથી, ધ્યાન, ધારણાને ભક્તિથી પહોચવાનુ હોય છે."

ચાર આંધળા માણસો પહેલી જ વાર હાથીને અડકયા. એકે હાથીના કાનો પકડયા ને કહેવા લાગ્યો "હાથી પવન નાખવાના પંખા જેવો છે. બીજાએ હાથીના પગ પકડયા તેણે કહ્યુ: "હાથી થાંભલા જેવો છે." ત્રીજાએ પૂંછડી પકડી ને કહ્યુ" હાથી મોટી ચાબુક જેવો છે." આ પ્રમાણે પોત પોતાના જૂદાજૂદા અનુભવો *વિષે એક બીજા સાથે ઝઘડવા માંડયા.* એવી જ રીતે કેટલાક ગામડીઆઓએ પહેલી જ વાર આગ બુઝાવવાનો પાણીનો બંબો જોયો અને પોતપોતામાં લડવા લાગ્યા એકે કહ્યું "એ

આગરૂપ જ છે" બીજાએ કહ્યું: "એ બધુ પાણી જ છે," ત્રીજાએ કહ્યું : "એ બધુ લોખંડ જ છે" આવા નજીવા કજીયાનું કારણ અજ્ઞાન જ છે. એવી જ રીતે નજીવી બાબતો માટે પોત પોતામાં જઘડતા કંગાળ મનવાળા અજ્ઞાન પંથવાદીઓનું સમજવું.

ટેકરીની ટોચે ચઢીને ઉભેલા માણસને નીચેના ઝાડો બધા સરખી જ ઉંચાઇના જણાય છે, તેમ આત્મ–સાક્ષાત્કાર કરેલા ભાગવત, જે દીવ્ય જ્ઞાન ને ભાવ–સમાધિની નિર્મળ ઉચ્ચ કક્ષાએ પહોંચ્યા હોય તેને બધા પથો ને લોકો સમાન જ જણાય છે.

બ્રહ્મ એક ને અદ્વિતીય છે. સત્ય અગર ઇશ્વરપણ એક જ છે. શ્રુતિઓ પણ એક જ છે. વેદો એકજ છે. સદ્‌ગુણ, ભક્તિ, ધ્યાન, ધારણા, સમાધિ એ પણ એક જ છે. કર્મ પણ એક : ધર્મ પણ એક. સાક્ષાત્કાર, સાચો ધર્મ, પ્રેમ ધર્મ, આત્મ–સાક્ષાત્કાર નો ધર્મ એ બધા એક જ છે. ચેતન શક્તિ એક છે : સૂર્ય એક છે: ચંદ્ર એક છે: આકાશ એક છે. વિચાર–મૂર્તિ એક છે. જો કે ભાષાઓ જૂદી જૂદી હોય છે. દયા ને સહૃદયતા એક છે. અમેરીકન સહૃદયતા કે જાપાની સચ્ચાઈ એવી કોઈ ચીજો નથી. શરીર એક છે. તે ઇંગ્લાંડમાં કે ચીનમાં કે આફ્રીકામાં પાંચતત્વનું બનેલું હોય છે.લોહી પણ એક જ જાતનું હોય છે. ચીનાનું કે આફ્રીકાના સીદીનું કે ઇંગ્લાંડના માલેતુજારનું કે અમેરીકાના કોટયાધિશનું લોહી એક સરખું જ હોય છે. દરેક નામાં લાગણીઓ સરખીજ હોય છે. કોઈને તમો મૂર્ખા કે બદમાશ કહીને બોલાવો તો તે ગુસ્સે થશે. દરેકમાં ભૂખ, તરસ ઝાડો, પિસાબ, કરવા આનંદ મંદતા, સુખી ને દિલગીરીના ભાવો હોય છે. દરેકનામા હૃદય, પેટ, પાંસળી આંતરડાં, કાર્ય કરવાના અવયવો, લાગણીઓ, સમજશક્તિ વગેરે હોય છે. પહોંચવાનો ધ્યેય, જે, આત્મ–સાક્ષાત્કાર છે. તે પણ સમાન જ છે. "સાંભળો, મારા પ્યારા ભાઈઓ, જો તમો ફરવાની લાકડીનું પૂજન

કરતાં, આ સંસારરૂપી દરિઓ જો ઓળંગી જઇ શકો તો બીજા ગમે તે બોલે તેની દરકાર ન કરો, ને આગળ વધો. તમારા પોતાને રસ્તે આગળ ધપો. દીવ્ય પ્રેમનું અમૃત તમો જરૂર જ પીશો. હિમ્મત રાખો. ખુશમિજાજી રહો. આધ્યાત્મિક માર્ગે હિમ્મતથી આગળ ધપો. પ્રજામતની જરી દરકાર ન કરો."

ગળને, મેદાને, સત્વને પકડો ને છાલ કે છોડા ને ધૂતકારી ફેંકી દ્યો. દાણાઓ એળે જવા દઇ ભૂસાં માટે જઘડવામાં સમય ગાળનારાઓ મુર્ખાઓ નથી. તેઓ ખરેખર દયાજનક છે તેઓ માનવીઓમાં અતિમૂઢ ને નકામી જાત છે.

જીંદગી ટૂંકી છે ને સમય વહી જ જતો હોય છે. વખત ઘણોજ કિંમતી છે. તમોએ જે કારણે ને જે ધ્યેય ને પહોંચવા આ મનુષ્ય દેહ ધારણ કર્યો છે તે યાદ કરો. જે અંતે પહોંચવા માટે તમો અહીં આ દુનિઆમાં આવ્યો છો તેને પૂર્ણ કરવા માટે સખ્ત પ્રયત્ન કરો. પ્રત્યેક ધ્યેય તરફ હિમ્મત ભેર કૂચ કરો, પછી સાધન ટાંગો, આગગાડી, મોટર કે એરોપ્લેન ગમે તે હોય. પ્રત્યેક સાચા ધર્મ માટે યત્નશીલ રહો. સાચો ધર્મ સઘળા ધર્મ પંથો, મતો કે માર્ગો માટે સમાન જ હોય છે.

મિત્રો, જો સઘળા ધર્મોનું તથ્ય એક ને સમાન જ છે તો પછી જૂદા જૂદા ધર્મ પંથીઓ વચ્ચે ટંટા ફીસાદો શા માટે? પરમાત્માનો દીવ્ય-પ્રેમ, ભક્તિ, જે એક જ આ જન્મ-મરણરૂપી ચક્રાવાવાળા સંસાર-ચક્રમાંથી આપણ ને ઉગારી શકે, ને ઉચ્ચ જ્ઞાન, અમાપ સૌખ્ય, પરમ શાંતિ, શાશ્વત સંતોષ ને અમરતા આપી શકે, તે સર્વ ધર્મોના સત્વરૂપ, માનવી જીવનના મહાન અંતિમ ધ્યેય ને સંપાદન કરવા આપણે આજ ઘડીથી પ્રયત્નશીલ બનીએ.

## ૨. યુવાવસ્થામાં આધ્યાત્મિક બીજ રોપો

ભક્તિને વય, જ્ઞાતિ, મોભાં-સ્થિતિ કે જાતિ (સ્ત્રી-પુરૂષ) સાથે જરી પણ લેવા દેવા નથી. સામાન્યતઃ સંસારના માણસો

કહે છે કે "જયારે અમે નોકરી-ધંધામાંથી ફારગ થઇશું ત્યારે ધ્યાન-ભક્તિ વગેરે આચરીશું. આ ગંભીર ભૂલ છે. નોકરી વગેરેમાં તમારી સઘળી શક્તિઓ ચૂસાઇ ગયા બાદ તમો ઘોર પ્રકારની આધ્યાત્મિક સાધના કેવી રીતે કરી શકશો ! તમો પંદર મિનિટ સુધ્ધાં ભાગ્યે જ બેસી શકશો. તમારી ઇંદ્રિઓને તાલીમ આપવાનું કૌવત તમારામાં રહ્યું હશે નહીં. જયારે તમારૂં અંતઃકરણ કોમળ ને ડાઘ વિનાનું હોય, જયારે તમો યુવાનીમાં હોવ ત્યારે તમારા અંતઃકરણમાં ભક્તિનું આધ્યાત્મિક બીજ રોપાવું જોઈએ. ત્યારે જ તે ઉંડા મૂળ ઘાલશે, અને સુંદર તરૂ-રૂપ ઉગી, જયારે તમો ઘરડા થશો ત્યારે, જયારે નોકરી-ધંધામાંથી ફારેગ થશો ત્યારે ઉત્તમ ફળ આપશે. ત્યારે જ તમો મૃત્યુના દેવ યમરાજાથી ભય પામશો નહીં તમો તેને હસતે મૂખે ભેટશો.

મૂર્ખ વડિલો ભક્તિભાવવાળા તેમના પુત્રોને ઘર આગળ કોઈ પણ પ્રકારની આધ્યાત્મિક સાધના કરવા દેતા નથી તેઓ તેમના માર્ગમાં જબરા અંતરાયો મૂકે છે. તેઓને બ્હીક રહે છે. કે છોકરાઓ ઘર છોડી ને સન્યાસ ધારણ કરી લેશે. જો તેઓ ગીતા કે એવું કોઈ પુસ્તક વાંચે તો તેમના વાલીઓ તેમને તેમ કરતાં અટકાવે છે. કેવું શરમજનક! લાહોરનાં એક જુવાન વકીલે મને જણાવ્યું હતું કે તેના પિતા તેને હરદ્વાર સુદ્ધાં જતા અટકાવે છે. પોતાના પુત્રોમાં ભક્તિનો પ્રાદુર્ભાવનો નાશ કરનારા ઉમ્મરે વધેલા વડીલોની આવી સ્થિતિ હોય છે. કેટલી દયાજનક પરિસ્થિતિ! છોકરાઓ હજી તો વીસ વર્ષના ન થયા હોય ત્યાં તેમને, તેમની શક્તિઓ ચૂસી લેવા ને તેમના જીવન ને ભવિષ્ય ચગદી નાખવા માટે પરણાવી દેવામાં આવે છે.

સર્વ પ્રાણીઓમાં મનુષ્ય દેહ પ્રાપ્ત કરવો મુશ્કેલ છે. તેમાય પુરૂષ દેહ વધુ મુશ્કેલ છે,' તેથી વધુ મુશ્કેલ બ્રાહ્મણત્વ

પ્રાપ્ત કરવું તે છે. તેનાથી વધુ મુશ્કેલ આધ્યાત્મિક માર્ગ પ્રત્યે અનુરાગ અને સૌથી વધુ મુશ્કેલ આત્મ–સાક્ષાત્કાર છે. જગતમાં ત્રણ સ્થિતિઓ જવલ્લે જ પ્રાપ્ત થાય છે – અને જે કેવળ ઇશ્વરની કૃપાથી ભાગ્યવાનને જ મળે છે જેવી કે મનુષ્ય-દેહ, શ્રીહરિના દર્શનની તાલાવેલી (ભક્ત) અને ભાગવત (ગુરૂ) ની રક્ષણાત્મક સંભાળ (કૃપા). જો કોઇ માણસે ચેન કેન પ્રકારેણ મનુષ્ય જન્મ પ્રાપ્ત કર્યો હોય, પુરૂષદેહ મેળવ્યો હોય અને સાથે વધુમા વેદો પર કાબુ મેળવ્યો હોય, તે જો ઇશ્વિરનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન ન કરે તેના જેવો મુર્ખ બીજો નહિં મળે. તે પોતાની જાતે આત્મહત્યા કરે છે, કારણ તે અસત્ય વસ્તુઓને વળગીને પોતાને મારી નાખે છે. ભાગ્યે જ પ્રાપ્ત થાય એવુ મનુષ્ય શરીર મળ્યું હોય, વધુમાં પુરૂષત્વ પ્રાપ્ત થયું હોય, તેવો માણસ આ જીંદગીનો સાચો અન્ત પ્રાપ્ત કરવાનું તરછોડે તો તેના જેવો બીજો મુર્ખ કોણ! વેદો લલકારો, ચાર ધામો (બદ્રીનારાયણ, દ્વારકા, પુરી ને રામેશ્વરના યાત્રા ધામો) કરો, કૌપીન પહેરી દુનિયામા ફરો તોપણ મૂક્તિ મળશે નહિં. મૂક્તિ તો ભગવાન શ્રીહરિના આખો આખ દર્શન વિના નથી જ. ધનસંપત દ્વારા અમરપણુ ખરીદાતુ નથી. તેથી સમજદાર ને શ્રદ્ધાળુ માણસે બાહ્ય વસ્તુઓ ને વિષયોના ઉપભોગની ઇચ્છા માત્રનો ત્યાગ કરી, ભલા, ઉદાર ને આત્મ–સાક્ષાત્કાર કર્યો હોય એવા ભાગવતને ચરણે જઈ અને શ્રીહરિના ચરણકમળને પોતાના મનનુ કેન્દ્ર કરી, ઇશ્વર –સાક્ષાત્કાર માટે પોતાના બનતા સઘળા પ્રયત્નો કરવા જોઈએ.

## ૩. કોઈપણ ભક્ત થઈ શકે

એ યાદ રાખવું જોઈએ કે ભક્તિના ક્ષેત્રમાં જાતિ, જ્ઞાતિ વર્ણ વગેરેના ભેદો હોતા નથી શાંડીલ્યઋષિ પણ પોતાના કહે છે: "નીચ જાતિના પુરૂષો ને સ્ત્રીઓને પણ ભક્તિ

હક્ક છે. "અઘોરમાં અઘોર પાપી ભયંકર પિશાચ પણ ભકિતને પ્રાપ્ત કરી શકે. કોઈને માટે નિરાશ થવાનું કારણ નથી. શ્રીકૃષ્ણ કહે છે: " મહા પાપી પણ જો એક હૃદયથી મારી ભકિત કરે તો તેને પણ સદ્‌ગુણી બનેલો જાણવો. કારણ કે તે હવે વ્યાજબી રીતે ઉન્નત ચઢયો હોય. જલદીથી તે ધર્મયુકત બન્યો છે, અને શાશ્વત સ્થાનમાં જાય છે. હે કૌંતેય, એ જાણો કે મારો ભકત કદી વિનાશ પામતો નથી. હે પાર્થ, જેઓ મારામાં આશ્રય લે છે, પછી ભલે તે પાપીણી સ્ત્રીના ગર્ભમાંથી અવતર્યા હોય, વૈશ્યો હોય કે શુદ્રો હોય, તેઓ ઉન્નત માર્ગે જ ચઢે છે "

ચાણ્ડાલ પણ જો તેના અંતરમાં ભગવાન માટે ભકિત હોય તો ભગવાનનો સાથ સેવી શકે છે. દક્ષિણ હિંદમાં ચિદંબરમ્ નામના ગામમાં હલકાંમાં હલકી એવી ગણાતી ( જે સંસારીઓ પોતાને ઉચ્ચ માનવામાં અભિમાન રાખે તેમની નજરે ) ઢેડ જાતિમાં નંદન નામનો મહાન ભકત થઈ ગયો. જેને ભગવાન નટરાજે દર્શન આપ્યાં હતાં. તામીલ પ્રદેશમાં ભાગવતો હજી તેની કથાઓ કહે છે.

ઘણા વખણાયેલા તિરૂકુરલના કર્તા તિરૂવલ્લુવર પણ નીચી જાતિના હતા. અવધૂત દાદુ વણકર હતા. કબીર પણ તેવાજ હતા. અન્વાયુર નામની કુમારી કન્યા જે મોટી ભક્તાણી હતી તે પણ નીચ કુટુમ્બમાં જન્મી હતી. ગુહ–નિષાદ પણ નીચ જાતિનો હતો. તે શ્રીરામનો પરમ ભકત હતો. જયારે શ્રીરામ વનવાસમાં હતા ત્યારે ગુહ–નિષાદે તેમનું ભાવભર્યું સ્વાગત કર્યું હતું. ભગવાન શ્રીરામચંદ્રે તેનું સ્વાગત સહર્ષ સ્વીકાર્યું હતું. ગુહ–નિષાદ શ્રીરામ સાથે તેમના સાથી તરિકે ફરતા હતા. રાયદાસ જે પ્રખ્યાત ભકત હતા તે મોચી હતા. સબરી જે ભીલડી હતી તે શ્રીરામની ભક્ત હતી. શ્રીરામે તેનાં બોટેલાં બોર ખાધાં હતાં. સાધન નામનો ખાટકી મોટો ભક્ત થઇ ગયો.

સ્ત્રીઓ પણ ઇશ્વરને મેળવી શકે. તેઓમા કુદરતી રીતે પ્રેમભર્યું હૈયું હોવાથી તેઓ જલદીથી ને સહેલાઈથી ઇશ્વર–સાક્ષાત્કાર કરી શકે. તેઓ પુરૂષો કરતા વધુ ભક્તિભાવવાળી હોય છે. તેમનામાં સ્નેહભાવ–સ્નેહવૃત્તિ ઘણી આગળ પડતી હોય છે. મહાન સ્ત્રી ભક્તાણી સુરદારીજી પોતાના સસરા સાથે વૃંદાવનની ઘનઘટામા ગઇ હતી. ત્યાં તે સમાધિ અવસ્થાને પ્રાપ્ત થઇ (શ્રીકૃષ્ણ સાથે તન્મય બની ગઇ). એક મુસલમાન તેની લાજ લૂંટવા આવ્યો. ભગવાન શ્રીકૃષ્ણે વાઘનું રૂપ ધર્યું ને તેને મારી નાખ્યો. જો ભગવાન પ્રત્યે સાચી ભક્તિ હોય, તેનુ સતત સ્મરણ કરતો હોય, તો તેનું ભગવાન જરૂર જ રક્ષણ કરે છે. આ વિષે જરીયે શંકાને સ્થાન નથી.

## ૪. ઇશ્વર સાથે સોદો નહિં કરો

સાચો ભક્ત કહેશે કે " મારે મારા સ્વામી પાસેથી કાંઈ પણ અપેક્ષા નથી. મારૂ મન સદાય ભગવાનના ચરણકમળમા ચોંટી રહો. મારો આત્મા સદાય તેને વળગી રહો." જો ભક્ત એકવાર દીવ્યપ્રેમના માધુર્યનો સ્વાદ ચાખે પછી તેના સિવાય બીજા શાની ઇચ્છા કરે ?

બાળક–ધ્રુવ રાજ્યાસન મેળવવાના હેતુથી જંગલમા તપ કરવા ગયો. શ્રીહરિને પ્રાર્થના કરતાં તેણે કહ્યુ· " મારે રાજ્ય નથી જોઇતું. મારો પ્રેમી હવે મારી સાથે જ છે. શ્રી. હરિના દર્શન પછી મારી બધી ઇચ્છાઓ શાંત થઇ છે મારૂ મન સાંસારિક વસ્તુઓ માટે હવે તલસતું નથી."

પ્રહલાદ સાચો ભક્ત હતો. જ્યારે શ્રીહરિએ પ્રસન્ન થઇ તેને કહ્યુઃ " મારા પ્રિય પ્રહલાદ, હું તારા અંતરની ભક્તિથી પ્રસન્ન થયો છુ. ચાહે તે વરદાન માંગ તે હું હમણાજ તને બક્ષીશ." પ્રહલાદે જવાબ આપ્યો· " મારા સ્વામી ! વરદાનની

લાલચથી મને લોભાવશો નહિ તમારે માટે–શુદ્ધ પ્રેમ માટે–માત્ર પ્રેમ ખાતર જ પ્રેમ હોવા માટે મારી સઘળી ઇચ્છાઓનો સમૂળ નાશ કરવા, મે તમારો આશ્રય ગોધ્યો છે. જે લક્ષ્યમાં કોઈ ઉદ્દેશ ધારણ કરીને ભગવાનની ભક્તિ કરે છે તે સાચો ભક્ત નથી ”

ઈશ્વર સાથે બજારૂપણું, લેવડદેવડ, કે સોદાગરી કે વેપાર કરવાનું છોડી દો જે પોતાના ઇષ્ટદેવ પાસેથી તેમના પ્રેમ–ભક્તિ સિવાય બીજુ જે કાંઇ, અગર વરદાન માગે છે તે ખરો ભક્ત નથી. તે પ્રેમનો, ધર્મનો વેપારી છે (કોલેજનો) મહાપાઠશાળાનો વિદ્યાર્થી ઈશ્વર સાથે સોદાગરી કરે છે, તે કહે છે “ હે! શ્રીગણેશ! આ વર્ષે મને પરીક્ષામા પાસ કરો તો, હું તમને ૧૦૮ નાળીએર વધેરીશ ” આને તમો શુદ્ધ દીવ્ય–પ્રેમ કહી શકશો? એ ચોખ્ખી વાણીજ્ય વિદ્યા છે. ભગવાનના પવિત્ર મંદિરને ચાઉરીંગ બજાર કે હઝરત ગંજમા ફેરવો નહિ જે ભગવાન પાસે નજીવી સાસારિક વસ્તુ કે વ્યવહારિક માલમતાની માંગણી કરે છે તે નર્યો દંભી છે–તે ઇશ્વરનો સાચો સેવક કે ભક્ત નથી.

## ૫. ઈશ્વર પ્રણીધાન

ઇશ્વરના ગુણગાન, શબ્દોવડે તેનુ સ્મરણ ને પૂજા, તેમના જ વિચારો ને તેમને નિમિત્તેજ કાર્યો અને તેમના પ્રત્યે નિશ્ચલ ભકિતને ઈશ્વર પ્રણીધાન કહે છે ઇશ્વર પ્રણીધાન ભકિત એટલે ભગવાનના ચરણકમળ પ્રત્યે અખંડ પ્રેમધારા, જે પ્રેમ જ તેનું સર્વસ્વ થઈ રહે જાણે તે પ્રેમ માત્રમા જ સદા નિમગ્ન થઇ રહેલો હોય

મધુસુદન સરસ્વતીએ આને મનની સર્વોચ્ચ અવસ્થા વર્ણવી છે કે જે અવસ્થા અગાઉનુ મન સંપૂર્ણ વિનાશને પામ્યુ હોય

છે અને પછી તે ગળી જતા, તે ભગવાનના સ્વભાવ રૂપ જ બની જાય છે

પતંજલિ મહર્ષિ પણ રાજયોગ વિદ્યામા કહે છે 'ઇશ્વર પ્રણીધાનાદ્વા' (પ્ર ૧ સ. ૨૩)

ભગવાન પ્રત્યે ભક્તિથી સમાધિમા સત્વર વિજય મળે છે. (આ શબ્દનો કેટલાકે એવો અર્થ કર્યો છે કે ઇશ્વરની સર્વત્રતાનો અનુભવ કરવો) યોગસૂત્રો (પ્ર ૨) પ્રમાણે ઇશ્વર પ્રણીધાન એ ક્રિયા યોગના ત્રણ અગો-અવયવોમાનુ એક છે અહિ ઇશ્વર પ્રણીધાનનો અર્થ કર્મના ફળ ઇશ્વરને સમર્પણ કરવા એવો થાય છે એનો મૂળ અર્થ એકને આશ્રયે બીજુ સંપૂર્ણત. મૂકવુ એવો છે પ્ર=પૂર્ણ ની=તરફ તળે-આશ્રયે ધાત=મૂકવુ "જે કાઇ મારૂ થાય, સારૂ કે નરસુ, સકામ કે નિષ્કામ, તે સઘળુ તારે નિમિત્તે હુ ધરૂ છુ તારે સંપૂર્ણત શરણ થઇને હુ સઘળુ કરૂ છુ ફળનો ત્યાગ એટલે કોઇપણ કાર્યના સબધમા તેનાથી અમુક ફળ મળવુ જોઇએ એવો વિચાર કર્યા સિવાય કાર્ય કરવુ તે તેથી જ શ્રીકૃષ્ણ કહે છે "कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन-मा कर्म फल हेतुर्भू मा ते सगोऽस्त्वकर्मणि ॥ તારે તો ફકત કર્મ જ કરવાનુ છે ફળનો વિચાર કદિ પણ કરવાનો નથી તેથી ફળ પ્રાપ્તિના હેતુથી કદી પ્રેરાઇશ નહી " (ગીતા અ ૨/૪૭)

રાજયોગ વિદ્યા પ્રમાણે ઇશ્વર પ્રણીધાન એ નિયમના પાચ પ્રકારોમાંનો એક છે અહિ તેનો અર્થ ઇશ્વરની ભક્તિ થાય છે. પતંજલિ મહર્ષિના મત પ્રમાણે ઇશ્વર એ ખાસ પુરૂષ છે કે જેને કગાલિયત, કર્મોના ફળો ને ઇચ્છાઓ બાધ કરી શકતા નથી-સ્પર્શી શકતા નથી

## ૬. વિપત્તિઓ શુભ અર્થકારી છે.

શેકસ્પીઅર લખે છે કે "વિપત્તિઓ શુભ અર્થકારી છે જે કાળી નાગની માફક અતિ ડખીલીને કદગી છતા પોતાના

માથા પર મણિ સોહાવે છે." આ દુનિઆમાં સૌથી ઉત્તમમાં ઉત્તમ ચીજ દુઃખ અગર વિપત્તિ છે. જ્યારે દુઃખ પડે છે ત્યારે જ માણસ ઇશ્વરને સંભારે છે. દુઃખ એ આંખ ખોલનારૂં છે. આપત્તિથી ઇશ્વરની શોધની શરૂઆત થાય છે. વિપત્તિમાંથી તત્વજ્ઞાન નિકળે છે. આ જગતમાં જે દુઃખ ન હોત તો મનુષ્ય મોક્ષ માટે કદિ પ્રયત્ન કરતે નહિં-તે માત્ર સંસારી જીંદગીથી જ સંતોષ માન્યા કરતે. દુઃખથી મુકત થવાના પ્રયત્ન કરવાથી માણુસ સત્ય, પરમ શાંતિસ્થાન–પરમધામ મેળવે છે. તે પ્રાર્થના, જપ, દાન, નિસ્વાર્થ સેવા, ધર્મ–ગ્રંથોનો અભ્યાસ, વગેરેની શરૂઆત કરે છે. ભક્તો સદાય ઇશ્વરને પ્રાર્થે છે કે "હે ભગવાન! અમને સદાય આપત્તિઓ આપો જેથી અમો હમેશ તમારૂં સ્મરણ કરી શકીએ." કુન્તા દેવીએ શ્રીકૃષ્ણને પ્રાર્થના કરી હતી કે "હે પ્રભુ! મને સદાય દુઃખ આપો કે જેથી મારૂં મન હરઘડી તમારા ચરણ-કમળમાં ચોંટેલું રહે." વિપત્તિ સહનશકિત ને કઠણાઇ વધારે છે. આપત્તિ પત્થર જેવું સખત હૃદય પણ પીગાળી તેમાં ઇશ્વર પ્રત્યે ભકિતનો સંચાર કરે છે. દુઃખ એ છૂપા વેશે ઇશ્વરી કૃપા છે. માટે જયારે તમો કઠણ સંજોગોમાં મૂકાઓ ત્યારે જરીયે ગભરાશો નહિં. દુઃખ ને પણ પોતાના ગુણો છે. જીવનના ઘણા જ કપરા સંજોગોમાંથી કેટલાકો ઉચ્ચ સત્તા ને સ્થાને ચઢયા છે. વિપત્તિ માણસને સખ્ત પ્રયત્નો કરવા ફરજ પાડે છે. મદ્રાસ હાઈકોર્ટના વડા જજ સદ્દગત સર ટી. મુથુસ્વામી આયર ઘણા જ કઠીણ સંજોગોમાં હતા. તેમણે રાત્રે સુધરાઈના દીવા વડે વાંચી ને અભ્યાસ કર્યો હતો. વિલાયતના ઘણા વડા પ્રધાનો જીવનના ઘણા કઢંગા સંજોગોમાં ઉંચે ચઢયા હતા. બધાજ પીરસ્તાઓ, સંતો, ફકીરો, ભકતો, પુરાણ કાળના યોગીઓને ઘણા દુઃખદ સંજોગોમાંથી પસાર થવું પડયું હતું. શંકર, જ્ઞાનદેવ, રામતિર્થ, તુકારામ એ બધા વિપત્તિકારક પરિસ્થિતિઓમાં મૂકાયા હતા. તે બધાયને આપત્તિઓથી ઘણો લાભ થયો હતો. જો તેઓ વૈભવશાળી સ્થિતિ-

ઓમાં હોત તો મહાન ને ગૌરવાન્વિત, આધ્યાત્મિક–ઉચ્ચ કક્ષાઓને કદાપિ પ્રાપ્ત કરી શકયા નહોત.

દર્શન આપવા અગાઉ ભગવાન પોતાના ભકતોની અતિવ કષ્ટમય યાતનાઓ વડે કઠોર પરીક્ષાઓ લે છે. તુલસીદાસ, રામદાસ, સુરદાસ એ બધાંને અનેક પ્રકારની યાતનાઓમાં મૂકયા હતા. ભગવાન એક બાજુથી પોતાના ભકતોની કપરી કસોટી કરે છે અને બીજી બાજુ તેમનામાં અખૂટ આંતરિક શક્તિ, સહિષ્ણુતા ને આધ્યાત્મિક ધૈર્ય મૂકે છે. રાજકુમાર સુરેન્દ્રનાથે મને કહ્યું: "સ્વામીજી, મને ત્યાગનો કાંઈ અર્થ જણાતો નથી. બધા જ સાધુઓ, સંન્યાસીઓ અને મહાત્માઓ રોગોથી પીડાતા હોય છે." મેં જવાબ આપ્યો: "પ્રિય રાજકુમાર, તમો બાળક છો. તમો સાધુઓની આંતરિક સ્થિતિ સમજી શકો એમ નથી. તેઓ કેવળ બેપરવાહ હોય છે. તેઓ પોતાના શરીરોમાં પોતાપણુ રાખતા નથી. તેઓ કદાપિ પીડાથી બૂમો પણ મારી ઉઠે, પણ તેથી તેમની જ્ઞાનયુકત સ્થિતિમાં ભંગ થતો નથી. તેઓ પોતાની બ્રહ્મનિષ્ઠામાં નિશ્ચલ હોય છે. તેઓ દુઃખને ગણકારતા જ નથી હોતા. પાસે ઉભનારાઓ ભલે મૂર્ખતાથી કલ્પ્યા કરે કે તેઓ ( સાધુઓ ) દુઃખો ભોગવી રહ્યા છે. તેમના મન ઈશ્વર કે બ્રહ્મમાં જ ચોંટેલા હોય છે તેમની એ મજબૂત માન્યતા હોય છે કે ભૂત, વર્તમાન કે ભવિષ્યમાં આ શરીર હોતું જ નથી; પણ બધાય શુદ્ધ ચૈતન્ય સર્વવ્યાપક આત્મા જ છે. સ્વામી રામકૃષ્ણ પરમહંસ ને ગળામાં કંઠમાળ હતી. તેમનું મન સદાય કાલી માતામાં જ ચોંટેલું હોવાથી તેમને રોગનું જરી પણ દર્દ સાલતું નહતું. તેમને પોતાના શરીરનો વિચાર સરખો કરવાનો સમય નહતો. ત્યાગી, સાધુ, કે સંન્યાસી આંતરિક–શાંતિ, પરમાનંદ ને દીવ્ય–સૌખ્યમાં મસ્ત હોય છે કે જેની સંસારીઓને કલ્પના પણ હોઈ શકતી નથી, તેમને રાજ્ય, ધનસંપત્તિ આપવામાં આવે તો તેને પણ તે ધૃતકારી કાઢશે. તેમને ધનની કાંઇ પણ ક્રિંમત નથી

તેઓ તેના અનર્થકારી સ્વભાવને જાણે છે. મારા પ્રિય રાજકુમાર, સંન્યાસીના સુખમય જીવનનો તમને જરીએ ખ્યાલ ન આવી શકે. તમારામાં સહેજ ભક્તિનો અંશ છે. પણ તમો હજી સંસારી છો."

રાજકુમાર સુરેન્દ્રનાથે કહ્યું: "સ્વામીજી, ઘણો ઉપકાર કર્યો. હવે હું તમારો મુદ્દો સારી રીતે સમજ્યો. હવે એ બાબત મને બરાબર સ્પષ્ટ સમજાય. હું ખરેખર દિલગીર છું. મને તદ્દન ખોટોજ ખ્યાલ હતો."

"સાંભળો, રાજકુમાર, બે ભક્તોની ટચૂકડી વાત કહું છું: રૂપ અને સનાતન નામના બે રાજવીઓ હતા. તેઓ રાજગાદીનો વૈભવ ભોગવી રહ્યા હતા. પણ તેમને ભગવાન ગૌરાંગ પ્રભુનો સંગ થયો ને શ્રી. ગૌરાંગની આજ્ઞાથી તેમણે રાજગાદીનો ત્યાગ કર્યો ને ઝાડ હેઠળ દિવસો નિર્ગમન કરી, જે કાંઇ આપ મેળે આવી લાગે તે ખાઇને બાકીની જીંદગી વ્યતીત કરી. સંસારીઓને મન કેવળ અસહ્ય એવી અનેક યાતનાઓ તેમણે ભોગવી છતાં, તેમના પોતાનાજ પ્રમાણપત્ર અનુસાર, તેઓ પોતાના રાજમહેલમાં હતા તેના કરતાં ઝાડની નીચે અતિવ સુખી હતા. સંસારના મનુષ્યોને અજાણ્યો એવો દીવ્ય આનંદ ભક્તો અનુભવે છે." સુરેન્દ્રનાથે કહ્યું: "સ્વામીજી તમે આ મુદ્દા પર ખૂબ જ અજવાળું પાડયું છે. મારા સંદેહો ટળી ગયા છે. હું આપનો ખૂબ આભારી છું"

## ૭. ઉપચારોનો સુમેળ

નામદેવ, એકનાથ, રામદાસ, તુલસીદાસ, તુકારામ, મીરા, મધુસુદન સ્વામી વગેરે થોડાક ભાગ્યવાન આત્માઓ થઇ ગયા કે જેમને ભગવાને દર્શન આપ્યાં હતાં. આ યોગભ્રષ્ટ ભક્તો હતા. તેઓ આધ્યાત્મિક સંસ્કારોની મહાન સંપત્તિ સાથે આ

દુનિઆમાં જન્મ્યા હતા. તેમણે અગાઉના કેટલાક જન્મો દરમ્યાન ભગવાનની સહૃદયથી ભકિત કરી હતી. જીવન–મરણના ચક્રાવાના છેડારૂપ પોતાના એ છેલ્લા જન્મમાં તેમણે ઘણી સાધના નહતી કરી. ભકિતના પૂર્વ જન્મોના સંસ્કારોના બળને કારણે તેમનામાં આ જન્મમાં ભકિત સહજ ને સ્વભાવિક જ હતી. સામાન્ય મનુષ્યો ને ભકિત જલદીથી વધારવા માટે કઠણ ઉપચારો કે ખાસ પગલાં લેવાં પડે છે. પુરાણા પત્થર જેવા ભકિત–સૂના હૈયામાં, નવી ગટર, નવી નહેરો ને નવા રસ્તાઓ કોતરવાના હોય છે. ભકિતની પરાકાષ્ટાએ પહોંચવા અનેક રીતિઓના સુસંવાદીત સુમેળને કેળવવો જોઇએ. જો એક માર્ગ ભકિત જાગૃત કરવા નિષ્ફળ નિવડે તો બીજી પદ્ધતિનો આશ્રય લેવો જોઇએ. જેમ દાકતરો જુદી જુદી રીતે શરીરમાં પારો દાખલ કરે છે; જેમ કે ચામડી પર મલમ ઘસીને, સોયવડે ઈન્જેકશન આપીને, પીવાની દવા આપીને, વગેરે એવી રીતે જૂદી જૂદી રીતિઓ વડે જેવી કે પ્રાર્થના, જપ, કીર્તન, ભકતોની સેવા, દાન, ધર્મગ્રંથોનો–અભ્યાસ, સદ્‌ગુણોની કેળવણી, તપ, સમાધિ વગેરેથી તમારા હૃદયમાં ભકિતનો સંચાર કરવો જોઇએ.

પ્રાણાયામ મનને ભમતું અટકાવી સ્થિર કરે છે. તેથી તે ભકિત વધારવામાં મદદ રૂપ છે. સ્થૂળ શરીર ને સૂક્ષ્મ શરીરના સઘળા ઉપચારો કે જેના વડે મનની વૃત્તિઓ અગર મનના ભાવો કાબુમાં આવી શકે અને મન પરમાત્માનો સર્વવ્યાપકતાનો સાક્ષાત્કાર કરવાને લાયક બને, તે સઘળા ઉપચારો ને યોગ કહે છે. જેમ જ્યારે સરોવરમાં મોજાં હોય ત્યારે સૂર્યનું પ્રતિબિંબ જોઇ શકતા નથી, કારણ પાણી ઉછાળાવાળી સ્થિતિમાં હોય છે, તેવીજ રીતે મનરૂપી સરોવર જ્યારે ગરબડવાળી સ્થિતિમાં હોય છે ત્યારે તેજસ્વી ઈશ્વિર ભાગ્યેજ જોઇ શકાય. મનને શાંત કરો. વિચારના પરપોટાઓને શમાવો. લાગણીઓના ઉભરાઓ ને ચૂપ કરો. તો આંખોઆંખ ઈશ્વરનું દર્શન કરશો. ઉપાસના અગર ભકિતમાં યોગ એ સાધન છે.



# પ્રકરણ ૪. સંકીર્તન

## ૧. સંકીર્તન શું ?

સંકીર્તન ઇશ્વરનું સ્વરૂપ છે. ધ્વનિ તે સંકીર્તન છે. સંકીર્તન વેદોનું તત્વ છે. ચાર વેદો ધ્વનિમાંથી નિકળ્યા છે. ધ્વનિઓ ચાર પ્રકારના છેઃ વૈખરી (મોઢામાંથી નિકળતો) મધ્યમા (ગળામાંથી નિકળતો) પશ્યન્તી (હ્રદયમાંથી નિકળતો) અને પરા (નાભિમાંથી નિકળતો) ધ્વનિ મૂળ નાભિમાંથી નિકળે છે. વેદો પણ નાભિમાંથી નિકળ્યા છે. સંકીર્તન ને વેદો એકજ મૂળસ્થાનમાંથી ઉત્પન્ન થયા છે.

લોકો સમૂહમાં ભેગા થઈ શુદ્ધ અથવા દીવ્ય ભાવથી, એકતાનતા ને સ્વરસુમેળ સાથે ભગવાનના નામોના ગાન કરે છેઃ એને સંકીર્તન કહે છે. સંકીર્તન શબ્દમાં 'સં' અક્ષર 'કીર્તન' ની આગળ આવે છે. 'સં' એટલે વાજીંત્રાદિ સાથે. સંકીર્તન એક પદ્ધતિસરનું શાસ્ત્ર છે. તે મનને જલદીથી ઉન્નત કરે છે અને મનના ભાવને ઉચ્ચતમ દશાએ લઈ જાય છે.

નામ અને નામી અભેદ છે, નામી કરતાં નામ મોટું છે. સંસારની રીતે પણ માણસ મરી જાય છે, પણ તેનું નામ કેટલાક સમય સુધી યાદ કરાય છે. કાલીદાસ, વાલ્મીકિ, તુલસીદાસ, વગેરે આજે પણ યાદ કરાય છે. નામ તે ચૈતન્ય સિવાય બીજું કાંઈ નથી. સંકીર્તન એટલે ભાવ, પ્રેમ ને દીવ્ય દીલથી ઇશ્વરના નામનું ગાન કરવું.

સંકીર્તન થતું હોય ત્યારે એકસૂર, એકતાલ, સંપૂર્ણ સંવાદન ને એકતાનતા હોવાં જોઇએ. ત્યારેજ આનંદ ને મનનો

ઉચ્ચ ભાવ પ્રાપ્ત થાય. આ ભાવો જલ્દીથી જાગૃત કરવા માટે મંડળીના સર્વ સભ્યોએ નિયમો પાળવા જોઇએ. તેમણે કોઈપણ એક મંત્રની બે માળા ઓછામાં ઓછી કરવી જોઈએ. એકાદશીને દિવસે ઉપવાસ કરવો જોઇએ, દરરોજ બે કલાક મૌન પાળવું જોઈએ, સાત્વિક મીતાહાર લેવો જોઇએ, અને ત્યાંસુધી બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ, નહીં તો વિષય–ભોગ બીલકુલ ઓછો હોવો જોઇએ, અને દરરોજ ગીતાનો એક અધ્યાય વાંચવો જોઇએ. તેમણે દરરોજ સવારે ચાર વાગે બ્રહ્મ–મુહૂર્તમાં ઉઠી, જપ ને ધ્યાન કરવાં જોઇએ. તેમણે તેમની આવકનો દશમો ભાગ દાનમાં વાપરવો જોઇએ. તેમણે કોઇપણ પ્રકારનું માદક પીણું કે માંસ નો ત્યાગ કરવો જોઇએ. તેમણે સત્ય બોલવું જોઈએ. તેમણે બીજાની લાગણી દુભવવી જોઈએ નહિ. તેમણે બીજાની નિંદા કરવી નહિં જોઈએ. આથી જલ્દીથી ચિત્ત શુદ્ધિ થશે. લગ્ન પ્રસંગો તેમજ માંગલિક અવસરોએ ઘર આગળ સંકીર્તન કરવું જોઇએ. લાહોર, મથુરા, મીરત દરેકાઇ વગેરે સ્થળોએ એ થાય છે. લગ્ન વગેરે પ્રસંગોએ બેહૂદા ગીતો ગાવાના રિવાજને નાબુદ કરવો જોઇએ.

## ૨. સંકીર્તનનું શાસ્ત્ર

ઇશ્વર અદ્દભૂત છે. મન પણ ગુહ્યભેદ રૂપ છે. જગત પણ અતિગુહ્ય છે. સંકીર્તન માનુષિક સ્વભાવને દીવ્ય સ્વભાવમાં કેવી રીતે ફેરવે છે, તે જૂના, રૂઢ, ઝેરીલા સંસ્કારોને કેવી રીતે સુધારે છે, તે માનસ–સત્વને કેવી રીતે ફેરવે છે, તે આસુરી સ્વભાવને શુદ્ધ સાત્વિક સ્વભાવનાં રૂપમાં કેવી રીતે બનાવે છે, અને તે ભકતને ઇશ્વરના સાનિધ્યમાં કેવી રીતે આણે છે, એ બધું પણ આશ્ચર્ય જ છે. શાસ્ત્ર ને બુદ્ધિ સંકીર્તનની આશ્ચર્યકારક પ્રકૃતિને ભાગ્યેજ સમજાવી શકે એમ છે. બુદ્ધિ એ અપૂર્ણ હથિઆર છે. નબળી બુદ્ધિવાળો માણસ તેના કરતાં વધુ હુંશીઆર બુદ્ધિવાળાથી

હાર પામે છે. બુદ્ધિ જીવનના કેટલાક પ્રશ્નોનો ઉકેલ આપી શકતી નથી. સહજ સ્ફુરણ એ બુદ્ધિથી પર છે પણ બુદ્ધિનો વિરોધ કરતું નથી.

પ્રત્યેક શબ્દમાં મહાન શકિત ભરેલી હોય છે. ' ગરમ પકોડાં, એ શબ્દ કાને અથડાતાં મોઢામાં પાણી આવે છે. જો કોઈ ખોરાક લેતો હોય તે વખતે ' ઝાડો ' શબ્દ બોલો તો તુરતજ તે માણસ ઉલટી કરશે. જ્યારે સામાન્ય શબ્દનો આવો પ્રભાવ છે ત્યારે ઈશ્વરના નામના પ્રભાવનું શું પૂછવાનું? ઇશ્વરનું પ્રત્યેક નામ અનેક દીવ્ય શકિતઓ ને અમૃતથી ભરેલું હોય છે.

એક વિરોધી કહે છે: " જો હું શેરડી–શેરડી એમ બોલું તો શું શેરડી આવી પડશે? હું ફકત રામ–રામ બોલું તેથી ઈશ્વર કેવી રીતે જોવાય? શેરડીની બાબતમાં શેરડી વસ્તુ તમારાથી બ્હાર બીજી વસ્તુ છે, જ્યારે ઈશ્વર તો તમારા પોતામાં જ તમારા હૃદયમાં વસે છે. તે તમારી નજીક જ છે. રામ, રામ બોલવાથી મન એકાગ્ર થાય છે. તે (મન) શાંતિમાં ઓગળી જાય છે અને હૃદયમાં તમને ઈશ્વરના દર્શન થાય છે. ઇશ્વરનું નામ ઇશ્વરના જેટલું જ શકિતશાળી છે. ઈશ્વર એ ચૈતન્ય છે અને તેજ પ્રમાણે તેનું નામ પણ છે.

એક માણસ ભર ઉંઘમાં છે. તેનામાં અને તેની સાથે જ પ્રાણો હોય છે. તમે તેને ' પ્રાણ '–' પ્રાણ ' કરીને બોલાવો તો સાંભળશે નહિં. પણ તેને પોતાના નામથી–દાખલા તરીકે ' રામ ' કે ' શ્યામ ' એવા નામે બોલાવશો તો તે સાંભળશે ને ઉંઘમાંથી જાગી ઊઠશે. નામનો આ મહિમા છે. નામ બીજું કાંઇ નથી પણ ચૈતન્યનું સ્વરૂપ જ છે.

બધીય ચીજો કરતાં પૃથ્વિ સૌથી મોટી છે, એ પૃથ્વિ આદિ–શેષ પર ઉભી છે. એથી પૃથ્વી કરતાં આદિશેષ મોટા છે. શેષ ( નાગ ) ભગવાન શિવના હાથમાં આભૂષણરૂપ છે, એથી

શેષ કરતાં સદાશિવ મોટા છે, શિવ સદાય શ્રીરામનુ ધ્યાન ધરે છે, એથી સદાશિવ કરતાં શ્રીરામ મોટા છે. શ્રીરામનુ નામ હજુયે સ્મરણમાં લેવાય છે, એથી શ્રીરામ કરતાં શ્રીરામનુ નામ મોટુ છે. કામ ને ખરાબ ઇચ્છાઓથી ભરેલા મન પર ઈશ્વરના નામનું કીર્તન અસામાન્ય અસર કરે છે. તે અગણિત લાભો આપે છે. તેમાં જરાયે શંકા હોતી નથી.

- ઇશ્વર પ્રારંભમાં આકાશ અગર ધ્વનિરૂપે પ્રગટ થયા. ધ્વનિ એ આકાશનો ગુણ છે. ધ્વનિ એ સ્પંદન આંદોલનો છે. તે ચોક્કસ રૂપને ઉત્પન્ન કરે છે. આ દ્રષ્યમાન જગત પર પ્રત્યેક ધ્વનિ ચોક્કસ રૂપ ઉપજાવે છે; એવા ધ્વનિઓના મિશ્રણથી વાંકાચૂકા મિશ્રિત આકારો ઉપજે છે. વિજ્ઞાનના પુસ્તકોમાં એવા પ્રયોગોના વર્ણન છે કે વાજીંત્રના સૂરો વડે રેતીની પથારીમાં ચોક્કસ પ્રકારની ભૂમિતિની આકૃત્તિઓ પડી હતી. આ પરથી એ સિદ્ધ થાય છે કે રાગ–તાલ–બધ્ધ–ધ્વનિના આંદોલનો ભૂમિતિની આકૃત્તિઓ બરોબર ઉત્પન્ન કરે છે. સંગિતના વિષય પરના હિંદુશાસ્ત્રના પુસ્તકો જણાવે છે કે જુદા જુદા પ્રકારના સૂરો–રાગ રાગિણીઓ દરેકનું ચોક્કસ રૂપ છે. દાખલા તરીકે મેઘરાગનુ સ્વરૂપ હાથી પર બેઠેલા શોભાયમાન રાજવી જેવું કહેવાય છે. વસંત રાગ પુલોથી શણગારાયેલા સુંદર યુવાનના રૂપનો કહેવાય છે. આ બધું દર્શાવે છે કે ચોક્કસ રાગ કે રાગિણી જો બરોબર શુદ્ધ રીતે ગવાય તો તે આકાશમાં ચોક્કસ આંદોલનો ઉત્પન્ન કરે છે, જે આંદોલનો ચોક્કસ રૂપ ઉપજાવે છે. "ધ્વનિની આકૃતિઓ"નો ઈશ્વરી બક્ષિસવાળા લેખિકા શ્રીમતિ વૉટસ હયુજીસે હાલમાં કરેલા કેટલાક પ્રયોગો પણ ઉપરના સિદ્ધાંતને પુષ્ટિ આપે છે. શ્રીમતિ હયુજીસે ઘણા વર્ષોની સતત ચીવટાઇભર્યાં મક્કમ ને શાંત પરિશ્રમો વેઠી ધ્વનિના રૂપો વિષયમાં ઘણી અજાયબ શાસ્ત્રીય શોધખોળ કરી હતી, તેના પ્રયોગો લોર્ડ લેઇટનના છબીઘરમાં થોડાક આમંત્રિત તુભાવો સમક્ષ ભાષણ સાથે બતાવ્યા હતા, શ્રીમતિ

'ઇડોફોન' નામનું સાદુ વાજીંત્ર વગાડે છે, જે એક નમનીય પડદો અને ગજનુ બનેલું છે, અને તે જૂએ છે કે પ્રત્યેક સૂર ચોક્કસ એકધારૂ રૂપ ધરે છે કે જે કોઇ સંવેદનિક ને ચંચળ એવા સાધનદ્વારા જાણી શકાય છે. પોતાના ભાષણની શરૂઆતમા તેણે નમનીય પડદા ઉપર ઝીણા બી મૂકયાં, અને વાજીંત્ર વગાડતા જે સૂરો નિકળ્યા તેનાથી ઉપજેલા હવામાંના આંદોલનોથી તે બી ફેકાઇ ફેંકાઇને ચોકક્સ ભૂમિતિની આકૃતિઓમા ગોઠવાઇ ગયા. પછી તેણે જુદીજુદી જાતની ધૂળ વાપરી. ધ્વનિઓથી ઉત્પન્ન થયેલી આકૃતિઓ સંબંધમા છાપાના પ્રતિનિધિએ જણાવ્યુ હતું કે તે બરોબર જોઇ શકાય એવી ચોકક્સ બાજુઓ બતાવતી ભૂમિતિની આશ્ચર્યકારક આકૃતિઓ હતી, એવી રીતે તાગ, સાપ ચકકર વગેરે કલ્પનાને ખળભળાવે એવી આકૃતિઓ બતાવવામા આવી એક વખત જ્યારે શ્રીમતિ હયુજીસ પોતાનુ વાજીંત્ર વગાડતા હતા ત્યારે સ્વર્ગની પરિ દેખાઇને અદ્રશ્ય થઇ જતી ફરીથી પરિના દર્શન કરવા માટે તેણે તેમજ સૂર એક અઠવાડિયા સુધી વગાડયો ત્યારે તે સફળ થયા હતા. લોર્ડ લેઇટનના જીમીખરમા એવા અદ્દભૂત પ્રયોગો તેમણે બતાવ્યા હતા.

ફ્રાન્સમાં મેડમ ફ્રીતલેંગે કુમારી મેરી વિષે ગીત ગાયું હતું. જે પરથી મેરી તેના બાળક ઇસુ તેના ખોળા પર એવી આકૃતિ ઉત્પન્ન થઇ હતી. ફ્રાન્સમાં ભણતા બનારસના એક બંગાળી યુવાને ' ભૈરવ ' નુ ગીત ગાયું હતું જે પરથી ભગવની તેના વાહન કુતરા સાથેની આકૃતિ ઉપજી હતી.

આ પ્રમાણે ભગવાનના નામનું વારંવાર કીર્તન, તમે જે દેવ ને પૂજવા ઇચ્છતા હોય તેનું રૂપ ઘડે છે. આ આકૃતિ, સર્વાત્માની સર્વશકિત પર ધ્યાન કરવાનુ કેન્દ્ર બને છે. એ કેન્દ્રમાંથી ઝરતી ઇશ્વરી શકિત કીર્તનકારના હૃદયમાં સંચાર કરે છે ને શરીરમા વ્યાપે છે.

જ્યારે ધ્યાનમગ્ન સ્થિતિને પ્રાપ્ત કરાય છે ત્યારે આંતરિક વૃત્તિનુ ઝરણુ પુષ્કળ વધી જાય છે. જેમ જેમ વધુ ધ્યાનમગ્નતા, તેમ તેમ આ અસર વધુ સ્પષ્ટ જણાય છે. મનના ઉર્ધ્વ ધ્યાનથી મસ્તક દ્વારા એ શક્તિનો ધસારો થાય છે અને પરિણામે ફૂળાં વિદ્યુત્કણુની આલ્હાદક વર્ષા વરસે છે. નીચે વહેતી એ શક્તિદ્વારા ઉદ્ભવતી અસર શરીરમાં ગજબ તેજનો સંચાર કરે છે, જાણે મૃદુ વિજળીમાં નાહ્યા હોય એવું લાગે છે.

ઉપરના પ્રયોગો નીચેની બાબતો સ્પષ્ટ કરે છે ·

૧. ધ્વનિ રૂપ ઉત્પન્ન કરે છે.

૨. ચોકક્સ રાગ ચોકક્સ જ રૂપ ઉપજાવે છે.

૩. જે અમુક જ રૂપ ઉપજાવવું હોય તો અમુકજ રાગ અમુક રીતે ગવાવો જોઇએ.

૪. એવા હેતુ માટે કોઇ બીજો રાગ કોઇ બીજી રીત, લગભગ તેના જેવો જ બીજો રાગ પણ ચાલી શકે નહિ. દાખલા તરિકે ' અગ્નિ મીલે પુરોહિતમ્ '–" વહ્નિ મીલે પુરોહિતમ્ " એમ ચાલી શકે, પણ " ઇલ્લે અગ્નિમ્ પુરોહિતમ્ " ચાલી શકે નહિં, એવો ફેરફાર કરવામાં મંત્રની અસર નષ્ટ થાય છે.

અર્થાત્ મંત્રના શબ્દોમાં ફેરફાર કે તેનો તરજુમો કરી શકાય નહિ. જો મંત્ર, સ્વર કે વર્ણમા ખામીવાળો હોય, તો તે ખોટી રીતે બોલાયાથી તેની અસર ધાર્યા કરતાં તદ્દન ઉંધીજ થવા પામે.

પણુ શ્રીરામનુ નામ કે ભગવાનના કોઇ પણ નામ જેવા કે શિવ, કૃષ્ણુ, હરિ, વિગેરે માટે આમ નથી. આ નામો ગમે તેમ ને ગમે તેવી રીતે ગવાય તો પણ હરકત નથી. " ઉલ્ટા નામ જપત્ જગ જાના; વાલ્મીકિ ભયે બ્રાહ્મણ સમાન. " એ તો સુવિખ્યાત બીના છે કે વાલ્મીકિ, જે પહેલાં રત્નાકર નામનો

પારધિ હતો, તે ઉલ્ટું નામ. 'રામ રામ' ને બદલે 'મરા-મરા' બોલીને બ્રહ્મ (ભગવાન) સાથે એક થયો હતો. "રામ નામ જપતે રહો–રીહ ભજે યા ખીજ–ઉલ્ટા પુણ્ય ઉપજે, જૈસા ધરતી કો બીહ" એથી ભગવાનના નામનું રટણ કરો. પ્રેમથી, સહૃદય ભાવથી બોલો કે રોષમાં બોલો, તેની યોગ્ય અસર થવાની જ. જેમ બીઆંના તરૂ થાય ને ઝાડ થાય, પછી તે ખેડુતે બરાબર રીતે વાવ્યાં હોય કે ખેતરમાં ગમે તેમ નાખી મૂકયા હોય.

## ૩. સંકીર્તનથી લાભો

જે સંકીર્તન કરે છે તે શરીર તથા જગતને ભૂલી જાય છે. સંકીર્તન દેહાભ્યાસ (શરીર તે હું છું એવો અહંકાર) દૂર કરે છે. તે દૈવી સ્ફુરણાવાળું જ્ઞાન આપે છે. તુકારામ ખેડુત હતા. તે પોતાની સહી પણ કરી શકતા ન હતા. તે સદાય હાથમાં કીરતનીઆ લઇ ' વિઠ્ઠલા '—' વિઠ્ઠલા ' એ પ્રમાણે શ્રી કૃષ્ણના નામનું કીર્તન કર્યા કરતા. તેમણે શ્રીકૃષ્ણનું માનુષિક દેહમાં દર્શન કર્યુ હતું. તેમની આંતરિકચક્ષુ–જ્ઞાનચક્ષુ સંકીર્તનથી ખુલી હતી. તેમના પ્રેરણાત્મક અભંગો મુંબઇ વિશ્વવિદ્યાલયના એમ. એ. ના વિદ્યાર્થીઓ માટે વર્ગ પુસ્તક છે. અશિક્ષિત, લખી નહિં જાણનાર તુકારામમાં એ જ્ઞાન કયાંથી આવ્યું ? તેમણે સંકીર્તન દ્વારા જ્ઞાનનું ઝરણ ફોડયું. ભાવ–સમાધિ કે જે ઉંડા સંકીર્તનથી તેમણે પ્રાપ્ત કરી હતી, તેના દ્વારા તેઓ દીવ્ય મૂળસ્થાનમાં પેસી ગયા હતા. આ સ્પષ્ટ બતાવતું નથી કે ઇશ્વર હયાત છે, અને જ્ઞાન ઇશ્વરનું સ્વરૂપ છે, અને એ જ્ઞાન–પ્રાપ્તિ માટે સંકીર્તન એક બળવાન અસરકાર સાધન છે ?

આ કળિયુગમાં સંકીર્તન વડે ઇશ્વર દર્શનની અમર દીવ્ય–જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. સંકીર્તનથી પ્રેમ જાગૃત થાય છે. સંકીર્તન ઇશ્વર—ચૈતન્ય પ્રાપ્તિ માટે સહેલો, ખાત્રીવાળો, સલામતીવાળો

ને જલ્દી ફળ આપનારો રસ્તો છે. જેઓ શરૂઆતમાં પોતાના મનને આનંદ માટે સંકીર્તન કરે છે તેઓને થોડા સમય બાદ સંકીર્તનની મનશુદ્ધિકારક અસર જણાશે, અને પછી તેઓ ભાવ ને શ્રદ્ધાથી તે કરશે. ભગવાનના નામમાં અદ્‌ભૂત શક્તિ છે. મનુષ્ય એકલો રોટલીથી જીવી શકશે નહિ, પણ એકલા ઇશ્વિરના નામથી જીવી શકશે.

ભગવાનના નામોના ગાનથી ઉપજેલ સંવાદિત આંદોલનો ભક્તોને પોતાના મન સહેલાઇથી કાબુમાં લેવામાં મદદ કરે છે. તે મનો પર અતિ આલ્હાદક અસર કરે છે. તે મનને તુરત જ તેના પુરાણા ખાડામાંથી ઉંચકી લઇ દીવ્યાનંદ ને તેજોમ્બારવાળી ભવ્ય ઉચ્ચ કક્ષાએ ચઢાવી દે છે. જો હૃદયના ઉંડાણમાંથી પૂર્ણ-ભાવે પ્રેમથી સંકીર્તન કરવામાં આવે તો ઝાડો, પક્ષીઓ ને પશુઓ પર પણ ઉંડી અસર થાય છે. તેઓ જવાબ આપશે. સંકીર્તનની એવી જબરી અસર છે. જ્યાં સંકીર્તન થાય છે તે જગ્યાએ દેવો, ઋષિઓ ને સિધ્ધો આવે છે. ત્યાં મંડપની આજુબાજુ ચોતરફ દીવ્ય પ્રકાશ જોઇ શકાશે. સંકીર્તન આવા લાભદાયક પરિણામો કેવી રીતે આપે છે, તે ભક્તને ભગવાનના સાન્નિધ્યમાં કેવી રીતે લાવે છે તે હવે સમજાવાશે.

જીવાત્મા અગર વ્યક્તિ—આત્મા—પરમાત્મા અગર સર્વશ્રેષ્ઠ આત્મા સાથે ઉત્ક્રાંતિ અગર ઉંચે ચઢવાના માર્ગ દ્વારા જ એક થઇ શકે છે. એ ( ઉંચે ચઢવાનો માર્ગ ) માર્ગે નાદ ( બ્રહ્મ )ની ઉપાસના દ્વારા આધ્યાત્મિક નિઃસરણીના એક પછી એક પગથિયાં ચઢીને જવાય છે. નાદ બે પ્રકારના છેઃ એક સ્થૂલ ( વ્યક્ત—અહત ) અને બીજો સૂક્ષ્મ ( અવ્યક્ત—અનહત ). પહેલા દ્વારા બીજામાં જવાય છે. જીવાત્માનું પરબ્રહ્મ સાથે ઐક્ય અગર ઉચ્ચ નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત કરવા માટે પ્રાણનો શરીરમાંના અગ્નિ સાથેનો સંયોગ અનિવાર્ય આવશ્યક છે. મૂલાધારનો અગ્નિ બીજ રૂપ છે.

જેને 'રા'ની સંજ્ઞા અપાય છે. તે મૂર્ધ અગર બ્રહ્મરન્ધ્રમાંના પ્રાણને મળવા માટે ઉંચે ચઢે છે. એ પ્રાણને 'મ' સંજ્ઞા અપાય છે. એ પ્રમાણે 'રા' 'મ' નો સંયોગ એ તારક બીજ છે, જેના દ્વારા વ્યક્તિ આત્મા બીજે પાર અભય ને અમરતાને સ્થાને જઈ શકે અને શાશ્વત સૌખ્ય ને પરમાનંદ પ્રાપ્ત કરી શકે. સૂક્ષ્મ નાદને પહોંચવા માટે સંકીર્તન સહેલો ઉપાય છે અને પરિણામે દીવ્ય-ઐક્યતા મેળવી શકાય છે.

અંતઃકરણ એ સૂક્ષ્મ-ભૂત (ધાતુ) ના મૂળના સૂક્ષ્મ તત્ત્વો-એટલે તન્માત્રાઓનું બનેલું છે. મન એ વાયુ તન્માત્રામાંથી બનેલુ છે. પાણીની તન્માત્રામાંથી ચિત્ત બનેલું છે. પૃથ્વી તન્માત્રામાંથી અહંકાર બન્યો છે.

જેમ તન્માત્રા વધુ ને વધુ સૂક્ષ્મ તેમ તે વધુ ને વધુ પ્રબળ છે. પાણી પૃથ્વિ કરતાં વધુ પ્રબળ છે કારણ તે પૃથ્વિ કરતાં સૂક્ષ્મ છે. પાણી પૃથ્વિને ઘસડી જાય છે. અગ્નિ પાણી કરતાં વધુ પ્રબળ છે કારણ તે પાણી કરતાં સૂક્ષ્મ છે. અગ્નિ સર્વ ધાતુને સૂકવી નાખે છે. હવા અગ્નિ કરતાં વધુ પ્રબળ, કારણ તે અગ્નિ કરતાં સૂક્ષ્મ છે. વાયુ અગ્નિને હારી દે છે. આકાશ વાયુથી વધુ પ્રબળ છે, કારણ તે વાયુથી સૂક્ષ્મ છે. હવા આકાશમાં રહે છે. આકાશ વાયુનું આશ્રય સ્થાન છે. આકાશમાંથી વાયુ ઉદ્દભવે છે; વાયુમાંથી અગ્નિ; અગ્નિમાંથી પાણી; પાણીમાંથી પૃથ્વિ ઉદ્દભવે છે. વિશ્વના મહાપ્રલય સમયે, પૃથ્વિ પાણીમાં ભળી જાય છે, પાણી અગ્નિમાં, અગ્નિ વાયુમાં અને વાયુ આકાશમાં ભળી જાય છે.

મન પાંચ વિષયોનો ઉપભોગ કરે છે. મન એ માણસને પરમાત્મા અગર સર્વશ્રેષ્ઠ આત્માથી જૂદી પાડનારી હદરૂપ છે. આ પાંચ સૂક્ષ્મ તત્વો-તન્માત્રાઓ-પૃથ્વિ, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, જેનું અંતઃકરણનું શરીર બન્યું છે, તે આત્મારૂપી

મણિને લૂંટી જનારા પાંચ લૂંટારૂઓ છે. આમાં આકાશ લુંટારૂઓનો સરદાર છે. જો તમે આકાશને કાબુમાં લઇ શકો, જો તમો સરદારને નિયંત્રણમાં લઇ શકો તો બીજા ચાર લુંટારા-તન્માત્રાઓ સહેજે કાબુમાં આવી જાય. જો પાંચ તન્માત્રાઓને કાબુમાં લઇ લો તો મન આપમેળે કાબુમાં આવી જાય. આકાશનો ગુણ (કાર્ય) શબ્દ-સ્વર-ધ્વનિ. જો તમો શ્રીહરિનું નામ સ્વરબદ્ધ ને સંવેદન સહિત મધુર સૂરે ગાઓ, તો તમો આકાશ-તત્વને કાબુમાં લઇ શકો, અને પછી બીજી તન્માત્રાઓ (તત્વો) ને મન પણ સહેજે કાબુમાં આવી જાય. આ પ્રમાણે સંકીર્તન જીજ્ઞાસુ ને મનને સહેલાઈથી કાબુમાં લેવામાં અને તે દ્વારા ઇશ્વરના ભાનને પ્રાપ્ત કરવામાં મદદ કરે છે. જ્યારે તેમનું નામ ગવાય છે ત્યારે ભગવાન ખૂબ જ રાજી રહે છે.

મધુર સંગિત શરીરની નાડીઓને શાંતિ આપે છે. અમેરિકામાં દાકતરો સંગિતવડે પણ કેટલાંક દર્દો મટાડે છે. શેકસપીઅર જણાવે છે: "જેનામાં સંગીત નથી તે ખાનાખરાબી કરનાર, દ્રોહ કરનાર કે દાવપેચવાળો હોય છે. કાળ જેવી તેની ગતિ ને અંધકાર જેવી તેની લાગણી હોય છે. કોઈ તેનો ભરોસો ન કરે. સ્વરૂ ભાન તપાસો."

સતત સંકીર્તનથી મન શુદ્ધ થાય છે. તે સારા ને સાત્વિક વિચારોવાળુ બને છે. દરરોજના સંકીર્તનથી સારા સંસ્કારો વધુ પ્રબળ બને છે. જે માણસ પોતાના મનને સારા પવિત્ર વિચારો કરવા માટે કેળવે છે તેનું મન માત્ર સારા જ વિચારો કરવાની વલણવાળું બને છે. તેનું ચારિત્ર્ય સતત સારા વિચારો વડે જ ઘડાતું ને બંધાતું હોય છે. જ્યારે સંકીર્તન દરમ્યાન મન ઇશ્વરના સ્વરૂપનું ધ્યાન ધરે છે ત્યારે મનનું સૂક્ષ્મ શરીર ઇશ્વરના સ્વરૂપમાં જ ફેરવાઈ જાય છે. મન પર કોઇ . અસર રહી જાય તેને સંસ્કાર કહે છે. એક પ્રકારનું

વારંવાર થવાથી તેના સંસ્કારો વધુ પ્રબળ બને છે અને તેના વડે મનમા તે પ્રમાણેની વલણ કે ટેવ પડે છે. જે ઈશ્વરના વિચારો જ કર્યા કરે છે તે, તે પ્રકારના સતત વિચાર અને ધ્યાનને કારણે, પોતાની જાતને ઇશ્વરીતત્વમાં ફેરવી દે છે. તેના ભાવો ને વલણો શુદ્ધ ને સાત્વિક બને છે ઉપાસ્ય ને ઉપાસક, પૂજ્ય ને પૂજારી, ધ્યાન કરવાનું સ્થાન ને ધ્યાન કરવાવાળો, વિચાર કરવાનું સ્થાન ને વિચાર કરવાવાળો એ એક જ બની જાય છે. એને સમાધિ કહે છે. એ સંકીર્તન અગર ઉપાસનાનું ફળ છે.

મારા વ્હાલા મિત્રો! દરરોજ સંકીર્તન કરો. સંકીર્તન ભક્તિનો સર્વત્ર પ્રચાર કરો. સંકીર્તન દ્વારા વિશ્વપ્રેમને બઢાવો. ઠેર ઠેર સંકીર્તન મંડળીઓ સ્થાપો. સંકીર્તન કરીને પૃથ્વિ પર પ્રત્યેક ઘરને વૈકુંઠ બનાવો. તમારા સત્-ચિત્ત-આનંદ-સ્વરૂપનો સાક્ષાત્કાર કરો!!

## ૪. સંકીર્તનકારો! જાગો

હાલના સમયની સંકીર્તન મંડળીઓ ને સમાજોએ સંગીત-કલબોનું રૂપ લીધું છે. સભ્યો ફક્ત માનસિક તાજગી-આરામ માટે જ સંકીર્તન કરે છે. તેઓમા આતરિક ઈશ્વર-પ્રેમ કે શુદ્ધ ભાવ નથી હોતો. તેઓમા નામ માટે રૂચિ કે ભગવાનના નામોમા રહેલી અગાધ-શક્તિ માટે અંતઃકરણની શ્રદ્ધા હોતી નથી.

સંકીર્તન દરમ્યાન જો સગિત ન હોય, કે હારમોનિયમ વાગતુ ન હોય તો સભ્યો તરત જ તે સ્થાન છોડી જવા માંડે છે. ત્યાં હાજરી તદ્દન કંગાળ બની જાય છે. ઘણા તો માત્ર મનોરંજન ખાતર અગર શ્રવણેન્દ્રિયને સહેજ ખુશ કરવા, સંકીર્તન કરતા હોય છે. એથી સંકીર્તનની ચળવળ આગળ વધતી

નથી. સંકીર્તન સમાજો ને મંડળાઓ ઘાસની માફક જન્મે ને મરી જાય છે. સંકીર્તનકારોએ વાદ્ય—વાજીંત્રો વિના સંકીર્તન કરવું જોઇએ. જો હારમોનિયમ કે તબલાં નથી હોતા, તો સંકીર્તનકારોને કીર્તન કરવું-કરવાનું મુશ્કેલ લાગે છે. આ ગંભીર પ્રકારની ન્યૂનતા કે નિર્બળતા છે. વાદ્ય-વાજીંત્રો વિના જ્યારે સંકીર્તન કરવામાં આવે છે ત્યારે ચોક્કસ પ્રકારનું અવર્ણનિય સૌખ્ય અનુભવાય છે; આગળ વધેલા વિદ્યાર્થીઓ, જેમના હૃદય શુદ્ધ થયાં હોય, તેઓ વાજીંત્રોનો ઉપયોગ કરે, કારણ તે મદદરૂપ છે. પણ જો હૃદય શુદ્ધિ નહિં હોય તો, સંગીત માણસને અજ્ઞાનતા ને ઉંડા અંધકારના ખાડામાં ફેંકી દે છે અને મનને તમસ ને કામથી ભરી દે છે.

સંકીર્તન બ્રહ્મ મુહૂર્ત સવારે ૪ થી ૬ કલાક દરમ્યાન કરવું જોઇએ. તેનાથી અગણિત ફાયદા થાય છે. ખાસ પ્રયત્ન કે મહેનત કર્યા સિવાય જાગૃત થશે. રાત્રે વાદ્ય—વાજીંત્રો સાથે સંકીર્તન કરવામાં આવે, તો કેટલાક આસુરી આત્માઓ, અજ્ઞગઢ ને મૂઢ લોકોમાં સંગીત કામ ઉત્પન્ન કરવા સંભવ છે, કારણ તેમનામાં પાશવી વૃત્તિઓ પ્રબળ હોય છે. ઉચ્ચ કેળવણી પામેલા મોટા નિષ્ણાત ગણાતા એવા પણ, જો તેમના મનમાં કામ વાસના દાખલ થઇ તો, તેઓ તેના નિઃસહાય ભોગ થઇ જાય છે.

માણસો વર્ષ બે વર્ષ તો અતિ ઉત્સાહ અને ઉમંગથી સંકીર્તન કરે છે, પણ પછી તેવો જ રસ દેખાડતા હોતા નથી. તેઓ મંદ ને આળસવાળા બની જાય છે. આ ઇચ્છવા-જોગ નથી. જીંદગીભર શરૂઆતના જેવો જ ઉમંગ રાખવો જોઇએ. જેમ ખોરાક એક દિવસ પણ છોડી દેવાતો નથી, તેમ સંકીર્તન એક દિવસ પણ મૂકાવું નહિં જોઇએ. સંકીર્તન આધ્યાત્મિક ખોરાક છે, શરીર ને મનને તાજગી આપનાર પુષ્ટિ છે. તમે સંકીર્તન વડે જીવી શકો છો.

આજે તમો જોઈ રહ્યા છો કે સકીર્તન ચળવળ સર્વત્ર કૂદકે ને ભૂસકે આગળ વધી રહી છે. હિંદુસ્તાનના અનેક ભાગોમાં અનેક મંડળાઓ સ્થપાઈ છે અને અંગ્રેજી ભણેલા નાસ્તિકો, પ્રમાણવાદીઓ ને અજ્ઞેયવાદીલોકો પણ હાથમાં કીરતનીઆ અને કીરતાલો લઇને સંકીર્તન કરી રહ્યા છે. બુલંદશાયર, ખેડા, ગ્વાલીઅર, રૂરકી, સહરાનપુર, જલંદર, લાહોર, જમ્મુ અને એવા બીજા સ્થળોએ સંકીર્તન પરિષદો મળી રહી છે. એથી એવી આશા રાખવામા આવે છે કે ટૂંક મુદતમાં એક મહાન ઈશ્વરી અવતાર થવો જોઇએ એ માટે ભૂમિકા તૈયાર રહી છે.

એ દિલગીરીની બીના છે કે આધુનિક સમયમા ઘણાખરા ભક્તો સખી—ભાવને ખોટી રીતે સમજે છે, તેઓ આ સ્થૂળ શરીરને સખી તરીકે માને છે. તેઓ સ્રીનો વેશ ધારણ કરે છે ને ઘણાં બેહૂદા, મનસ્વી કાર્યો કરે છે. આ ગભીર ને શોકજનક ભૂલ છે. જીવ ચૈતન્ય અથના વ્યકિત આત્મા એ સખી છે સખી–ભાવ એ કેવળ આંતરિક સ્થિતિ છે તે માત્ર બાહ્ય દેખાવ નથી. વ્યકિત આત્મા, આત્મ—નિવેદનથી પરમાત્મા સાથે જોડાય છે. પ્રેમપાત્ર ને પ્રેમ કરનાર એકરૂપ થાય છે. આ ભકિતનું રહસ્ય—અતિમ લક્ષ્ય છે ભકિત બે વચ્ચે શરૂ થઈ એકમા પરિણમે છે. કેટલાક લોકો સખી ભાવનુ ખરૂં રહસ્ય સમજી શકતા નથી. એથી કેટલાક સ્થળે સકીર્તન મંડળીઓમાં બાહ્યાચાર —બગાડો થાય છે સંકીર્તન મડળીઓના પ્રમુખોએ આ કીડાનો નાશ કરવો જોઇએ કે જે ભકિતરૂપી ઝાડનું સત્વ ચૂસી લઈ, ભકિતના સખી-ભાવના રહસ્યને નુકશાન પહોચાડે છે

જ્યારે તમો શ્રીહરિના નામનું ગાન કરો ત્યારે માનો કે શ્રીહરિ તમારા અંત કરણમા બીરાજેલા છે ઇશ્વરના પ્રત્યેક નામ સર્વ શકિતવાળા ઐશ્વર્યથી ભરેલા છે, નામની શકિતથી જુના

ઝેરીલા સંસ્કારો અને વાસનાઓ બળી જાય છે મન સત્વ અને પવિત્રતાથી ભરાઈ જાય છે, રાજસ ને તમસ સંપૂર્ણ રીતે નાબુદ થાય છે, અજ્ઞાનતાનો પડદો ચીરાઇ જાય છે. તેમના રૂપ ને ગુણોનું ધ્યાન કરો. ત્યારેજ તમને સંકીર્તનના સર્વ ફાયદાઓ મળશે.

## ૫. સંકીર્તનમાં બગાડ

ઘણા માણસો સંન્યાસીઓના વેશમાં મોટી દાઢી ને માથા પર વાળના ગુંછળાંવાળા, ઘણા કહેવાતા યોગીઓ ને યોગના અભ્યાસીઓ, ઘણા ખોટા ધર્મ પ્રચારકોને પીરસ્તાઓ અને કેટલાક પોતાને અવતાર કહેવડાવનારાઓ બહાર પડતા હોય છે અને લોકોને અનેક રીતે છેતરે ને ભમાવે છે. એક ઉપદેશક કહે છેઃ " અરે, મારી સ્ત્રી ભકતો! પુરૂષો ને સ્ત્રીઓમાં કાંઇ ફેર નથી. સઘળું બ્રહ્મ અથવા કૃષ્ણ છે. હું કૃષ્ણ છું. તમો બધી ગોપીઓ છો, આવો, આપણે રાસલીલા રમીએ!" આવી રીતે તે વાતાવરણને મેલું, ગંદુ બનાવે છે. એક કહેવાતા વેદાન્તી કહે છેઃ " અસી બ્રહ્મનઃ તુસી બ્રહ્મન. હું બ્રહ્મ છું—તું બ્રહ્મ છે, આપણે બ્રહ્મ સુખનો ઉપભોગ કરીએ!" તેઓ શરીરને નિર્મળ આત્મા લેખે છે. નિરર્થક વેદાન્તી! આ ગંદા શરીરને તે આત્મા લેખાતો હશે!

અરે વ્હાલા મિત્રો! આવા ખોટા પીરસ્તાઓ, ઇશ્વરના કહેવાતા દૂતો અને બની બેઠેલા યોગીઓથી સાવચેત રહો! તેઓ સૈતાનના દૂતો હોય છે કે જેઓ સનતાન ધર્મના સાચા પીરસ્તાઓની માફક જ પ્રચાર કરે છે. તેઓ યોગીઓ, સંન્યાસીઓ, સન્તોના વેષ ધારણ કરી ( ઉદર નિમિત્તે બહુકૃત વેશઃ ) પોતાના પેટ ભરવા, લોકોને ખોટે રસ્તે દોરે છે. તેઓ કાળાં મેંઢાં છે. સખ્ત તપાસ કરી તેમને હાંકી કાઢવા જોઇએ. આજના સમયે એક મજબૂત વ્યવસ્થિત આધ્યાત્મિક સંસ્થાની ખાસ આવશ્યકતા છે.

સંકીર્તનના ક્ષેત્રમાં પણ બગાડાએ પગ પેસારો કર્યો છે. બગાડાનો એ કીડો દૂર થવો જોઇએ ને સંકીર્તન આચાર્યો ને પ્રચારકોએ સંકીર્તનના ક્ષેત્રનું સંરક્ષણ કરવું જોઇએ. સંયુક્તપ્રાંત, બીહાર અને એ પંજાબમાં સંકીર્તનની ચળવળ મજબુત બની રહી છે, અને જાણીને આનંદ થાય છે કે, પ્રત્યેક મહોલ્લા, પ્રત્યેક ઘરમાં ખૂબ ઉમંગથી સંકીર્તન થાય છે.

ઘણાં વેષધારી સંકીર્તનકારો પોતાનું પેટ ભરવાના હેતુથી આ ચળવળમાં જોડાયા છે. કારણ હવે સંકીર્તન સારી આવક આપે છે એથી તેને એક ધંધો બનાવી મૂક્યો છે. ઘણી કહેવાતી મીરાંઓ ને કહેવાતા ભાવ—સમાધિવાળાઓ નીકળી પડયા છે. તેઓ માંચડા પર ખુલ્લી રીતે ભાવ—સમાધિનો ઢોંગ કરે છે ને કહે છે કે તેમણે કૃષ્ણનું દર્શન કર્યું છે. લોકોને પણ તેઓ શ્રીકૃષ્ણ બતાવશે એમ કહી તેમને ઠગે છે. આ કેવળ છેતરપીંડી છે. લોકોએ આવા વેષધારી સંકીર્તનકારોથી ઠગાવું નહિ જોઇએ. બજારૂ છોકરાઓને માંચડા પર લીલા ભજવવાની તાલીમ આપવામાં આવે છે અને પછી તેમને સંકીર્તનના સ્થાન પર લીલા કરવા લાવવામાં આવે છે. જોનારાઓના મન પર આ હાનીકારક અસર કરે છે. લીલા તો માત્ર ખૂબ સંયમશીલ, ઉન્નત થયેલા આત્માઓ, મહાત્માઓ કે સંન્યાસીઓ થોડાક ખાસ પસંદ કરેલા ભક્તો આગળ જ કરી શકે. તે જાહેર માંચડા પર કદિ પણ બતાવવી નહિ જોઇએ. સંસારીઓ લીલા—કીર્તન જોવાની બહુ ઉમેદ ધરાવે છે ને જો એવી લીલા જોવામાં આવે તો 'વાહ વાહ વાહ 'ના પોકારો કરે છે. કેવા અજ્ઞાનીઓ ! તેઓ સેતાનના દૂતોથી સહેલાઇથી છેતરાય છે.

શ્રીકૃષ્ણનું દર્શન એટલું સોંઘુ નથી. મીરાંઓ કે અવતારો પાંચસો વર્ષ દરમ્યાન એક વાર થાય છે. મહાત્માઓ સાથે સત્સંગ રાખો. ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરો. જપ કરો. ધ્યાન

ધરો. વિચારો કે 'હું કોણ છું' સાત્વિક ગુણો કેળવો. યમ નિયમોનુ પાલન કરો. તમો સેતાન અને તેના દૂતોના ફંદામાંથી ઉગરશો. તેઓ તમારાથી ખૂબ ભયભીત રહેશે ને નાશી જશે.

ભગવાનને સંપૂર્ણ આત્મ-સમર્પણ કરી, નિયમિત સંકીર્તન કરતાં પૂર્ણ ઓજસવાળી સ્થિતિમાં દીવ્યાનંદના મહાસાગરમાં ડૂબેલા એવા તમો રહો!

## ૬ અખંડ કીર્તન

અખંડ એટલે ચાલુ-વચમાં અટક્યા વિના-કીર્તન એટલે ભગવાનના નામનું ગાન. અખંડ કીર્તન એટલે ભગવાનનું નામ ચાલુ જ ગાવું તે. અખંડ કીર્તન એ ઘણી જ સરસ આધ્યાત્મિક સાધના છે. આ સમય દરમ્યાન સઘળી અનિષ્ટ વૃત્તિઓ નાબુદ થાય છે. અખંડ કીર્તનથી મન સહેલાઈથી કાબુમાં લઈ શકાય. વિષયો તરફ ભમવાની ટેવવાળા મનને અખંડ કીર્તનથી સહેલાઈથી તેમ કરતાં અટકાવી શકાય છે. અખંડ કીર્તન કરવાથી મનને વિષયોનું ચિંતન કરવાનો અવકાશ કે તક મળતાં નથી. મનને સંયમમાં રાખવા માટે અખંડ કીર્તન સહેલું પણ પ્રબળ અસરકારક સાધન છે. મન સત્વથી ભરાય છે. અખંડ કીર્તનમાં પરમાનંદ ને પરમ શાંતિ હોય છે.

અખંડ કીર્તનથી જલ્દીથી સમાધિ-સંયોગ પ્રાપ્ત થાય છે. તે હૃદયને ઝડપથી શુદ્ધ કરે છે. તે મનની ઉત્તમ પવિત્રતા અને બીજા અગણિત લાભો આપે છે. ત્રણ દિવસના ઉત્સવથી ચીરકાળની અસર નથી ઉપજતી જલ્દીથી ઉચ્ચ ઈશ્વિરી ભાવ અને સામાધિ પ્રાપ્ત કરવા, અખંડ-કીર્તન કરતાં કોઇ બીજું વધુ શક્તિશાળી સાધન નથી. સંયુક્તપ્રાંતમાં, ઝાંસી વગેરે સ્થળોએ બે મહિના, ત્રણ મહિના, છ મહિના અને એક વ સુધી પણ અખંડ-કીર્તનો થાય છે.

અખંડ કીર્તન કરતાં કોઇ મોટો બીજો યજ્ઞ નથી. કલિયુગમાં સુવ્યવસ્થિત અખંડ-કીર્તન એકસો અશ્વમેધ યજ્ઞોની બરાબર છે. જો ત્રાજવાની એક બાજુમાં, અખંડ-કીર્તનથી મળેલું ફળ મૂકવામાં આવે ને બીજી બાજુ એકસો અશ્વમેધ યજ્ઞોનું ફળ મૂકવામાં આવે તો, પહેલા ફળવાળું ત્રાજવું નમી જશે. આ કલિયુગ માટે અખંડ-કીર્તન ખાસ જ અનુકૂળ છે. તે માટે કાંઇ ખર્ચ હોતો નથી. અખંડ-કીર્તન દરમ્યાન મહામંત્ર

"હરે રામ હરે રામ રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

નો ઉચ્ચાર કરવો.

દ્વાપરયુગને અંતે, ઋષિ નારદજી બ્રહ્મા પાસે ગયા અને કલિયુગમાં સંસાર સાગરને તરવાના સહેલામાં સહેલા ઉપાયની માંગણી કરી. બ્રહ્માએ જવાબ આપ્યો કે સોળ નામો (ઈશ્વરના) ન બનેલા મહામંત્રનું સ્મરણ-જપ કીર્તન કરવાથી, મનુષ્ય સંસારને સહેલાઈથી ઓળંગી જશે. એ સોળ નામો તે ઉપર જણાવ્યો તે મહામંત્રમાં આવેલા તે. આ જીવ સોળ કળાઓથી ઘેરાયેલો છે, જેના વડે તેને પોતાપણાનો (હું પણાનો-અહં) ભાવ-આવરણ થાય છે. સોળ નામો વાળો મહામંત્ર એ આવરણને દૂર કરે છે. પછી જેમ સૂર્ય વાદળાંના આવરણ દૂર થવાથી પૂર્ણ કાંતિમાં આવે છે, તેમ કેવળ પર-બ્રહ્મજ પ્રકાશે છે. આ નામોના જપ-કીર્તનમાં કાંઇ નિયમો પાળવાના નથી. બ્રહ્માએ એ પણ કહ્યું કે "જે કોઈ, પવિત્ર કે અપવિત્ર સ્થિતિમાં, આ નામોનું ઉચ્ચારણ કરે છે, તેઓ બ્રહ્મનું, જગત કે બ્રહ્મનું સામિપ્ય અગર બ્રહ્મરૂપ કે બ્રહ્મમયતા પ્રાપ્ત કરે છે. તે તુરત જ સઘળા બંધનોથી મુક્ત થાય છે.

સામાન્ય સંકીર્તન દરમાન્ય ઇશ્વરનું, કોઈ પણ નામનું કીર્તન થઈ શકે. શિવરાત્રી અને એવા ભગવાન સદાશિવની આરાધના ના પર્વો પર 'ઓમ્ નમઃ શિવાય' એ મંત્રનું કીર્તન કરવું.

પર્વના દિવસો દરમ્યાન બધા ગામડાં, મહોલ્લાઓને શહેરમાં અખંડ–કીર્તન કરવું જોઇએ. બાર કલાક, ચોવીશ કલાક, એક અઠવાડિયું કે વધુ સમય, જે પ્રમાણેની સગવડ, અખંડ કીર્તન ગોઠવવું જોઇએ. અખંડ કીર્તનની શરૂઆત સવારે ૪ કલાકે અગર સાંજે ૬ કલાકે કરવી જોઇએ. સવારનો સમય વધુ સારો છે. કીર્તન જેટલો વધુ સમય થાય તેટલી વધુ અસર ઉપજે.

ચોવીસ કલાકનું અખંડ–કીર્તન ફક્ત ચાર, છ કે આઠ માણસો સાથે પણ થઇ શકે. એમાં જૂદી જૂદી ટૂકડીઓ બદલવાની જરૂર રહેતી નથી. સઘળા સાથે બેસીને ને સાથે ચાલુ ગાઇ શકે. કેટલાક બધાજ સાથે બોલીને કીર્તન થાય તેને પસંદ કરે છે. આથી બધા સાથે થાકી જાય છે. જો એક માણસ બોલે ને બીજા ઝીલે તો બંન્ને બોલનાર ને ઝીલનારાઓને વચમાં થાક મળે. એ વધુ સારી રીતિ છે.

ચોવીસ ને વધુ સખશોની ટૂકડીઓ અખંડ–કીર્તન કરી શકે. દરેક બે કલાકે ટૂકડીઓમાં ફેરફાર કરી શકાય. કીર્તનમાં ભંગાણુ ન થવું જોઇએ. શરૂઆતથી અંત સુધી સંપૂર્ણ સંવાદિતા જાળવાવી જોઇએ. મહામંત્ર મધુર સુરભ રાગે ગવાવો જોઇએ. આ માટે સખ્શોને પ્રારંભિક કેળવણી થોડો સમય આપવી જોઇએ. તાલીમ વિનાના સખ્શો વચમાં ભંગાણુ પાડી દે. ખાસ કરી જે બોલાવનારા હોય તેમણે તો સારી તાલીમ મેળવેલી હોવી જોઇએ. જો વચમાં ભંગાણ પડે તો પછી અખંડકીર્તન નહિ કહેવાય. કીર્તનની અખંડીતતા જાળવવા માટે સઘળી દરકાર રાખવી જોઇએ. જે દોરનાર હોય તેણે ખૂબ જ સાવધાન રહેવું જોઇએ. ઝીલનારા પુરૂં ન કરે એટલે તેણે પાછું પકડી લેવું જોઇએ. સંપૂર્ણ શીસ્ત જાળવાવું જોઇએ.

એક માણસે મધુર સુરે મંત્ર બોલવો જોઇએ અને બીજા બધાએ તે એક સાથે ઝીલવો જોઇએ. સોળ નામો "હરે રામ,

હરે રામ, રામ રામ હરે હરે; હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, હરે હરે' એ એક મંત્ર થયો. 'હરે રામ હરે રામ રામ રામ હરે હરે' એ પદ સાથે બે વાર કે 'હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે!' એ પદ એકી વખતે બે વાર, એમ બોલાતું નહિં જોઇએ. વ્યક્તિગત જપ કે કીર્તન માટે આખોય મંત્ર એકી વખતે બોલાવવો જોઇએ. પણ અખંડ–કીર્તનમાં વધુ શ્વાસ સામટો ખેંચવો ન પડે, કે ભંગાણ ન પડે, એટલા માટે મંત્રનું અડધું પદ! "હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે,' એટલું પહેલાં બોલવું અને પછી મંત્રનું બાકીનું અડધું પદ બોલવું. એક જ અડધું પદ બે વાર બોલવુ નહિં. ટૂકડીઓના ફેરફાર વખતે પણ કીર્તનમાં ભંગાણ કદાપ થવું ન જોઈએ. તેમજ બોલનાર અને ઝીલનારાઓ વચ્ચે પણ કદાપિ ભંગાણ ન થવું જોઇએ. કેટલાક માણસો મંત્રનું અડધું પદ પણ ભંગાણ વિના બોલી શકતા નથી. તેમણે મંત્રનું અડધું પદ જરી પણ ભંગાણ વિના બોલવાની તાલીમ લેવી જોઇએ. ખાસ કરીને બોલનારે આ મુદ્દો ખાસ લક્ષમાં લેવો જોઇએ. કયાંયે કેમે વચ્ચે ભંગાણ પડયું તો તે પછી અખંડ–કીર્તન નહિં કહેવાય. કીર્તનની અખંડીતતા જળવાવી જ જોઇએ.

દરેક કલાકે બોલનારાઓ બદલાવા જોઇએ. તેનું સ્થાન બીજાએ લેવું જોઇએ. બોલનારાઓએ અડધો કલાક કે કલાક પોતાના માટે રાખવો જોઇએ. મધ્યરાત્રિ પછી અડધો કલાક બોલનારે પોતા માટે રાખવો એ સારું છે કારણ મધ્યરાત્રિ પછી ઉંઘથી ઘેરાઈ જવાનો સંભવ હોય છે. દરેક કલાકે કોણ બોલાવનાર થશે એ માટે કાર્યક્રમ પહેલેથી મુકરર કરવો જોઇએ. અને તે કાર્યક્રમ સઘળાને જણાવવો જોઇએ. બોલાવનારે ઉભા રહીને બોલાવવું જોઇએ. રાત્રે જેઓ ઉંઘથી ઘેરાતા હોય તેઓએ પણ ઉભા થઇને કીર્તન કરવું જોઇએ.

અખંડ-કીર્તન ઘણું ઊંચે સૂરે કરવું નહિં, તેથી તુરત જ થાકી જવાય. તેમજ ઘણા ધીમા સૂરે ગાવામાં આવે તો સભ્યોને રસ પડે નહિં, ઉત્સાહ અને આનંદ રહે નહિ. એથી મધ્યમ સરસ સૂરથી ગાવું

કેટલીકવાર કીર્તન ઝીલવા માટે પૂરતી સંખ્યા નથી હોતી. તેવી વખતે એક સખસે કીર્તન ચાલુ રાખવું. જ્યારે તેનો બદલો કરનાર આવે ને તેને મુક્ત કરે ત્યારે જ તેણે તે સ્થાન છોડવું. બદલો કરનારે પહેલાં પાંચેક મિનિટ અગાઉના બોલનાર સાથે બોલવું અને પછી જ પહેલાના સખ્સે મૂકી દેવું. હાર્મોનિયમ અને કીરતાલો ખાસ કરીને જ્યારે એક જ સખ્સ કીર્તન કરતો હોય ત્યારે તેનો ઉપયોગ કરવો. કીર્તન કરનારાઓ જે મૂર્તિ કે છબી વચ્ચે રાખીને કીર્તન કરતા હોય તેની ફરતે બેસીને અગર ગોળ ફરીને કીર્તન કરી શકે. ખામી અગર એવી ગળાની કુદરતી ઉપાધીઓ સમયે માનસિક રીતે કીર્તન કરવું. પણ એ રીતે વધુ વાર અટકાયત થતી હોય તો કોઈ ઈશારાથી કે જ્યાં ખાસ રાખવામાં આવેલો ઘંટ વગાડીને બદલો કરનારને બોલાવવો. રાત્રિની ફેરીવાળાઓએ કીર્તન મંડપ આગળ જ સૂવું જરૂરી છે. મંત્રના અખિલનોથી તેમને પુષ્કળ લાભ થાય છે. કીર્તન કરનારે પોતાનો વારો પૂરો થાય ત્યાં સુધી કોઈની સાથે વાત કરવી જોઈએ નહિં. સામાન્ય રીતે આંખ મીચીને કીર્તન કરાય છે; કોઈ પણ વખત ઉઘાડી બાજુએ તો જોવાનું જોઈએ નહિં, પણ માત્ર મૂર્તિ તરફ જ નજર રહેવી જોઈએ.

કીર્તન કરો ત્યારે તમારા હૃદયમાં શ્રીકૃષ્ણ, શ્રીહરિ કે શ્રીરામની મૂર્તિને સ્થાપન કરો અને મનને તે મૂર્તિ પર ચોંટાડો. કીર્તન કરો ત્યારે આંખો બંધ રાખો. કીર્તન મંડપમાં ભગવાનની મૂર્તિ આગળ ઘીનો દીવો અખંડ બળતો રાખો. એ દીવાના રક્ષક તરીકે એક સખ્સને મુકરર કરવા જોઈએ કે જે એ દીવો

બરાબર જ્યા સુધી કીર્તન પુરૂ થાય ત્યાસુધી અખડીત ચાલે તે તપાસે

જેઓ સકીર્તન ગવડાવનારા હોય તે બધાએ એક સરખા સૂરે જ બોલવુ જોઇએ સૂરમા ફેરફારથી કીર્તનમા ભગ પડે અને સવાદિતા નહિ રહે મહામત્ર એક સુરીલા સૂરમા ગાવાની સઘળા સભ્યોને તાલીમ હોવી જોઈએ

સભ્યોની તપાસ રાખવા માટે બે સભ્યો હોવા જોઇએ રાત્રિના સમય દરમ્યાન સભ્યો ઉઘથી ઘેરાઇ જતા હોય તો આ તપાસ રાખનારાઓએ તે જોવુ જોઇએ અને તેમને જાગતા રાખવા જોઇએ આવી તપાસમા થોડી મુશ્કેલીઓ હોય છે કેટલાક સભ્યો રાત્રે બે વાગ્યા બાદ ઉઘવા લાગે છે અખડ-કીર્તનમા ભાગ લેનારાઓએ ચા પીવી જોઇએ નહિં. તેઓ રાત્રે ગરમ દૂધ પી શકે સકીર્તનના આરંભમાં અને પૂર્ણાહૂતિ વેળા બધા સભ્યોએ હાજર રહેવુ જાઇએ.

અખડ-કીર્તનમા ભાગ લેનારાઓએ સપૂર્ણ બ્રહ્મચર્ય પાળવુ જોઇએ તેમણે સાત્વિક ખોરાક લેવો જોઇએ તેઓ ફળાહાર, દૂધ બટાટા લઇ શકે જો ચાર દિવસ સુધી તેઓ મીઠુ ને ખાડનો ત્યાગ કરે તો તે તેમને માટે સારૂ તપ કહેવાય આ બધુ તોફાની ઇંદ્રિય–જીભને સયમમા રાખવામા મદદરૂપ છે જો જીભને જીતાય તો બીજી ઇંદ્રિયો સહેલાઈથી જીતી લેવાય આ પ્રકારની તાલીમ જાળવી શકતા ન હોય તેઓ તેમનો હમેશનો ખોરાક લઇ શકે

અખડ-કીર્તનમા ભાગ લેનારાઓએ પોતાના હાથે ધોએલા કપડા પહેરવાં જોઇએ કીર્તન મડપે તેમણે ઉઘાડે પગે જવુ. કીર્તન ખલાસ થયા પછી તુરત સુવુ નહિ.

જ્યારે અખડ કીર્તન પરિષદો ભરાતી હોય ત્યારે કીર્તન માટે અલગ મચ હોવો જોઇએ. જ્યાં અખડ કીર્તન થાય ત્યા

લાલ કાપડ પર મહામંત્ર લખીને ટંગાડવો જોઇએ. સ્ત્રીઓ પણ તેમને માટે ખાસ મુકરર થયેલા સમય દરમ્યાન કીર્તનમાં ભાગ લઈ શકે.

અખંડ-કીર્તનની પૂર્ણાહુતિ બીજે દિવસે સવારે હવન, મહામંત્ર, ગાયત્રી, ગીતાના શ્લોકો સાથે કરવી. દશાંગમ-જવ, તલ, ચોખા, સુકું કોપરું, સુકી દ્રાક્ષ, ખારેક અને ઘી એ બધાંને સારી રીતે ભેળવો. દરેક સભ્યોને એ ભેળ થોડો થોડો વહેંચી આપવો એ ભેળને યજ્ઞકુંડમાં પવિત્ર મંત્રો ભણી દરેક મંત્રને છેડે સ્વાહા કહીને હોમવા. અખંડ કીર્તનમાં એકસો માળાનો જપ (મહામંત્રનો) કર્યો હોય તો હવનમાં દશ માળાની આહૂતિ આપવી જોઈએ. હવનની અંતે પૂર્ણાહૂતિ શાંતિમંત્ર ભણતાં કરવી.

" ॐ पूर्णमद पूर्णमिदम् पूर्णात्पूर्णमुदच्यते
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

પૂર્ણાહુતિ માટે એક આખું નાળીએર ઘીથી ભરેલું રાતા કટકાથી વીંટીને ઘીમાં બોળીને ઉપરના મંત્ર સાથે હોમવું. હવનની ભસ્મ એક દાબડામાં જાળવી રાખવી ને સઘળા સભ્યો તથા બીજા લોકોને આપવી. આ ભસ્મ, ભાવ ને શ્રદ્ધાથી કપાળ પર લગાડવાથી ઘણા અસાધ્ય રોગો સારા થાય છે. પછી આરતી ને પ્રસાદ વહેંચવો. અખંડ-કીર્તન યજ્ઞને અંતે મહાત્માઓ, સાધુઓ, સંન્યાસીઓ અને ગરિબોને મિષ્ટાન્ન ભોજન કરાવવું.

અખંડ-કીર્તન જ્યાં થાય તે સ્થળને ધન્ય છે. આવો ધાર્મિક સમારંભ ( યજ્ઞ ) જેઓ ગોઠવે છે તે બેગણા ધન્ય છે. જેઓ એમાં ભાગ લે છે અને ભગવાનના મધુર નામોચ્ચારણ કરી દીવ્ય-સુધા પીએ છે તેઓ ત્રણગણા ધન્ય છે. આવા સહૃદયી ને ઉત્સાહી ભક્તોનો જય હો !

---

## પ્રકરણ ૫–ભક્તિના અનુચારીઓ

ॐ

### ૧. ગુરુભક્તિનું મહત્વ

ध्यान मूलं गुरो मूर्तिं पूजा मूलं गुरो पदम् ।
मंत्र मूलं गुरो वाक्यं मोक्ष मूलं गुरो कृपा ॥

ગુરુની આકૃતિ ધ્યાનનું કેન્દ્ર છે તેમના ચરણ પૂજાનું સ્થાન છે. તેમના વાકય દીક્ષા મંત્રરૂપ છે, અને તેમની કૃપા મોક્ષ આપે છે

ગુરુ તે છે કે જેમણે પૂર્ણ આત્મ-પ્રકાશનો સાક્ષાત્કાર કર્યો હોય, અને જે અમિત જીવ પરનો અજ્ઞાનતાનો પડદો દૂર કરી શકે ગુરુ સત્ય, બ્રહ્મ, ઇશ્વર, આત્મા, પરમેશ્વર, ઓમ્ એ સઘળા એક જ છે જ્યાં સુધી સંસાર છે ત્યાં સુધી આત્મ-સાક્ષાત્કારને માર્ગે પ્રયત્નશીલ આત્માઓને દોરવા ગુરુઓને વેદો હોવાના સત્ય-યુગ કરતાં કલિયુગમાં આત્મા સિદ્ધ મહાત્માઓની સંખ્યા ઓછી હશે, પણ તેવાઓ સદાય જીજ્ઞાસુઓને મદદ કરવા હયાત હોય છે તેઓ હંમેશા યોગ્ય અધિકારીઓ અગર લાયક જીજ્ઞાસુઓને ખોળતા ફરે છે

ગુરુ તે બ્રહ્મ જ પોતે છે ગુરુ ઇશ્વર છે, ગુરુ પરમાત્મા છે તેમના મુખમાંનું વાકય તે ઈશ્વરના જ શબ્દો છે તેઓને કોઇ ઉપદેશ જ આપે એવું નથી તેમની હાજરી માત્ર, તેમનો સંગ જ ઉદ્ધારક, પ્રેરણાત્મક ને ચેતનદાતા છે તેમનો સંગ એજ આત્મ-પ્રકાશ છે તેમના સંગમાં રહેવું એજ આધ્યાત્મિક શિક્ષણ છે તેમના મોઢામાંથી જે કાંઇ ઝરે તે સર્વ વેદો અથવા સત્યસિદ્ધાંત જ છે તેમનું જીવન વેદોનું રૂપ છે ગુરુ તમારા માર્ગદર્શક

અગર આધ્યાત્મિક ઉપદેશક છે, તમારા સાચા પિતા, મા, ભાઇ, સગા કે ગાઢ મિત્રો છે. તેઓ દયા ને પ્રેમની મૂર્તિ છે.

તેમનું કોમળ હાસ્ય પ્રકાશ, સૌખ્ય આનંદ, જ્ઞાન, શાંતિ પ્રસરાવે છે. દુઃખી માનવીઓ માટે તે આશીર્વાદરૂપ છે. ગમે તે, તે કહે તે ઉપનિષદ્-શાસ્ત્ર છે. તેઓ આધ્યાત્મિક માર્ગ જાણે છે. તેઓ માર્ગમાં ખાડાઓ ને જાળોને જાણે છે. તેઓ અભ્યાસીઓને સવેળાની ચેતવણી આપે છે. તેઓ તેમના મસ્તક પર કૃપાનો વરસાદ વર્ષાવે છે. તેમની માત્ર હાજરીમાં સઘળા પરિતાપો, દુઃખો, વેદનાઓ, સંસારના ઝાઘો નાશ પામે છે.

નાના સરખા જીવને મહાન્ બ્રહ્મત્વમાં ફેરવનાર તે છે. જીજ્ઞાસુઓમાંના જુના પુરાણા, ખરાબ, ઝેરીલા, સંસ્કારોને સુધારી તેમને આત્મ-જ્ઞાનની પ્રાપ્તિ માટે જાગૃત કરનાર તે છે. સ્થૂલ શરીર ને સંસારના કીચડમાંથી જીવનો ઉદ્ધાર કરનાર, અવિદ્યા, સર્વ સંદેહો, મોહ, ભય વગેરેના પડદાને ચીરનાર, કુંડલીનીને જગાડનાર ને સ્ફુરણાનું આંતરિક ચક્ષુ ખોલનાર તે છે.

ગીતામાં તમે જોશો કે " तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्वदर्शिनः ।" ધ્યાનમાં રાખ કે તે જ્ઞાન પ્રણિપાતથી, પ્રશ્નથી, અને સેવાથી તત્વવેત્તા જ્ઞાની પુરૂષો તને ઉપદેશશે. (ગી. ૪. ૩૪).

ગુરૂ માત્ર બ્રહ્મ-શ્રોત્રિય જ હોવા નહિં જોઇએ; પણ બ્રહ્મનિષ્ટ પણ હોવા જોઇએ. માત્ર શાસ્ત્રોના અભ્યાસથી ગુરૂ થઇ શકાય નહિં. જેમણે વેદોનો અભ્યાસ કર્યો હોય અને જેમને આત્માનુભવથી આત્મ-જ્ઞાન પ્રાપ્ત થયું હોય તે જ ગુરૂ થઇ શકે. જે મહાત્માની હાજરીમા તમને શાંતિ મળતી હોય અને તેમની હાજરી માત્રથી જ તમારી શંકાઓનું સમાધાન થઇ જતું હોય, તેને તમારા ગુરૂ કરી શકો. જ્યારે ગુરૂ

પોતાના શિષ્યને મંત્રદીક્ષા આપે છે, ત્યારે તે પોતાની શક્તિ અને સાત્વિક ભાવથી જ આપે છે.

જેમ નદિમાં પાણી રેલાય છે તેમ તેનામાં (ગુરૂમાં) જ્ઞાન ને ભક્તિ સદાય રેલાતાં હોય છે. તરસ્યો માણસ જ પાણી પીએ છે. પિપાસુ જીજ્ઞાસુ જેને પોતાના ગુરૂમાં અચળ શ્રદ્ધા હોય, અને જે તેમનો ઉપદેશ ગ્રહણ કરવા માટે તૃષાતુર હોય તેજ તેમનાં જ્ઞાન–સુધા પી શકે છે. ગુરૂ પર પોતાની શ્રદ્ધાના પ્રમાણ અનુસાર, જીજ્ઞાસુ તેમનું જ્ઞાન પોતાનામાં લઈ શકે.

ગુરૂ વિદ્યાર્થીઓને ઘણી રીતે કસી જૂએ છે. કેટલાંક વિદ્યાર્થીઓ તેમને સમજવામાં ભૂલ કરે છે અને તેમનામાંથી શ્રદ્ધા છોડી દે છે. એથી તેઓને લાભ થતો નથી. જેઓ હીમ્મતથી કસોટીમાં ઉભા હોય છે તેઓ અન્તે વિજયી થાય છે.

ૠષિઓની આધ્યાત્મિક વિશ્વવિદ્યાલયની અંતરંગ પરીક્ષાઓ સહેજ ઘણી જ સખ્ત હોય છે. પુરાણ કાળમાં તો પરીક્ષાઓ ખુબ જ ખુબ જ કઠીણ રહેતી. એક વખત ગોરખનાથે પોતાના કેટલાક શિષ્યોને ઉંચા ઝાડ પર ચઢી ત્યાંથી નીચું માથું રાખી નીચે દાટવામાં આવેલા તીણા ત્રીશુળ પર પડવાનું જણાવ્યું. ઘણા અશ્રદ્ધાળુ શિષ્યો મૂંગાજ રહ્યા. પણ એક શ્રદ્ધાવાન શિષ્ય વિજળી વેગથી ઝાડ પર ચઢી ગયો ને ઉપરથી ત્રિશુળ પર પડતું મૂક્યું. ગોરખનાથના અદ્દષ્ટ હાથોએ તેનું રક્ષણ કર્યું. તેને તુરત જ આત્મ–સાક્ષાત્કાર થયો. તેને પોતાના શરીર વિષે દેહ અધ્યાસ–દેહાભિમાન ન હતું. જ્યારે બીજા અશ્રધાળુ શિષ્યોને પોતાના શરીરો માટે મોહ ને રાગ હતા.

ગુરૂ ગોવિંદસીંગે એક વખત પોતાના શિષ્યોની પરીક્ષા કરી. તેમણે કહ્યું : "મારા વ્હાલા શિષ્યો! જો તમને મારે માટે ખરી ભક્તિ હોય તો તમારામાંથી ૭ જણા બહાર પડો

ને મને માથાં આપો, ત્યારેજ આપણા પ્રયત્નમાં આપણાને સફળતા મળશે." બે શ્રદ્ધાવાન શિષ્યોએ પોતાના માથાં ધર્યાં. ગુરૂ ગોવિંદસીંગ તેમને લઈ અંદર તંબુમાં ગયા ને અંદર બે બકરાંના માથાં કાપ્યાં.

ગુરૂની આવશ્યકતાના વિષય પર ઘણા લોકો વચ્ચે ખૂબ વિવાદ ને તકરાર થઈ રહી હોય છે. કેટલાક ઘણાજ જુસ્સા ને ભારપૂર્વક જણાવે છે કે આત્મ-સાક્ષાત્કાર અને આધ્યાત્મિક પ્રગતિ માટે ગુરૂની બીલકુલ જરૂર નથી, પણ એકલા પોતાના જ પ્રયત્નો વડે આધ્યાત્મિક પ્રગતિને આત્મ-પ્રકાશ પ્રાપ્ત કરી શકાય છે. તેઓ શાસ્ત્રોમાંથી અનેક વાકયો વાંચી બતાવી પોતાના ટેકામાં અનેક બુદ્ધિયુકત મુદ્દાઓ ને વિવાદો રજુ કરે છે. બીજાઓ હિંમતભેર જણાવે છે કે માણસ ગમે તેટલો બુદ્ધિ પ્રગલ્ભ હોય, આધ્યાત્મિક માર્ગમાં તે ગમે તેટલા કઠીણ પ્રયત્નો ને ઝુંબેશ કરે તો પણ જ્યાં સુધી તેને આધ્યાત્મિક ગુરૂની શિતળ કૃપા અને તેમની સીધી દોરવણી ન મળે ત્યાં સુધી તેનામાં આધ્યાત્મિક પ્રગતિ થવી શક્ય નથી.

હવે તમારી આંખો ખોલો ને આ દુનિયામાં આપણી આજુબાજુ જીવનના અનેક ક્ષેત્રોમાં શું સાચેસાચ બની રહ્યું હોય છે તે ધ્યાનપૂર્વક તપાસો. એક રસોઈઆને પણ શિખવનારની જરૂર હોય છે. તે થોડાક વર્ષો એક અનુભવી રસોઇઆની હાથ નીચે રહે છે. તેને તે ખૂબ અદબથી આધિન રહે છે. તે પોતાના એ ગુરૂને સઘળી રીતે ખુશ કરે છે. એ પ્રમાણે તે પકવાન શાસ્ત્ર શીખે છે. તે અનુભવી રસોયા-તેના ગુરૂની કૃપાથી પકવાનશાસ્ત્ર-વિદ્યા શીખે છે. વકીલાતના ધંધામાં દાખલ થનાર પહેલાં અગાઉથી વકીલાત કરનારા વકીલની મદદ ને દોરવણી ઇચ્છે છે. ગણિત-શાસ્ત્રી ને દવા-શાસ્ત્રના વિદ્યાર્થીઓ શિક્ષિત નિષ્ણાતોની મદદ ને દોરવણી મેળવે છે. એ

સાર્વત્રિક માન્યતા છે કે આ સંસારમાં જ્ઞાનની સઘળી શાળાઓમાં કુશળ શિક્ષકની જરૂર હોય છે. અને શારીરિક, માનસિક, નૈતિક કે આધ્યાત્મિક કેળવણી ને પ્રગતિ હુશીઆર શિક્ષક કે ગુરૂની મદદને દોરવણીથી જ શકય છે. આ એક સાર્વત્રિક નહિ તોડી શકાય એવો કુદરતી કાનુન છે, ત્યારે મિત્રો, આ સાર્વત્રિક રીતે સ્વીકારાયેલા કાનુનને આધ્યાત્મિક ક્ષેત્રમાં લાગુ પાડવા કેમ ના પાડો છો ?

આધ્યાત્મિક જ્ઞાન ગુરૂ પરંપરાનો વિષય છે. તે ગુરૂથી પોતાના શિષ્યને અપાતું એમ ઉતરતુ આવે છે. બ્રહ્મારણ્યક ઉપનિષદ વાંચો. તમને આ સત્યબીનાનો ઉંડો ખ્યાલ આવશે. ગૌપદાચાર્યે પોતાના શિષ્ય ગોવિંદાચાર્યને આત્મજ્ઞાન આપ્યું, ગોવિંદાચાર્યે પોતાના શિષ્ય સુરેશ્વરાચાર્યને આપ્યુ. મત્સ્યેંદ્રનાથે, પોતાના શિષ્ય ગોરખનાથને, ગોરખનાથે નિવૃત્તિનાથને, નિવૃત્તિનાથે જ્ઞાનદેવને આપ્યું. તોતાપુરીએ શ્રીરામકૃષ્ણને આત્મજ્ઞાન આપ્યુ. શ્રીરામકૃષ્ણે સ્વામી વિવેકાનંદને આપ્યું. અષ્ટાવક્રએ રાજા જનકના જીવનને ઘડયુ. રાજા ભર્તૃહરિનું આધ્યાત્મિક ભાવિ ઘડનાર ગોરખનાથ હતા. અર્જુન ને ઉદ્ધવના મનો જ્યારે અસ્થિર હતા ત્યારે તેમને આધ્યાત્મિક માર્ગમાં સ્થાપિત કરનારા શ્રીકૃષ્ણ હતા.

કેટલાક જીજ્ઞાસુઓ કેટલાક વર્ષો સુધી સ્વતંત્ર રીતે ધ્યાન ઈત્યાદી ક્રિયાઓ કરે છે. પાછળથી તેમને ગુરૂની જરૂર ખરેખર જણાય છે. તેમના માર્ગમાં કાંઈ આવરણો નડતા જણાય છે, ત્યારે તેમને હવે આગળ કેમ વધવું, આવરણો કે વિઘ્નો કેમ દુર કરવા તેની તેમને સમજ પડતી હોતી નથી. ત્યારે તેઓ ગુરૂની શોધ કરવાં માંડે છે.

ગુરૂ અને શિષ્ય બન્નેએ પિતાને આધિન પુત્રની માફક સંપૂર્ણ સહૃદયતાને ભક્તિથી, સાથે રહેવું જોઈએ. ગુરૂનો ઉપદેશ ઝીલી લેવા શિષ્ય આતુર તૃષાતુર વલણવાળો હોવો જોઇએ.

ત્યારેજ શિષ્ય આધ્યાત્મિક લાભ મેળવી શકે, તે સિવાય શિષ્યના આધ્યાત્મિક ઉદ્ધારની જરી પણ આશા ન રાખવી, તેમજ જુના આસુરી સ્વભાવમાં સુધારાની આશા પણ વ્યર્થ જ.

પારધી એકલવ્ય પોતાના ગુરુ દ્રોણાચાર્ય પ્રત્યે કેટલો ભકિતવાળો હતો તે તમો સૌ જાણો છો. ધનુષવિદ્યામાં તે નિષ્ણાત બન્યો હતો તેનુ એ કારણ હતુ તેણે ફકત ગુરુની મૂર્તિનું પૂજન ને સેવા કરી હતી. એક વખતે શંકરાચાર્યે પોતાના શિષ્ય પદ્મપદની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. કાવેરી નદિ રેલથી ઉભરાઇ ગઇ હતી શંકર નદિના કિનારા પર ઉભા હતા. પદ્મપદ નદિના બીજા કિનારે ઉભો હતો. પદ્મપદને તુરતજ તેની નજીક આવવા ઇસારો કર્યો. તે વખતે નદીમાં હોડી ન હતી. પદ્મપદ પોતાની જીંદગીની દરકાર નહી કરતાં તુરતજ નદીમાં કૂદી પડયો. તેને તરતાં બીલકુલ આવડતું ન હતું. આ ખરી ભકિત. શંકરની કૃપાથી પદ્મપદ નદિના પાણી પર સુખેથી ચાલતો હતો. દરેક પગલે કમળનું ફૂલ ફુટી નીકળતું. એથી તેનું નામ પદ્મપદ (પગમાં કમળ)

આધ્યાત્મિક ગુરૂની દયા, વિજળીક સ્પર્શ ને દોરવણી સિવાય ભૂલા પડેલા જીવ માટે ઉધ્ધારની આશાજ નથી હોતી. ગુરૂ જ ફકત માણસોની દ્રષ્ટિકોણમાં જબ્બર ફેરફાર લાવી શકે અને તેમને આત્મતત્ત્વની નિર્મળ ને ઇંદ્રિયાતિત ઉચ્ચ કક્ષાએ ચઢાવી શકે.

## ૨ સંક્ષિપ્ત ભક્તિયોગ

તમારા ગુરૂની સલાહ અગર તમારા પોતાની વલણ રૂચી પ્રમાણે અગર કોઈ સારા જ્યોતિષી કે જેઓ તમારી કુંડળીને આધારે તમને લાભકારી એવા દેવ વતાવે, તે શિવ, રામ, કૃષ્ણ, વિષ્ણુ, દત્તાત્રય, ગાયત્રી કે શકિતમાંના કોઈ એકને તમારા

ઇષ્ટ દેવતા સ્થાપો. ઓમ્ નમઃ શિવાય, ઓમ્ નમો નારાયણાય, ઓમ્ નમો ભગવતે વાસુદેવાય, ઓમ્ શ્રીરામ જય રામ જય જય રામ, એવો કોઈ એક યોગ્ય મંત્ર પણ મેળવો. તમારા ધ્યાનના ઓરડામાં એ ઇષ્ટદેવની છબી તમારી સામે રાખો. છ મહિનાઓ સુધી દરરોજ પંદર સેકંડથી પંદર મિનિટ સુધી એ છબી પર એકી ટશે જોયા ( ત્રાટક ) કરો. એક ધ્યાનથી પંદર મિનિટ સુધી જરી પણ આંખ મીંચ્યા વિના કે પલકારો પાડયા વિના, આંખમાંથી ખુબ આંસુઓ પડે ત્યાં સુધી છબીને ખૂબ નિધાપૂર્વક જૂઓ. ભાગવત, રામાયણ, નારદીય ભક્તિ–સૂત્રો ને સાણ્ડીલ્ય ભક્તિ–સૂત્રોનો અભ્યાસ કરો. એક વર્ષ અયોધ્યા, મથુરા, પંઢરપુર, રૂષિકેશ, કે એવા પવિત્ર સ્થાનોમાં રહો. નવ વિધા ભક્તિનો ક્રમ અનુસરો. તમારા ગુરૂ મંત્રનો સતત જાપ કરો. ફકત ત્રણ જ કલાક ઉંઘો. તમને રૂચિકર એવો મધુર, સખ્ય, દાસ્ય, કે વાત્સલ્યમાંનો એક ભાવ પસંદ કરો. ભગવાનને વિના કચાસ કે કચવાટ સંપૂર્ણ રીતે શરણ થાઓ. હૃદયના ઉંડાણમાંથી આંતરિક પ્રાર્થના કરો. પ્રાર્થના પર્વતોને પણ પીગળાવી નાખે છે. પ્રાર્થના એવા ક્ષેત્રોમાં પહોંચી શકે કે જ્યાં બુદ્ધિ ભાગ્યેજ દાખલ થઇ શકે.

એક નિષ્ટા ( એક આદર્શ પ્રત્યે ભક્તિ ) રાખો. અનન્ય અવ્યભિચારિણી ( જરી પણ ડગે નહિં એવી, ) એકાગ્ર ભક્તિ સેવો. ક્રમશઃ અનુરાગ, પ્રેમ, પ્રીતિ, વિરહ, ભાવ ને મહાભાવ કેળવો. મહાભાવમાં ભક્ત પોતાના શરીરનું તથા દુનિઆનું ભાન ભૂલે છે અને ઇશ્વરમાં કે પોતાના ઇષ્ટમાં સંપૂર્ણતઃ મળી ગયેલો હોય છેઃ અપર એટલે સામાન્ય ભક્તિમાંથી પરા–અગર અભેદ–ભક્તિની કક્ષાએ પહોંચે છે. ભક્ત સાલોકય, સામીપ્ય અરૂપ ને આયુજ્ય મુક્તિ મેળવ્યા બાદ કર્મ મુક્તિ પ્રાપ્ત કરે છે.

જેમ અગ્નિ ધાતુઓને ગાળી નાખનાર ઉત્તમ હથિયાર છે તેમ ભગવાનના નામના ગાન અનેક પાપોને ગાળી નાખનાર ઉત્તમોત્તમ ઉપાય છે. ( વિ. પુ. ૬–૭–૯ )

એક ક્ષણ પણ જો ભગવાનના નામનું સ્મરણ કરવામાં આવે તો માણસના ઘોરતમ પાપ પણ તુરત જ નાશ પામે છે. ( વિ. પુ ૬–૮–૧૦ )

જે ભગવાનનું નામ લેતો નથી તેનું જીવન વ્યર્થ છે. તેના નામ વિના જીવવા કરતાં મરવું બહેતર છે.

પ્રત્યેક ચહેરામાં ભગવાનનુ સ્વરૂપ જોવાની તમારી આંખને ટેવ પાડો. સર્વ પ્રાણીમાત્રમાં ભગવાનનું રૂપ જુઓ. તમારા કાનોને ભગવાન શ્રીહરિના મધુર સુરીલ કીર્તનો સાંભળવાની ટેવ પાડો. તમારી જીભને ભગવાનના ગુણગાન ગાવાને, અને મધુર, પ્રેમાળ અને સત્ય વચન બોલવાને કેળવો. તમારા હાથને દાન આપવા માટે ને ગરીબોની સેવા કરવા માટે કેળવો, તમારા મનને સદાય આનંદી, શાંત રહેવા માટે અને ફક્ત શ્રીહરિનો જ વિચાર કરવા માટે કેળવો. પ્રેમ કેળવવાનો આ સાચો માર્ગ છે.

સર્વશ્રેષ્ઠ સત્યની શોધ કરો; વહેલી સવારે ઇષ્ટદેવનું ધ્યાન, સુવ્યવસ્થિત અને નિયમિત જીવન, ઇશ્વરનો અમર ગુણ, અને આંતરિક તેમજ બાહ્ય જીવનમાં પ્રત્યેક રુપોમાં તેની હાજરી જોવી-જાણવી. આ બધાથી તમારા જીવનમાં સમત્વ ને સરળતા આવશે ને આંતરિક આધ્યાત્મિક શક્તિ ને બળ આવશે.

સત્ય પ્રત્યે અત્યંત ભક્તિ રાખો. તેને માટે તમારા સઘળાનો ભોગ આપવા તૈયાર રહો. તમો જબ્બર ઇચ્છાશકિત પ્રાપ્ત કરશો. તમો નિર્ભય થશો. સર્વના અંતર્યામિમાંથી પ્રચૂર શકિત ને હિમ્મત મેળવશો. તમો ઇશ્વર–સાક્ષાત્કાર કરશો.

એક જ માત્ર સત્ય છે. તે જ ઇશ્વર, અને બીજું કોઇ નથી. આ જગત તેનું સ્વરૂપ છે. સઘળા બનાવો, કર્મો બધું તેનું

જ છે. સઘળું તે જ છે. આ જગત નાશવંત, ચલચિત્ર જેવું, ક્ષણિક દેખાવ માત્ર છે. વ્યકિતના અસ્તિત્વ જેવું કાંઇ નથી: વ્યકિત ભાવ એ માત્ર કલ્પના ને મનની અજ્ઞાન સ્થિતિ છે.

ઈશ્વરની વ્યાખ્યા કરવા જવું એટલે તે છે જ નહિ એમ કહેવું બરાબર છે. તમો માત્ર આકૃતિવાળી કોઇ ચીજનું જ વર્ણન કરી શકો. સર્વના મૂળ કારણ એવા અનન્ત પુરુષ જેની સીમાબદ્ધ એવી કોઈ આકૃતિ જ નથી તેનું વર્ણન કેવી રીતે કરી શકો. જો તમે ઇશ્વરની વ્યાખ્યા કરવા જાઓ તો તમો અમાપનુ માપ કરવા જેવું અને તેને મનના ખ્યાલની અંદર ગોંધી રાખવા જેવું કરો. ઇશ્વર સ્થૂલ મનથી પર છે. પણ તે શુદ્ધ, સૂક્ષ્મ, અને એકાગ્ર મનના ધ્યાન વડે પ્રાપ્ત કરી શકાય છે.

સાત્વિક ખોરાક મનને સાત્વિક કરે છે. આ બતાવે છે કે ઇંદ્રિયોથી ગ્રહણ થતા બધા વિષયો શુદ્ધ—સાત્વિક હોવા જોઇએ. કાં તો ગીતા, રામાયણ, ભાગવતમાંના પવિત્ર ઉપદેશો ને શ્રી. હરિના કીર્તન સાંભળતા હોવા જોઇએ. તમારા કપડાં શુદ્ધ હોવાં જોઇએ. તમારા શબ્દો શુદ્ધ પવિત્ર હોવા જોઇએ. તમારા સાથીદારો સાત્વિક માણસો હોવા જોઇએ. જે પુસ્તકો તમે વાંચો તે શુદ્ધ પવિત્ર વિષયો સંબંધી હોવા જોઇએ. તમારૂં સ્થાન શુદ્ધ—સાત્વિક હોવું જોઇએ, તમારો ધ્યાન કરવાનો ઓરડો ભગવાનની સાત્વિક છબીઓથી શણગારેલો હોવો જોઇએ. ત્યારે જ તમો જલ્દીથી ઇશ્વર-ભાવ પ્રાપ્ત કરી શકશો. શાન્તિ—મંત્રમાં પણ તમો જોશો કે: " હે દેવો ! અમે અમારા કાનો વડે માત્ર મંગળ હોય તે જ સાંભળીએ ! હે ! વંદનીય ! અમે અમારી આંખો વડે મંગળ હોય તે જ જોઈએ."

ભીલડી સબરીએ જે મનોભાવથી ભગવાન રામચંદ્રને ભેટ ધરી હતી તેવા જ માનસિક ભાવથી તમારે ભગવાનને ધરવી જોઇએ. દ્રૌપદીએ પોતાના ચિર-હરણ વખતે

અધિશ્વર શ્રીકૃષ્ણને તેમજ ચૂડથી પકડાએલા ગજેન્દ્રે શ્રીહરિને જે ભાવથી સ્મર્યા હતા તે ભાવથી તમારે ભગવાનને બોલાવવા જોઈએ. આ ભાવ કેળવો તમને ભગવાનના તુરત દર્શન થશે.

પ્રેમ વિના માણસનું જીવન ખાલી છે. પ્રેમ વિના માણસ ફોગટ જીવે છે, પ્રેમ એ જીવન છે. તે સર્વવ્યાપક છે. પ્રેમ એ જબરૂં બળ છે. પ્રેમ એ જીવનનો રસ છે. ચાહો—પ્રેમ કરો અને તમને તે બદલામાં મળશે. સેવાથી, જપથી, સત્સંગથી અને ધ્યાનથી પ્રેમ કેળવો.

જપ, કીર્તન, ગરિબોની સેવા અને ધ્યાન વડે ઇશ્વરમાં સતત અવિક્ષેપ રહેવાનો પ્રયત્ન કરો. ત્યારે જ તમો કાળ ને મરણને જીતી શકશો.

ભગવાન સદાય તમારી સાથે છે. તે તમારૂં રક્ષણ કરશે ને મૂકત કરશે. તેમનામાં જ આશ્રય લ્યો. તેના આશીર્વાદો તમારા જીવનમાં ઉતરશે ને તમારાં મન ને શરીરને ફેરવી નાખશે. આધ્યાત્મિક વસ્તુઓની સમજને કેળવો. દરરોજ તમારા વિચારો, શબ્દો ને કાર્યો પર સંયમ મૂકવાનો ખાસ અભ્યાસ કરો. તમારા ઓરડામાં તેની હાજરી માનો. પ્રાર્થના ને ધ્યાન દરરોજ અચૂક જ કરો.

મિત્ર ! થોડાક સમય માટે તમારૂં ધ્યાન તમારાં હૃદયમાં વસેલા અંતરયામિ તરફ એકાગ્ર કરો ને તમારા મનને તેનામાં ચોંટાડો. સઘળી સાંસારિક મજાહનો ત્યાગ કરો. સદાચારીઓ જે માર્ગે જાય છે તે માર્ગ ગ્રહણ કરો. એક અઠવાડિયું ફકત દૂધ ને ફળો પર રહો. તાઢ ને તાપ, ભૂખને તરસ વેઠો. કોઇ પણ પ્રાણીને સહેજ પણ હાની નહિં પહોંચાડો. સંતોષી જીવન જીવો. નિંદા ને પ્રસંશાને સરખી જ માનો. અંતરાત્મામાંથી આનંદ મેળવો.

જો સવારે ૪ કલાકે બ્રહ્મમૂહૂર્તમાં ઉઠશો તો મન સ્વચ્છ ને શાંત થશે. સવારના પહોર દરમ્યાન આધ્યાત્મિક વાતાવરણ ને

નિરવ–અદ્‌ભૂત શાંતિ હોય છે. સઘળા સંતો ને યોગીઓ આ સમયે ધ્યાન ધરતા હોય છે અને તેમના આધ્યાત્મિક અદિલનો દુનિયા પર મોકલે છે, આ સમયે તમો તમારા જપ, પ્રાર્થના, ધ્યાન કરતા હોવ તો તમને પુષ્કળ લાભ થાય છે. તમારે ખાસ મારી મચડીને ધ્યાનાવસ્થા લાવવી નહિં. મનની તે સ્થિતિ આપ-મેળે જ ક્રમશઃ અભ્યાસથી આવી જશે.

તમારા મિત્રોને, પડોશીઓને, અજાણ્યાઓને, પરોણાઓને અને નોકરોને સારામાં સારી ચીજો, ઉત્તમ ખોરાક, કીંમતી ફળો, ચોખ્ખું દૂધ, સુંદર કપડાં આપો. તમને ખૂબ આનંદ, બળ ને સૌખ્ય મળશે. આ અમલમાં મૂકો ને ફાયદાઓનો અનુભવ લ્યો. તમારામાં પ્રેમ જાગૃત થશે.

માંદાઓની માવજત કરો. દુઃખીઓને આશ્વાસન આપો. ઇશ્વરમાં જ જીવો. પ્રેમના મહામંત્રનો પ્રચાર કરો. સ્વાર્થ–ત્યાગ ને સેવામય જીવન જીવો. પવિત્ર ને શુદ્ધ બનો. આ તમને ઇશ્વર—ભાવની પ્રાપ્ત કરાવશે.

શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છેઃ " મશ્કરીમાં હસનારાઓ તરફ ધ્યાન નહિં આપતાં, શરમ શું છે તે નહિં જાણતાં, શરીરનું ભાન ભૂલીને, જમીન પર લાંબા થઇને સર્વ પ્રાણી માત્રોને, કૂતરા, ચંડાળ, ગાય અને ગધેડા—બધાયને સાષ્ટાંગ, દંડવત્ પ્રણામ કરવા જોઇએ. બીજાઓને સાષ્ટાંગ, દંડવત્ પ્રણામ કરવાથી મા ણુ સ ન મ્ર થ ઇ શ કે— પ્ર ણા મ ક ર તાં જે તે બધાંમાં નારાયણ–ભાવ જો કેળવે, તો જે કાંઇ તે જૂએ તે ઇશ્વર જ છે, અને ઇશ્વર સિવાય બીજું કોઈ જ નથી, અને આ જગત્ એ ઇશ્વરનું વિરાટ--સ્વરૂપ છે એમ સમજવામાં તે મદદરૂપ થશે. બીજાઓને નારાયણ–ભાવે પ્રણામ કરવાથી તે ભક્તિને વધારવામા ઘણી જ મદદ કરશે. ગાય, ગધેડા કે કુતરાને માનસિક પ્રણામ કરો અને માનો કે તમે શ્રીહરિને પ્રણામ

રહ્યા છે. સઘળા સજીવ પ્રાણીઓ, સઘળી નિર્જીવ વસ્તુઓ શ્રીહરિના રૂપો જ છે.

પ્રેમ યોગના અભ્યાસથી તમો સર્વે ઈશ્વર ભાવને—પ્રાપ્ત કરો. તમારા હૃદયો ભગવાન પ્રત્યેના પ્રેમથી ઉભરાઈ જાઓ. તમારા સર્વ પર ભગવાનના આશિષ ઉતરો. તમો સર્વે ભગવાનના નામ ગાતા, ભગવદ્-પ્રેમનો ફેલાવો કરતા, સર્વત્ર આનંદ, શાંતિ ને સૌખ્યનો સંચાર કરતા ભાગવતો તરિકે ઝળકી રહો.

## ૪. પૂજા અથવા ઉપાસના

પૂજા એટલે ભગવાનનુ પૂજન આ ઉપાસના છે એટલે કે ભક્તને ભગવાનની નજીક જવામાં કે તેમની સાથે યોગ મેળવવામાં મદદરૂપ થાય છે. તે મનને ભગવાન પ્રત્યેના શુદ્ધ-ભાવ-પ્રેમ–શુદ્ધ પ્રેમથી ભરી દે છે. તે ક્રમશ માનુષને ઇશ્વરમય બનાવે છે.

મૂર્તિ (વિગ્રહ), સૂર્ય, અગ્નિ, પાણી, ગંગાનદિ, શાલિગ્રામ, (શિવ) લિંગ એ બધાં ઇશ્વરના પ્રતિકો–ચિહ્નો છે. જે જીજ્ઞાસુને મનની એકાગ્રતા અને હૃદયની પવિત્રતા પ્રાપ્ત કરવામાં મદદરૂપ થાય છે. મનને ચોંટાડવા માટે ચિહ્નની અનિવાર્ય જરૂર હોય છે. ખ્રિસ્તીઓનું પણ ફાસી (ક્રોસ)નુ ચિહ્ન છે. સ્થૂળ મનને અવલંબન–આધાર માટે સાકૃતિક પ્રત્યક્ષ ચિન્હ જોઇએ છે. જ્યારે સૂક્ષ્મ મનને ભાવરૂપ (અપ્રત્યક્ષ) ચિહ્ન જોઇએ છે. વેદાન્તી પણ ભમતા મનને ચોંટાડવા માટે 'ૐ' ચિહ્નને રાખે છે. શરૂઆતમાં ચિહ્ન–પ્રતિક સિવાય મનની એકાગ્રતા કે ધ્યાન શક્ય નથી.

શરૂઆતમાં મનને પ્રતિક કે પ્રત્યક્ષ ચિહ્ન પર ચોંટાડવાથી તેને કેળવાય છે. જ્યારે તે સ્થિર ને સૂક્ષ્મ બને, ત્યાર પછીથી તેને' અહં બ્રહ્માસ્મિ' કે એવા ભાવવાહી વિચાર પર ચોંટાડી શકાય.

ભક્ત પ્રત્યક્ષ મૂર્તિમાં ભગવાન અને તેના ગુણોનો અભ્યાસ કરે છે. પૂજાના સોળ ઉપચારો જેવા કે પાદ્ય (ચરણો ધોવા માટે પાણી) અર્ધ્ય, આસન (બેઠક) સ્નાન (નાહવું) વસ્ત્ર ધારણ ગંધ (ચંદન) પુષ્પ (અર્ચન) આરતી (કપૂર) મહાનૈવેદ્ય વગેરેથી તે મૂર્તિનું પૂજન, સત્કાર-સેવા કરે છે. પૂજાના આ પ્રકારથી ભક્તનું મન એકવૃત્તિવાળું થાય છે. જીજ્ઞાસુ ક્રમશઃ ભગવાન નજીક છે એમ અનુભવે છે. તેનું હૃદય નિર્મળ થાય છે ને પોતાના અહંકાર (હું પણું) નો નાશ કરે છે.

જેણે કેટલાક સમય સુધી ફૂલ અને બીજા પૂજાના ઉપચારો વડે ઉપાસના કરી હોય તેઓ પછી માનસિક પૂજા કરી શકે. માનસિક પૂજામાં ભક્ત મનથી સઘળા પૂજાના ઉપચારો ભગવાનને અર્પણ કરે છે. આ ઉપાસનાનો મૂર્તિ–પૂજા કરતાં જરી ઉચ્ચ પ્રકાર છે. ભક્ત ભગવાનને કહે છે: " હે ભગવન્, હું તારો છું. સઘળું તારૂં છે. તારૂં જ ધાર્યું થાય. તું જ સર્વ છે. તુ જ સર્વ કરે છે, તું ન્યાયી છે. હું તારા હાથમાં હથિયારરૂપ છું. હું કાંઈ જ નથી. હું કાંઇ જ કરી શકું એમ નથી. મારૂં કોઈ જ નથી, આ પ્રમાણે પોતાનો અહંભાવનો નાશ કરે છે ને ભગવાનને આત્મ–સમર્પણ કરે છે.

એક નાની સરખી મૂર્તિની પૂજા કરતાં તેણે 'પુરુષસૂક્ત' નો વેદપાઠ દરરોજ ભણવો જોઈએ ને અગણિત માથાંઓ, અગણિત આંખો, અગણિત હાથોવાળા એવા વિરાટ પુરૂષ કે જે આ દષ્ટ જગતથી પણ વધુ મોટા છે તેમાં (મૂર્તિમાં) પ્રાણી માત્રના હૃદયમાં રહેલા અંતરયામિ આત્મા–ભગવાનનું ધ્યાન ધરવું જોઇએ.

ઉપાસકને ક્રમશઃ લાગવા માંડે છે કે, જે ભગવાનની તે પૂજા કરે છે તે મૂર્તિમાં, સર્વ પ્રાણીઓના હૃદયોમાં, અને આ જગતના સર્વ નામો અને રૂપોમાં છે. તે તેમની હાજરી સર્વત્ર જૂએ છે.

પૂજા દરમ્યાન ભગવાનનો મંત્ર બોલતાં, તે પોતાના હૃદય પોતાના માથાને, ચોટલીને, હાથો ને બાહુને અડકે છે. મંત્રના પ્રત્યેક અક્ષરમાં ચૈતન્ય હોય છે. મંત્રનું વારંવાર પઠનથી અને મંત્રના ભાગો સાથે શરીરના ભાગોને અડકવાથી, ઉપાસક ધીમે ધીમે દૈવી શકિતવાળો બને છે. તેનામાં આધ્યાત્મિક જાગૃતિ આવે છે. આધ્યાત્મિક કિરણો ઝરે છે. તમસ્ ને રજસ્ નાશ પામે છે. તે શુદ્ધ સત્વથી ભરાઈ જાય છે. તે ઉપાસનાના વિષય સાથે એક થઈ જાય છે. તે ભગવાનના જ સ્થાન સામિપ્ય, સારૂપ્ય, સાયુજ્ય પ્રાપ્ત કરે છે.

ભકત કે યોગી માટે કોઇ વસ્તુ જડ કે સ્થૂલ નથી. સર્વ વસ્તુ વાસુદેવ–ચૈતન્ય—सर्वं वासुदेवम् इति । ભકત મૂર્તિમાં ખરે-ખર જ ભગવાનને જૂએ છે. નરસિંહ મહેતાની રાજાએ કસોટી કરી હતી. રાજાએ કહ્યું, “ હે નરસિંહ! જો તું શ્રીકૃષ્ણનો ખરે-ખરો ભકત હોય, અને તું કહે છે તેમ આ મૂર્તિ પોતે શ્રી-કૃષ્ણ જ છે, તો એ મૂર્તિને ચલાવ ! ” નરસિંહ મહેતાની પ્રાર્થ-નાથી મૂર્તિ ચાલી. તુલસીદાસે આપેલું ભોજન શિવના પોઠીયા નંદિ ( શિવની મૂર્તિ આગળ બળદની મૂર્તિ હોય છે તે ) એ ખાધું હતું. શ્રીકૃષ્ણની મૂર્તિ મીરાંબાઇ સાથે રમતી. તેને માટે તે ચેતનવાન સજીવ ને ચૈતન્યવાળી હતી.

હિંદુઓનું તત્વજ્ઞાન અને તેમની ઉપાસનાની પદ્ધતિ કેટલી સુંદર છે ? તે માત્ર મૂર્તિની જ પૂજા આગળ જ અટકતી નથી. મૂર્તિપૂજા દ્વારા સાધકને ક્રમશઃ ભકિતની ઉચ્ચ કક્ષા અને સમાધિ અગર યોગની સ્થિતિએ લઈ જાય છે. તે મૂર્તિની પૂજા કરતો હોય પણ તેની માનસિક ચક્ષુ સમક્ષ તેને સર્વવ્યાપક પરમાત્માને સ્થાપી રાખવાના હોય છે. તેણે પોતાના હૃદયમાં અને સર્વ વસ્તુ માત્રમાં તેની હાજરી જાણવાની હોય છે. હિંદુ-શાસ્ત્રોમાં પૂજાના નિયમો અને પ્રકારો તથા પૂજાની વિધિ ચોક્કસ શાસ્ત્રીય

અને ઉચ્ચ બુધ્ધિયુક્ત હોય છે. આ અજ્ઞાન માણસો કે જેમણે શાસ્ત્રોનો બરોબર અભ્યાસ કર્યો નથી અને જેઓ સાચા ભક્તોના અને મહાત્માઓના સમાગમમાં આવ્યા નથી તેઓ મૂર્તિપૂજાની નિંદા કે બદનામી કરે છે.

સાધક જે શરૂઆતમાં મૂર્તિપૂજા કરે છે તે ભગવાનને સર્વત્ર જૂએ છે અને પરાભકિતને પહોંચે છે. વિધિ ભકિત પરથી તે રાગાત્મિકા અગર પ્રેમભકિત તરફ વળે છે. તે આખા જગતને ભગવાનનું રૂપ જ જૂએ છે. સારૂં ને નરસું; સાચું કે ખોટું, લુચ્ચો વગેરે અભિપ્રાયો નાશ પામે છે. તે ખલમાં, લુટારૂમાં, સાપમાં વિંછી, કીડી, કૂતરો, ઝાડ, લાકડું, પત્થર, સૂર્ય, ચંદ્ર, તારા, અગ્નિ, પાણી વગેરે સર્વમાં ભગવાનને જૂએ છે. તેની દષ્ટિ કે અનુભવ વર્ણવી શકાય એવાં નથી. આવા ઉચ્ચ ભક્તોનો જય હો ! કે જેઓ આ પૃથ્વિ પર અવતરેલા દેવ જ છે. જેઓ બીજાઓને સંસારના કીચડમાંથી ઉંચકી લેવા અને તેમને મૃત્યુના પંજામાંથી ઉગારવા જીવતા હોય છે.

તુલસીદાસે સર્વવ્યાપક સત્વનો અનુભવ કર્યો હતો. તેને વિરાટનુ દર્શન થયું હતું, તે સર્વવ્યાપક નિર્ગુણ બ્રહ્મ સાથે મળી ગયા હતા છતાં, ધનુર્ધારી શ્રીરામ માટેની તેની તાલાવેલી ઓછી થઈ ન હતી. જ્યારે તે વૃંદાવન ગયા ને ત્યાં મોરલીધારી શ્રીકૃષ્ણની મૂર્તિ જોઈ ત્યારે બોલ્યા, હું આ રૂપ આગળ મારૂ માથુ નમાવીશ નહી. ત્યારે શ્રીકૃષ્ણની તે મૂર્તિ શ્રીરામની મૂર્તિમાં ફેરવાઇ ગઇ. પછી જ તેણે તેને (મૂર્તિને) પ્રણામ કર્યાં. તુકારામને પણ તુલસીદાસ જેવો વિરાટનો અનુભવ થયો હતો. તેઓ તેમના અભંગમાં લખે છે; 'જેમ શેરડીમાં મીઠાશ ફેલાયેલી હોય છે તેમ હું મારા સ્વામિ (પરમાત્માને) સર્વત્ર વ્યાપક જોઉ છુ. છતાં તે સદાય પોતાના નિતમ્બ પર હાથ રાખી રહેલા પંઢરપુરના દેવ વિઠ્ઠલાનાજ તેઓ ગુણગાન ગાયા કરતાં, મીરાંએ પણ સર્વવ્યાપક

પરબ્રહ્મ શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર કર્યો હતો તથાપિ તે "મારા ગિરિધર નાગરનું" જ રટણ કરવાથી જરીયે અટકતી નહી.

મધુસુદન સ્વામિ જેઓએ અદ્વૈતનો સાક્ષાત્કાર કર્યો હતો જેઓ પરમાત્મતત્વની એકતા નિહાળતા જેમનામાં અદ્વૈતભાવ રચીપચી ગયો હતો. તેઓ હાથમાં મોરલીવાળા શ્રીકૃષ્ણના રૂપના અતિભાવ સાથે અનુરાગી હતા, ઉપરોક્ત બીનાઓ પરથી સ્પષ્ટ સમજી શકાય છે કે મૂર્તિપૂજા દ્વારા ઇશ્વર પ્રાપ્તિ થઇ શકે. ભગવાનની સગુણ રૂપે પૂજા વેદાન્તીઓના નિર્ગુણ બ્રહ્મના સાક્ષાત્કાર કે ભગવાનના સર્વવ્યાપક નિર્ગુણ પ્રકારના અનુભવ માટે ઘણીજ મદદરૂપ છે, એકાગ્રતા ને ધ્યાન માટે શરૂઆતમાં મૂર્તિપૂજાજ ઘણી જ અગત્યની છે, અને ઇશ્વરભાવની પ્રાપ્તિમાં આવી પૂજા કોઇ પણ રીતે હાનીકરતા નથી. જેઓ મૂર્તિપૂજાનો વિરોધ કરે છે તેઓ અગાધ અંધકાર ને અજ્ઞાનનામાં ફાંફા મારતા હોય છે. જેમને પૂજા ને ઉપાસનાનો સાચો ખ્યાલજ નથી. પોતે મહાન પંડિત છે એમ બતાવવા માટે તેઓ મૂર્તિપૂજા વિષય પર નિરર્થક ખોટા વિવાદો ને ચર્ચાઓ કરતા હોય છે. તેમણે કદાપિ સાધના કરી હોતી નથી. નકામા ગપાટાઓ ને મોટી મોટી વાતો કરવાનો ધધોજ તેમણે માંડયો છે. તેઓ પોતાને જ નુકસાન પહોંચાડે છે. સમસ્ત જગત એક યા બીજે પ્રકારે મૂર્તિ કે ચિહનોની પૂજા કરે જ છે. જ્યારે ધ્યાનમાં આગળ વધે છે ત્યારે તે રૂપ અરૂપતામાં નિર્ગુણતામાં મળી જાય છે અને તે (અરૂપ) નિર્ગુણ સત્વમાં ભળી જાય છે.

ખાલી વાસણોજ ખખુખડાટ કરે છે, સાધક જે પૂજા ને ધ્યાન કરતા હોય, જે જ્ઞાન ને ખરી ભક્તિથી ભરેલા હોય તેઓ સદા મૌન જ રહે છે. તે પોતાના મૌન દ્વારાજ બીજાને અસર કરે છે, ને શિખામણ આપે છે. તે ફક્ત સમજે છે કે શરૂઆતમાં ચિત્તને એકાગ્ર કરવા માટે મૂર્તિની જરૂર છે કે નહિ.

ગમે તેટલો બુધ્ધિશાળી હોય, પણ શરૂઆતમાં કોઇ ચિહ્નની મદદ સિવાય ચિત્તની એકાગ્રતા મેળવી શકતો નથી. બુધ્ધિશાળી ભણેલો માણસ પોતાના અભિમાન ને મદને લીધે જ કહે છે, હું મૂર્તિ પસંદ કરતો નથી. હુ મૂર્તિ પર ધ્યાન કરવા માગતો નથી." તે નિર્ગુણ બ્રહ્મ પર પણ ધ્યાન કરી શકતો નથી. તે માને છે કે તે મૂર્તિની પૂજા કરે છે એમ લોકો જાણે તો તેની મશ્કરી કરશે. તેમ તે નિર્ગુણ પર પણ કદિ ધ્યાન કરતો નથી. તે માત્ર વાતો કરે છે, ચર્ચા કરે છે, તે દંભ કરે છે. તે તેનું જીવન વ્યર્થ ચર્ચામાં નકામુ વિતાડે છે. હજારો ટન જેટલા સિધ્ધાંતો કરતાં એક ઔંસ ક્રિયા વધારે સારી છે, બુધ્ધિમાન માણસોમાંના મોટા ભાગને બુધ્ધિ જ તેમને હાની કરતા થાય છે. બ્રહ્મનુ અસ્તિત્વ એ અનુમાન છે, સમાધિ એ મનનો ખોટો દાઊ છે, આત્મ-સાક્ષાત્કાર એ વેદાન્તીઓની માત્ર કલ્પના છે. કેવા ભ્રમિત આત્માઓ ! તેઓ અજ્ઞાનતામાં દટાઇ ગયેલા છે. તેઓ પોતાના બાહ્ય વિષયના જ્ઞાન કે જે આત્માના જ્ઞાનને મુકાબલે માત્ર ઉપરના છોડાં જેવું જ છે, તેનાથી ઘેરાઇ ગયેલા હોય છે. આવા માણસો માટે મુકિતની આશા જ નથી. પહેલાં તેમના ખરાબ સંસ્કારોને સત્સંગ દ્વારા સારા સંસ્કારોથી ધોઇ નાખવા જોઇએ. તે પછી જ તેઓ પોતાની ભૂલો સમજી શકશે. ભગવાન તેમને સદ્બુદ્ધિ ને સત્જ્ઞાન માટેની તૃષા આપો ! તમો સર્વ અંતરયાંમિ આત્માના શાશ્વત સૌખ્યને પામો !

## ૫. પ્રસાદનો મહિમા

પ્રસાદ તે છે કે જે શાંતિ આપે છે. કીર્તન, પૂજા, ઉપાસના, હવન, આરતિ વગેરે દરમ્યાન બદામ, કીસમીસ, દૂધ, મીઠાઇ, ફળો ભગવાનને અર્પણ કરાય છે. બીલીપત્રો, ફૂલો, તુલશી, વિભૂતિ વગેરેથી પૂજા કરાય છે અને તે ભગવાન તરફથી પ્રસાદ તરિકે અપાય છે. પૂજા ને

દરમ્યાન મન્ત્રોચ્ચારણથી આ વસ્તુઓમાં અદ્દભૂત શક્તિનો સંચાર થાય છે.

પ્રસાદ મહાન શુદ્ધિકારક છે. પ્રસાદ રોગ વિનાશક રામબાણ જડીબુટ્ટિ છે. પ્રસાદ આધ્યાત્મિક આસન છે. પ્રસાદ એ ભગવાનની કૃપા છે. પ્રસાદ શક્તિનું સ્વરૂપ છે. પ્રસાદ એ ઈશ્વરની સાક્ષતા છે. ઘણા સાચા ભક્તો ફક્ત પ્રસાદથી જ આશ્ચર્યકારક અનુભવો મેળવે છે. ઘણા અસાધ્ય રોગો સાધ્ય થાય છે, પ્રસાદ ભક્તિ ને શક્તિ આપે છે—વધારે છે, પુષ્ટિ આપે છે ને ફેલાવે છે. તે પૂરી શ્રદ્ધાથી લેવો જોઈએ.

જેઓ આધુનિક શિક્ષણ ને સંસ્કૃતિમા ઉછર્યાં છે તેઓ પ્રસાદનો મહિમા ભૂલી ગયા છે. આ ગંભિર ભૂલ છે.

વૃંદાવન, પંઢરપુર કે કાશીમાં એક અઠવાડિઉ રહો. તમો પ્રસાદની અદ્દભૂત અસર ને મહિમાનો અનુભવ કરશો. પ્રસાદ સર્વને શારીરિક સુસ્વાસ્થ્ય, લાંબી જીંદગી, શાંતિ અને જાહોજલાલી આપે છે, પરમાનંદ ને પરમ સૌખ્ય દાતા છે. પ્રસાદના ભગવાન, અમરતાને અક્ષય સૌખ્ય દાતાનો જય હો!

વિભૂતિ :-શિવ ભગવાનનો પ્રસાદ છે. તેને કપાળ પર લાગડવો નાની સરખી ચપટી મોઢાંમાં પણ મૂકાય.

કુમકુમ :-શ્રી દેવી—શક્તિદેવીનો પ્રસાદ છે. બે ભમરની વચ્ચે લગાડવાનો.

તુલસી :-શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીવિષ્ણુનો પ્રસાદ છે. મોઢામાં લેવાનો. બદામ, કીસમીસ, મીઠાઇને ફળો, વગેરે પણ.

આ પ્રસાદો સઘળા અગત્યના ધાર્મિક સમારંભો વખતે અપાય છે.

## ૬. ભગવાન સુબ્રહ્મણ્યની ઉપાસના

ભગવાન સુબ્રહ્મણ્ય, જેઓ પરમાત્મા છે, જેઓ આ જગતના અધિષ્ઠાતા છે, જેઓ આપણા હૃદયોમાં વસી રહેલા છે, જેઓ ભગવાન સદાશિવના બીજા પુત્ર છે, જેઓ પોતાના ભકતોને સહેલાઇથી વરદાનો આપે છે, જેઓ શકિત, જ્ઞાન, પ્રેમ અને સુખની મૂર્તિ છે, તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામો ને વંદન હો !

તારક નામનો દૈત્ય દેવોને ખૂબ ત્રાસ આપતો. તેણે તેમને સ્વર્ગમાંથી કાઢી મૂકયા. સઘળા દેવો બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ દેવોને કહ્યું: ' હે દેવો, હું તારકનો વિનાશ કરી શકતો નથી કારણ તેણે અતિ ઘોર તપ દ્વારા મારી કૃપા મેળવી છે. પણ હું તમને સૂચના આપી શકું. કામદેવ–મદનની તમે મદદ મેળવો. યોગ–સમાધિમાં મસ્ત બની રહેલા ભગવાન શિવ પાર્વતિ સાથે સંભોગ કરે એમ તેને ( કામદેવને ) પ્રેરવા કહો. તેમના દ્વારા એક અતિ શકિતશાળી પુત્ર જેનું નામ ભગવાન સુબ્રહ્મણ્ય અથવા કાર્તિકેયનો જન્મ થશે. તે આ અસુરને મારી નાખશે. " ઈંદ્રે કામદેવને પોતાની પત્ની રતિ તથા મિત્ર વસન્ત (વસંતઋતુ)ની સાથે શિવના નિવાસસ્થાન કૈલાસ પર્વત પર તુરતજ જવા કહ્યું. તુરત જ વસંતઋતુનો સંચાર થયો. કામદેવ એક ઝાડની નીચે છૂપાઈને પાર્વતિજી શિવજીના હાથમાં ફૂલો મૂકતાં હતાં ત્યારે તેણે શિવ પર પોતાના કામબાણો ફેંકયાં. પાર્વતિજીના હાથનો શિવના હાથને સ્પર્શ થતાંજ સદાશિવને કોઈ લાગણીનો અનુભવ થયો. શિવને આશ્ચર્ય થયું કે પોતાના યોગને અંતરાયરૂપ આ શું છે ? તેમણે આજુબાજુ જોયું ને કામને ઝાડ નીચે છૂપાયેલો દીઠો.

સદાશિવે પોતાનું ત્રીજું નેત્ર ખોલ્યું ને એ ત્રીજા નેત્રમાંથી નિકળેલા અગ્નિએ કામદેવને બાળીને ભસ્મ કરી દીધો.

કારણથી કામદેવ (કામના અધિષ્ઠાતા દેવ)ને અનંગ અથવા શરીર વિનાના કહેવાય છે.

કામદેવને બાળીને ભસ્મ કર્યાં પછી સદાશિવને પોતાની યોગદષ્ટિથી જણાયું કે અતિ પ્રબળ બનેલા તારકાસુરનો નાશ કરવા માટે ભગવાન સુબ્રહ્મણ્યના જન્મની અનિવાર્ય આવશ્યકતા છે. શિવનું બીજ અગ્નિમા નાખવામા આવ્યુ; અગ્નિ તે ગ્રહણ ન કરી શકવાથી, તેણે તેને ગગાનદિમા નાખ્યુ. ગગાએ તેને બરૂના જંગલમા કાઢી નાખ્યુ, જ્યા કાર્તિકેય (ભગવાન સુબ્રહ્મણ્ય) જેઓ શર–જન્મા (બરૂમાથી ઉત્પન્ન થયેલા) કહેવાયા તે જન્મ્યા.

ભગવાન સુબ્રહ્મણ્ય ભગવાન શિવનો અવતાર જ હતા. સઘળા અવતારો એકજ પરમાત્માના પ્રગટ સ્વરૂપો છે. ભગવાન સુબ્રહ્મણ્ય ને શ્રીકૃષ્ણ એક જ છે–શ્રી કૃષ્ણ ગીતામા કહે છેઃ સેનાનીઓમાં હું સ્કન્દ છું." ધર્મ સ્થાપના માટે અને દુષ્ટોના વિનાશ માટે સમય સમયે જૂદા જૂદા નામો ને રૂપોમા ભગવાન પોતે જ પ્રગટ થાય છે.

ભગવાન સુબ્રહ્મણ્ય એ સદાશિવના ચૈતન્યમાંથી જન્મેલું કિરણ છે તેઓ ભગવાન શિવની શક્તિ છે. વાલી ને દેવનાઇ તેમની બે પત્નીઓ છે. તેઓ ભગવાન સુબ્રહ્મણ્યની ક્રિયાશક્તિ ને જ્ઞાનશક્તિરૂપ છે આ કલિયુગમા તેઓ હનુમાનની માફક પ્રત્યક્ષ દેવતા છે. તેમની થોડીક જ ભક્તિ કરનારા ભક્તોને તેઓ આધિભૌતિક ને આધ્યાત્મિક ઉન્નતિ ને સઘળા કાર્યમાં સફળતા બક્ષે છે. દક્ષિણ હિદુસ્તાનમા તેમને ઘણા માને છે. તેમના જૂદા જૂદા નામો ગુહ, મુરૂઘા, કુમારેશ કાર્તિકેય, શન્મુખ (છ માથાવાળા) સુબ્રહ્મણ્ય, વેલ્લુધ, (જેઓ ભાલો રાખે છે) વગેરે છે.

જેમ ભગવાન શિવ પોતાના હાથમાં ત્રિશૂળ ધારણ કરે છે તેમ ભગવાન સુબ્રહ્મણ્ય પોતાના હાથમાં ભાલો ધારણ કરે છે.

એ બતાવે છે કે તેઓ આ વિશ્વના અધિષ્ઠાતા છે. ભગવાન સુબ્રહ્મણ્યના ઉપાસકો ભાલાની પૂજા કરે છે. તેમનું વાહન મોર છે. તેઓ મોર પર સ્વારી કરે છે. આ બતાવે છે કે તેમણે અભિમાન, અહંતા, દંભ પર સદંતર જય મેળવ્યો છે. તેમના પગ હેઠળ સાપ હોય છે. એ બતાવે છે કે તેઓ બીલકુલ અભય, અમર ને જ્ઞાની છે. એક બાજુ વાલી ને બીજી બાજુ દેવનાઈ ઉભે છે. તેમને દંડપાણિ પણ કહે છે. માયાથી મૂક્ત એવો એ એમનો નિર્ગુણ પ્રકાર છે.

૭ માથાઓ, ૭ કલાઓ કે ૭ ગુણો જેવાં કે જ્ઞાન, વૈરાગ્ય બળ, કીર્તિ, શ્રી અને ઐશ્વર્યના સૂચક છે. એ બતાવે છે કે તેઓ ચાર વેદો, વેદાંગો અને તત્વજ્ઞાનના ૭ મતોના પ્રણેતા, અને પાંચ જ્ઞાનેદ્રિય અને મન એ ૭ ના નિયંતૃ છે. આ બતાવે છે કે તેઓ હજારો માથાવાળા, અગણિત હાથોવાળા વિરાટ પુરૂષ છે. એ સૂચવે છે કે તેઓ તેમનું મસ્તક સર્વત્ર વિશ્વતોમુખ છે એટલે તેઓ સર્વ વ્યાપક છે. આ જણાવે છે કે તેઓ પોતે અનેક ગણા થઈ શકે છે અને પોતાની ઇચ્છાનુસાર રૂપો ધરી શકે છે.

તીરૂચન્દુર ( તીનીવેલી જીલ્લો ) ઉડીપી, પાલની ટેકરી, કથીર ગ્રામમ ( જાફના પાસે ) સીલોન અને તીરૂપુરન્કંદરમમાં ભગવાન સુબ્રહ્મણ્યના મોટા દેવળો છે. ભગવાન સુબ્રહ્મણ્યે તીરૂચન્દરમમાં પોતાની બાળ–લીલા કરી હતી. ને કથીર ગ્રામમાં સમાધિ લીધી હતી. જે કોઈ શ્રદ્ધા, ભક્તિ અને પવિત્રતાપૂર્વક કથીર ગ્રામ જાય ને બે ત્રણ દિવસ દેવળમાં રહે તો ભગવાન સુબ્રહ્મણ્ય તે ભક્તને માર્ગદર્શન આપે છે. તેને કેટલાક અદ્દભૂત અનુભવો થાય છે. સ્કન્દષષ્ટિ (કાર્તિક સુદ ૬) ને દિવસે અહિં મોટો મેળો ભરાય છે. હજારો માણસો ત્યાં આવે છે. આ ઉત્સવ દરમ્યાન કપૂરના ઢગલાઓ બાળવામાં આવે છે.

સ્કન્દષષ્ટિને દિને કે દિવસે ભગવાન સુબ્રહ્મણ્યે તારક દૈત્ય નો સંહાર કર્યો હતો. તે સમયે ઉપર જણાવેલા સ્થળોએ ઘણા

દમામ ને ખૂબ શોભાથી મોટા ઉત્સવો–મેળાઓ થાય છે, સ્કન્દ-ષષ્ઠિ નવેમ્બર માસ દરમ્યાન આવે છે. વ્યક્તિગત રીતે પણ ભક્તો પોતપોતાને ત્યાં ભજન, કીર્તન, પૂજા વગેરે મોટા પાયા પર કરે છે. હજારો માણસોને અન્નદાન અપાય છે. પાલની ટેકરીઓ પરના દેવળમાંના ભગવાન સુબ્રહ્મણ્યના દર્શન અને પૂજાથી ઘણા અસાધ્ય રોગો નાશ પામ્યા છે. દક્ષિણ હિંદુસ્તાનમાં ભગવાન સુબ્રહ્મણ્યની લીલાઓ નાટક રૂપે ભજવાય છે.

જાણીતા નારકરે ભગવાન સુબ્રહ્મણ્યની પ્રશંસામાં તીરૂ-પુરૂતત્પદી રચી છે. જેઓ આ ગ્રંથ દરરોજ ભક્તિભાવે વાંચે છે તે જીવનમાં સફળતા, શાંતિ અને જાહોજલાલી પ્રાપ્ત કરે છે. તામીલ ભાષામાં 'તીરૂપુગલ' નામનું જાણીતું પુસ્તક છે. જેમાં ભગ વાન સુબ્રહ્મણ્યની પ્રસંશાવાળા અરૂણાગીરીના રચના પ્રોત્સાહક ભજનો છે. અરૂણાગીરીને ભગવાન સુબ્રહ્મણ્યના આંખોઆંખ દર્શન થયાં હતાં ભગવાન સુબ્રહ્મણ્યની પ્રસંશા અંગે કવદાચીન્દુના પણ ભજનો જાણીતા છે.

હે ભગવાન સુબ્રહ્મણ્ય! હે સર્વમાયાળુ દેવ! અમારામાં નથી ભક્તિ કે નથી શ્રદ્ધા. તમારી યોગ્ય રીતે પૂજા કરવાનું કે તમારૂં ધ્યાન ધરવાનું અમે જાણતા નથી. અમો ભૂલાં પડેલાં, ધ્યેયને ને તમારા નામને વીસરી ગયેલા એવા તમારાં બાળકો છીએ. હે દયામય પિતા, ભૂલાં પડેલાં આ તમારાં બાળકોને પાછા તમારી પાસે લેવા, તેમને તમારૂં રક્ષણ આપવા, તેમને લાડ લડા-વવા ને તેમની સલામતી જેવાની અને તેમના પર તમારી કૃપા ને આશિષ વરસાવવાની તમારી ફરજ નથી? હે મા વાલી! તું અમને તારા સ્વામી આગળ નહિં લઈ જાય? પોતાના બાળકો પ્રત્યેના માના પ્રેમ કરતાં દુનિઆની કોઈ પણ વસ્તુ વધુ મહાન નથી, જો કે અમો નઠામા ને ફરજહીન બાળકો બની ગયા છીએ! પણ હે મા તું ક્ષમા કર! અમને ફરજવાન ને શ્રદ્ધાવાન કર.

આ ક્ષણથી અમો તારાં છીએ સદાય તારા–સર્વતારૂ છે. જ્યારે બાળકો ખોટે માર્ગે ધ્યેય વિના ભટકે છે ત્યારે પોતાના એ બેદરકારી બાળકોને સુધારવા ભણાવવા, અને કેળવવાની ફરજ માની છે. અમને તમારાથી જુદા કરે છે તે પડદો દૂર કરો. આશિષ આપો. તમારા ચરણકમળમા ફરી લ્યો. અમારે વધુ કહેવાનું નથી આ અમારી દર્દભરી તમને, તમારા સ્વામીને અમારા પ્યારા મૂળ માતા પિતાને પ્રાર્થના છે

## ૭ શ્રીગણેશની ઉપાસના

ભગવાન શ્રીગણેશ જેઓ પોતેજ બ્રહ્મ છે, જેઓ સર્વશ્રેષ્ટ પરમાત્મા છે, જેઓ ભગવાન સદાશિવની શકિત રૂપ છે, જેઓ સર્વ સૌખ્યનુ મૂળ છે, જેઓ સઘળા સદ્ગુણોના દાતા ને સઘળા કાર્યોમા સફળતા આપનાર છે, તેમને વદન હો!

**मूषिक वाहन मोदक हस्त चामरकर्ण विलंपित सूत्र।**
**वामनरूप महेश्वर पुत्र विघ्न विनायक पाद नमस्ते॥**

હે ભગવાન વિનાયક! સવળી ઉપાધિઓને દૂર કરનાર સદાશિવના પુત્ર, નાના રૂપવાળા, ઉદરના વાહનવાળા, હાથમાં લાડુ વાળા, પહોળા કાનો અને લાબી લટકતી સૂઢવાળા, હું તમરા ચરણકમળમા સાષ્ટાગ્ પ્રણામ કરૂ છુ

શ્રીગણેશ હાથીના માથાવાળા દેવ છે તેઓની પૂજા પહેલી થાય છે કોઇ પણ ભગવત્કાર્યના સમારભ અગાઉ અને કોઇ પણ પૂજાની શરૂઆત અગાઉ તેમના નામોનો જપ થાય છે.

તેઓ સત્તા ને જ્ઞાનના દેવ છે તેઓ સદાશિવના મોટા પુત્ર ને ભગવાન સ્કન્દ અથવા કાર્તિકેયના મોટા ભાઇ છે. તેઓ શિવની શકિત છે એથી તેઓ શકર ને ઉમાના પુત્ર કહેવાય છે

તેમના જન્મ અને તેમના હાથીના માથા વિષેની આખ્યાયિકા નીચે પ્રમાણે છે એક સમયે રૂદ્રના પત્ની દેવી ગૌરીએ

પોતાના સ્નાન કરવા ના પ્રસંગે પોતાના શરીરના મેલમાંથી ગણપતિ ને શુદ્ધ નિર્મળ સફેદ એવા સર્જ્યા અને તેમને પોતાના ઘરના બહાર દરવાજા આગળ ગખ્યા. ગૌરીએ તેમને એવું ફરમાન આપ્યું કે કોઇને પણ ઘરમાં દાખલ થવા દેવા નહિ એમ કહી તેઓ (ગૌરી) નાહવા ચાલ્યાં ગયા. ભગવાન શિવ પોતે ઘણા તરસ્યા થયેલા હોઇ ઉતાવળા ઉતાવળા ઘર આગળ આવ્યા ગણપતીએ તેમને દરવાજા આગળ અટકાવ્યા. શિવ ગુસ્સે થઇ તેઓ કોઇ બહારનો છે એમ માની તેનુ માથું ધડથી ઉડાવી દીધુ ગૌરી આ જાણીને ઘણા ખેદ પામ્યા. શિવે તેમના અનુચરો ને જે કોઇ પ્રાણી ઉત્તર તરફ માથુ ગખીને સુતું હોય તેનું માથુ લઈ આવવા આજ્ઞા કરી. અનુચરોએ એવા પ્રાણીની ખૂબજ શોધ કરી ને આખરે એક હાથી એ રીતે સુતેલો મળ્યો. તે હાથીનું માથું કાપી લેવામા આવ્યું અને શિવ સમક્ષ લાવવામાં આવ્યું. શિવે એ હાથીનું માથું શ્રીગણપતીના ધડ સાથે જોડી દીધુ.

ભગવાન શિવે તેમને માણસોના સર્વ મંગલ-કાર્યોની શરૂઆતમા, લગ્નમા, મુસાફરીમા, અભ્યાસમા, વગેરેમા પહેલા આરાધ્ય દેવ તરીકે સ્થાપ્યા તેમણે એ પણ ફરમાન કર્યું કે ભાદ્રપદ મહિનાના શુક્લ પક્ષની ચોથને દિને પ્રતિવર્ષે શ્રીગણેશનુ પૂજન કરવુ

શ્રીગણેશની મદદ અને તેમની કૃપા સિવાય કોઈ પણ સિદ્ધ થતું નથી. તેમના શુભાશિષ કૃપા કે મદદ વિના કોઈ પણ કાર્ય હાથ ધરી શકાતું નથી

બાળકને અક્ષરજ્ઞાન આપવાની શરૂઆતમાં તેને " ૐ શ્રીગણેશાય નમ " ના મત્રની દીક્ષા અપાય છે અને પછી જ અક્ષર જ્ઞાન શિખવાડાય છે

તેમના કેટલાક જાણીતા નામો શુન્મુખ, એકદન્ત, કપિલ, ગજકર્ણ, લમ્બોદર, વિઘ્નરાજ, વિનાયક, ધૂમકેતુ, ગણાધ્યક્ષ,

બાલચંદ્ર, ગજાનન, વક્રતુંડ, સુપકર્ણ, હેરંબ,સ્કન્દપૂર્વજ,સિદ્ધિ વિનાયક, વિઘ્નેશ્વર વગેરે છે. તેઓ મહાગણપતી પણ કહેવાય છે. તેમનો મંત્રઃ ॐ गंगा गणपतये नमः ॥ એ છે. શ્રીગણપતીને ઇષ્ટદેવ તરીકે ભજતા સાધકો એ અગર ॐश्री गणेशाय नमः—એ મંત્રનો જાપ કરે છે. तत् पुरुषाय विद्महे वक्रतुंडाय धीमहि तन्नो दन्तः प्रचोदयात् આ શ્રીગણેશની ગાયત્રી છે. તેમના ભક્તો આ મત્રનો પણ જાપ કરી શકે.

ભગવાન ગણેશ જ્ઞાન ને સૌખ્યની મૂર્તિ છે. તેઓ બ્રહ્મચારિઓના દેવ છે. તેઓ આદિ–બ્રહ્મચારી છે.

તેઓ નાના ઉંદરરૂપી વહાન પર બેસે છે. તેઓ મૂલધારા ચક્રના અધિષ્ઠાતા દેવ છે. તેમનું રૂપ 'ઓમ્ ' અગર 'પ્રણવ' પણ છે. એ દેવ આધ્યાત્મિક માર્ગમાં ને સાંસારિક સફળતાને આડે આવતા અંતરાયોને દૂર કરે છે. તેથી તેઓને વિઘ્ન વિનાયક કહે છે. તેમનો બીજાક્ષર ગંગ છે. તેઓ એકયતા ને શાંતિના દેવ છે.

નાના ઉંદરનું વાહન કરવું એ પરથી તેમણે અહંતાનો નાશ કર્યો છે એ બતાવે છે. પોતાના હાથમાં અંકુશ ધરે છે, જે બતાવે છે કે તેઓ વિશ્વના અધિષ્ઠાતા છે. એ ઇશ્વ દૈવી ઐશ્વર્યનું ચિહ્ન છે.

શ્રીગણેશ એ આદિ–દેવ છે. ઉંદર એ નાનું સરખું પ્રાણી છે. હાથી એ પ્રાણીઓમાંનું મોટામાં મોટું છે. ઉંદર પર બેસવું ને હાથીનું મસ્તક ધરવું એ બતાવે છે કે તેઓ મોટામાં મોટા હાથીથી માંડી નાનામાં નાના ઉંદર–બધાય પ્રાણીઓના સર્જક છે. હાથીઓ ઘણા શાણા હોય છે. હાથીનું માથું બતાવે છે કે શ્રીગણેશ જ્ઞાન (વિવેક) ના મૂર્તિરૂપ છે. તે ઉત્ક્રાંતિની ક્રિયા પણ નિર્દેશે છે. ઉંદર ક્રમશઃ હાથીના રૂપને પામે છે અને અન્તે માણસ બને છે. એજ કારણે શ્રીગણેશને માણસનું ધડ, હાથીનું માથું ને વાહન તરીકે ઉંદર છે તેમના રૂપનું આ તત્વજ્ઞાન છે.

તેઓ ગણો (સમૂહો) જેવા કે અણુઓના સમૂહો, ઇંદ્રિયોના સમૂહો અને તત્વોના સમૂહોના અધિષ્ઠાતા દેવ છે. ભગવાન સદાશિવના અનુયાયીઓના તેઓ સરદાર છે.

વૈષ્ણવો પણ શ્રીગણેશની પૂજા કરે છે. તેમણે તેમને 'થુબીકાઈ અલ્વાર' એટલે સૂંઢવાળા એવું નામ આપ્યું છે

શ્રીગણેશની બે શકિતઓ છે એક કુંડલીની ને વલ્લભ. શ્રીગણેશ સ્વાદિષ્ટ લાડુઓના (ચોખાના લોટના) ઘણા શોખીન છે. એક ગણેશ પૂજાના દિવસે તેઓ ઘરે ઘરથી લાડુઓ ઉઘરાવતા ફર્યા હતા એકઠા થયેલા લાડુઓમાના સારી સખ્યામા ખાધા પછી તેઓ રાત્રે ઉદર પર બેસીને બહાર ફરવા નિકળ્યા રસ્તામાં ઉંદરની નજરે સાપ પડયો ને તે ખૂબ ગભરાઇ ને પડી ગયો. પરિણામે ગણપતી પણ ગબડી પડયા. તેમનું પેટ ફાટી ગયું ને લાડુઓ બહાર નિકળી આવ્યા ગણપતીએ તે પાછા પેટમા ભીડ્યા ને પેલા સાપને પકડીને તેનાથી પેટ બાંધ્યુ આ બધુ જોઇને ચદ્ર જે આકાશમાં ઉગેલો હતો તે ખડખડાટ હસ્યો. ગણપતી ચદ્રની એ વલણથી ક્રોધે ભરાયા. તેમણે પોતાનો એક દાત ખેચી કાઢયો ને ચદ્ર સામે ફેંકયો અને તેને શાપ આપ્યો કે ગણેશ પૂજાને દિવસે કોઇ તારૂ મોઢું જોશે નહિં. જે કોઇ તે દિવસે ચદ્ર જોશે તેનું બદનામ, નિદા, કે ખોટા આક્ષેપ તેના પર ચઢશે. જો કોઇથી તે દિવસે ચાંદો જોવાઈ જાય તો શ્રીકૃષ્ણે શ્યામતકમણિના સબધમાં પોતાના ચારિત્ર્ય ને શુદ્ધ બતાવ્યુ હતુ તે વાર્તા બોલશે કે સાભળશે તો તે ખોટા આરોપ કે બદનામથી ઉગરી જશે શ્રીગણેશે આવુ ફરમાન આપ્યુ હતું શ્રીગણેશની જય હો ! પોતાના ભકતો પર કેટલા તે દયાળુ છે !

શ્રીગણપતીના ઉપાસકો તેમને પરમબ્રહ્મ રૂપજ માને છે. શ્રીગણપતી ઉપનિષદમા તેઓને પરબ્રહ્મ જ જણાવ્યા છે

ભકતોના સર્વ વિઘ્નો દૂર કરનાર શ્રીગણેશના આશિષો તમો સર્વ પર ઉતરો તમારા આધ્યાત્મિક માર્ગમા આડે આવતા સઘળા અતરાયો તેઓ દૂર કરો અને તમને ભકિત ને મુકિત આપો !

---

## પ્રકરણ ૬ : પ્રેરણાત્મક ધ્વનિઓ

(ગાઓ ને ભાવ સમાધિમાં મગ્ન થાઓ)

૧. જય ગણેશ, જય ગણેશ, જય ગણેશ પાહીમામ,
શ્રી ગણેશ, શ્રી ગણેશ, શ્રી ગણેશ રક્ષમામ.
જય સરસ્વતિ, જય સરસ્વતિ, જય સરસ્વતિ પાહીમામ,
શ્રી સરસ્વતિ, શ્રી સરસ્વતિ, શ્રી સરસ્વતિ રક્ષમામ.
રાજરાજેશ્વરી, રાજરાજેશ્વરી, રાજરાજેશ્વરી પાહીમામ્.
ત્રિપુરાસુંદરી, ત્રિપુરાસુંદરી, ત્રિપુરાસુંદરી રક્ષમામ્.
સર્વના ભાવ, સર્વના ભાવ, સર્વના ભાવ પાહીમામ્,
સુબ્રહ્મણ્ય, સુબ્રહ્મણ્ય, સુબ્રહ્મણ્ય રક્ષમામ્.
વેલ મુરૂહ, વેલ મુરૂહ, વેલ મુરૂહ પાહીમામ્, (મુરૂહને)
વેલા પુડા, વેલા પુડા, વેલા પુડા રક્ષમામ્. (વેલને)
શ્રી વ્યાસ ભગવાન, વ્યાસ ભગવાન, વ્યાસ ભગવાન પાહીમામ્,
શ્રી બદ્રિનારાયણ, બદ્રિનારાયણ, બદ્રિનારાયણ રક્ષમામ્.
શ્રી શંકરાચાર્ય, શંકરાચાર્ય, શંકરાચાર્ય પાહીમામ્,
શ્રી વેદાન્ત ગુરૂ, વેદાન્ત ગુરૂ, વેદાન્ત ગુરૂ રક્ષમામ્.
શ્રી દત્તાત્રેય, દત્તાત્રેય, દત્તાત્રેય પાહીમામ્,
શ્રી દત્ત ગુરૂ, દત્ત ગુરૂ, દત્ત ગુરૂ રક્ષમામ્.

શ્રી સીતારામ, સીતારામ, સીતારામ પાહીમામ્,
શ્રી હનુમન્ત, હનુમન્ત, હનુમન્ત રક્ષમામ્.

૨. જય ગુરૂ, શિવ ગુરૂ, હરિ ગુરૂ રામ,
જગત ગુરૂ, પરમ ગુરૂ, સદ્ગુરૂ શ્યામ.

૩. સર્વ-નાતેશ શરણં-શરણં શ્રી વ્યાસ ભગવાન,
શ્રી શંકરાચાર્ય શરણં-શરણં શ્રી વ્યાસ ભગવાન.
શ્રી દત્તાત્રેય શરણં-શરણં શ્રી રાધેકૃષ્ણ,
શ્રી સીતારામ શરણં-શરણં શ્રી હનુમન્ત.

૪. સર્વ: રામ રામ નમોસ્તુતે.
શ્રી વ્યાસ ભગવાન નમોસ્તુતે, જય વિષ્ણુ ભગવાન નમોસ્તુતે.
શ્રી બાદરાયણ નમોસ્તુતે, જય કૃષ્ણ દ્વૈપાયન નમોસ્તુતે.
શ્રી શંકરાચાર્ય નમોસ્તુતે, જયજગદ્ગુરૂ નમોસ્તુતે.
શ્રી અદ્વૈતાચાર્ય નમોસ્તુતે, જય શંકર અવતાર નમોસ્તુતે.
શ્રી દત્તાત્રેય નમોસ્તુતે, જય શ્રી અવધૂત ગુરૂ નમોસ્તુતે.
શ્રી ગુરૂદેવ દત્ત નમોસ્તુતે, જય ત્રિમૂર્તિ અવતાર નમોસ્તુતે.

૫. દીનબંધુ, દીનાનાથ, વિશ્વનાથ હે વિભો,
પાહીમામ્ ત્રાહીમામ્, પ્રાણનાથ હે પ્રભો.

૬. ૐ શિવ ૐ શિવ ઓંકાર શિવ,
ઉમા મહેશ્વર તવ ચરણમ્.

પરાત્પર શિવ તવ ચરણમ્,
નમામી શંકર ભવાની શંકર.
ગિરિજા શંકર તવ ચરણમ્.

૭. ૐ શિવ ૐ શિવ ૐ શિવ ૐ
ૐ શિવ ૐ શિવ શિવ શિવ ૐ
ૐ હર ૐ હર ૐ હર ૐ
ૐ હર ૐ હર હર હર ૐ
ૐ હરિ ૐ હરિ ૐ હરિ ૐ
ૐ હરિ ૐ હરિ હરિ હરિ ૐ

૮. હર હર હર હર ભોમ ભોમ ભોમ.
હરિ હરિ હરિ હરિ ૐ ૐ ૐ
હર ભોમ, હર ભોમ, હર ભોમ, ભોમ ભોમ.
હરિ ૐ હરિ ૐ હરિ ૐ ૐ ૐ
હર હર હર ભોમ ભોમ ભોમ
હરિ હરિ હરિ ૐ ૐ ૐ
હર ભોમ, હરિ ૐ હર ભોમ, હરિ ૐ
હરિ ૐ હર ભોમ હરિ ૐ હર ભોમ.
ભોમ ભોમ ભોમ ભોમ ભોમ ભોમ ભોમ.
ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ
ભોમ ૐ ભોમ ૐ ભોમ ૐ ભોમ
ૐ ભોમ ૐ ભોમ ૐ ભોમ ૐ

૯. શિવ શંકર હર શંકર જય શંકર પાહી,
નામ શંકર ઉમા શંકર જટા શંકર માહી.

૧૦ કાશી વિશ્વનાથ સદાશિવ—
ભોમ બોલો કૈલાસ પતે
ભોમ બોલો કૈલાસ પતે.........

૧૧. જય શિવ શંકર હર ત્રિપુરારી,
પાહી પશુપતિ પીનાકધારી.
જય શિવ શંકર જય અસુરારી,
જય ગંગાધર જય મદનારી.
જય મુરલીધર જય અમુરારી, (કામહારી)
જય મદનમોહન કુંજવિહારી.

૧૨. શંભો શંકર હર સદાશિવ
શંભો શંકર હર સદાશિવ
શંભો શંકર હર સદાશિવ
શંભો શંકર હર સદાશિવ
શંકર શંકર જય મહાદેવ
શંકર શંકર જય સદાશિવ
શંકર શંકર જય પરમેશ્વર
શંકર શંકર જય હરો હર.

૧૩. શંકર શિવ શંકર શિવ શંકર શિવ શંકર
શંકર શિવ શંકર શિવ શંકર શિવ શંકર.
માધવ હરિ માધવ હરિ માધવ હરિ માધવ
માધવ હરિ માધવ હરિ માધવ હરિ માધવ.
રાઘવ રઘુ રાઘવ રઘુ રાઘવ રઘુ રાઘવ
રાઘવ રઘુ રાઘવ રઘુ રાઘવ રઘુ રાઘવ.
અચ્યુતાનંદ ગોવિંદ હરિ સચ્ચિદાનંદ શાશ્વત
અચ્યુતાનંદ ગોવિંદ હરિ સચ્ચિદાનંદ શાશ્વત.

૧૪. હર હર શિવ સર્વેશ
સચ્ચિદાનંદ સર્વેશ
શંભો શંકર સર્વેશ

સર્વ ભૂતાદિવાસ સર્વેશ
આનંદાત્મક સર્વેશ
હરિ ગોવિંદ સર્વેશ
શાંતિનતસત્વા સર્વેશ
કેશવ માધવ સર્વેશ
સર્વાન્તરાત્મા સર્વેશ
અખંડ અદ્વૈત સર્વેશ
વ્યાપક પરીપૂર્ણ સર્વેશઃ

૧૫. જય જય સીતારામ રમાપતિ
જય જય રાધેશ્યામ શ્યામ
જય જય શંકર કૈલાસપતિ
જય જય ઉમાપતિ મહાદેવ.

૧૬. રામ રામ રામ રામ–રામનામ તારકમ
રામ કૃષ્ણ વાસુદેવ– ભક્તિ મૂક્તિ દાયકમ.
જાનકી મનોહરમ સર્વલોક નાયકમ
શંકરાદિ સેવ્યમાન દિવ્ય નામ કીર્તનમ
રામ રામ રામ રામ રામ રામ રામ રામ,
રામ રામ રામ રામ રામ રામ રામ રામ.

૧૭. શ્રી રામ, રઘુ રામ પરમ ધામ, બાલ ભીમ
શ્રી રામ રામ રઘુ રામ રામ
પરમ ધામ રામ–બાલ ભીમ
ભક્ત પાલ પાલ, શક્તિ લોલ મુક્તિ નીલ–વિઠ્ઠલ
વિઠ્ઠલા વિઠ્ઠલા, વિઠ્ઠલા વિઠ્ઠલા, વિઠ્ઠલા
વિઠ્ઠલા–વિઠ્ઠલા
ભક્ત પાલ પાલ, શક્તિ લોલ લોલ
મુક્તિ નીલ નીલ–વિઠ્ઠલ

૧૮. રામ હો કૃષ્ણુ હો–રાધાકૃષ્ણુ દેવ હો
વેણુગણુ લોલ નીલમેઘશ્યામ હે કૃષ્ણુ.
૧૯. જય રામ, શ્રી રાધેકૃષ્ણુ ભજલે સીતારામ
ભજલે સીતારામ પ્યારે ભજલે રાધેશ્યામ
૨૦. પતિત જાનકો કરો પુનિત
–હે રામ સીતા હે રામ સીતા
રામં વંદે દશરથ બલમી
–સીતા નાયક રઘુકુલ તીલકમ
કૃષ્ણુ વંદે નંદકુમારમ્
–રાધાવલ્લભ નવનીત ચોરમ
૨૧. જય ગોવિંદમ્ જય ગોપાલ–કેશવ માધવ દીનદયાળ
જયજય દામોદર કૃષ્ણુ મુરાર–જાનકી વલ્લભ સર્વાધાર
૨૨. જય ગોપાલ, જય ગોપાલ જય મનમોહન
જય નંદલાલ
જય જય વિઠ્ઠલ, જય હરિ વિઠ્ઠલ, વિઠ્ઠલ વિઠ્ઠલ
જય પાંડુરંગ.
૨૩. ગોવિંદ હરે-ગોપાલ હરે
જય જય પ્રભુ દીનદયાળ હરે.
૨૪. જગમે સુંદર હય દો નામ, રાધેશ્યામ સીતારામ.

## ધ્વનિઓ

૧. કૃષ્ણાનંદ મુકુંદ મુરારે–વામન માધવ ગોવિંદ
ગોવિંદ ગોવિંદ ગોવિંદ ગોવિંદ
કૃષ્ણુ રામ ગોવિંદ. રામકૃષ્ણુ ગોવિંદ
કેશવ માધવ ગોવિંદ હરિ હરિ હરિ હરિ ગોવિંદ.
૨. જય સીતારામ જય, જય સીતારામ જય
જય સીતારામ જય, જય સીતારામ.

જય સીતારામ જય, જય સીતારામ જય,
જય સીતારામ જય, જય સીતારામ
જય સીતારામ જય; જય સીતારામ જય,
જય સીતારામ જય, રામ રામ રામ.
સીતારામ, સીતારામ, સીતારામ, જય, સીતારામ.

૩. જય જય સીતારામકી, જય બોલો હનુમાનકી
રામ લક્ષ્મણ જાનકી, જય બોલો હનુમાનકી
જય હનુમાન જય, જય હનુમાન જય
જય હનુમાન જય, જય હનુમાન

૪. અવધ વિહારી સીતારામ–કુંજ વિહારી રાધેશ્યામ
ધનુષધારી સીતારામ–મુરલીધારી રાધેશ્યામ
જય દશરથ નંદન સીતારામ, જય નંદ નંદન રાધેશ્યામ.

૫. રાધેશ્યામ, રાધેશ્યામ, રાધેશ્યામ જય રાધેશ્યામ
વિપીન વિહારી રાધેશ્યામ, મુરલીધારી રાધેશ્યામ.
જય દુઃખનાશક રાધેશ્યામ, પ્રેમ પ્રકાશક રાધેશ્યામ
જય નંદ નંદન રાધેશ્યામ, યશોનંદન રાધેશ્યામ.
ગિરિવરધારી રાધેશ્યામ, અધમ ઉદ્ધારણ રાધેશ્યામ
બંસીવાલા રાધેશ્યામ, કમલેવાલે રાધેશ્યામ.
મોહન પ્યારે રાધેશ્યામ, શ્યામ પ્યારે રાધેશ્યામ
રાધા વલ્લભ રાધેશ્યામ, ગોપી વલ્લભ રાધેશ્યામ
ભક્ત વત્સલ રાધેશ્યામ, પતીત પાવન રાધેશ્યામ
જનમન રંજન રાધેશ્યામ, ભાવ ભય ભંજન રાધેશ્યામ
જય સુખાકારી રાધેશ્યામ, જય દુઃખહારી રાધેશ્યામ.

૬. શ્રી રામ સીતારામ
જય રામ જય જય રામ.

૭. સીતારામ, સીતારામ, સીતારામ રામ........
રામ શીયા, રામ શીયા, રામ શીયા રામ.
સીતારામ, સીતારામ, સીતારામ રામ—
રાધેશ્યામ રાધેશ્યામ રાધેશ્યામ શ્યામ.
શ્યામ હરિ, શ્યામ હરિ, શ્યામ હરિ શ્યામ
રામ હરિ, રામ હરિ, રામ હરિ રામ.

૮. ગોવિંદ ગોવિંદ ગોપાલ રામ
ગોપાલ ગોપાલ ગોવિંદ રામ
ગોવિંદ રામ—ગોપાલ રામ.

૯. ગોવિંદ રામ રામ, ગોપાલ હરિ હરિ
ગોપાલ રામ રામ ગોવિંદ હરિ હરિ.

૧૦. સીતારામ સીતારામ રામ રામ
રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ કૃષ્ણ રાધે.
રાધે રાધે રાધે રાધે રાધે રાધે
જય શ્રી રાધે જય શ્રી રાધે જય શ્રી રાધે.
સીતે સીતે સીતે સીતે સીતે સીતે
જય શ્રી સીતે જય શ્રી સીતે જય શ્રી સીતે.
હરિ ૐ તત્સત્ હરિ ૐ તત્સત્ હરિ ૐ તત્સત્
હરિ ૐ શાંતિ હરિ ૐ શાંતિ હરિ ૐ શાંતિ.

૧૧. વિહારી, મુરારી, ગિરિવર ધારી,
શ્રીકૃષ્ણ, ગોપીકૃષ્ણ, રાધે કૃષ્ણ
નંદલાલા, કંવલીવાલા, બંસીવાલા
ગોકુળ કે રહેનેવાલા, મુરલીવાલા.

૧૨. બોલ હરિ બોલ હરિ હરિ હરિ બોલ
કેશવ માધવ ગોવિંદ બોલ.

બોલ હરિ બોલ હરિ, હરિ હરિ બોલ
શ્રી રાધેકૃષ્ણ ગોવિંદ, ગોપાલ હરિ બોલ.

૧૩ મદન મોહન ભજો વૃંદાવન ચંદ્ર ભજો
રાધે ગોવિંદ ભજો રાધે ગોવિંદ ભજો.

૧૪. હરિ હરયે નમઃ, કૃષ્ણ યાદવાય નમઃ
યાદવાય, માધવાય, કેશવાય નમઃ
ગોપાલ ગોવિંદ રામ શ્રીમધુસુદન.

૧૫. જય મુરલીધર, જય ગિરીધારી
જય મનમોહન કૃષ્ણ મુરારી
જય સારંગધર જય અસુરારી
જય મનમોહન રામ ખરારી.
જય રાધા વલ્લભ કુંજવિહારી,
મુરલીધર માધવ કૃષ્ણ મોરારી.

૧૬. જય રામ હરે, સુખ ધામ હરે
જય જય રઘુનાયક શ્યામ હરે.
ગોવિંદ, હરે ગોપાલ હરે,
જય જય પ્રભુ દીન દયાળ હરે.

૧૭. રાધા કૃષ્ણ ભજો કુંજવિહારી
મુરલીધર ગોવર્ધન ધારી
મુરલીધર ગોવર્ધન ધારી—મુરલીધર પિતાંબર ધારી;
રાધા કૃષ્ણ જય કુંજ વિલાસ
ગોપી માનસ રાજહંસ
ગોપી માનસ રાજહંસ—ગોપી માનસ રાજહંસ.

૧૮. ગોપાળ કૃષ્ણ, રાધે કૃષ્ણ
કૃષ્ણ મુરારી, ગિરીવરધારી

કૃષ્ણમોરારી મેરે ગિરીવરધારી
બાંકી બિહારી મેરે મોહન પ્યારે
કૃષ્ણ કનયા– રાસ રચૈયા.
આજા બંસી બજાનેવાલે
આજા ભારતકે રખવાલે
આજા ગૌચરાનેવાલે
આજા ગીતા જ્ઞાન સુનાનેવાલે
આજા આજા આજા આજા.
આજા ભેદ પાર લગાનેવાલે
આજા દુઃખ મીટાનેવાલે
આજા કષ્ટ મીટાનેવાલે
આજા શીવકે ધનુષ ઉઠાનેવાલે
આજા દ્રૌપદી ચીર બઢાનેવાલે
આજા માખન ચુરાનેવાલે.
આવો મુરારી ગીરીવરધારી
ક્રીષ્ણ કનૈયા કહાનેવાલે
માખન ચોર કહાનેવાલે (ગોપાલ કૃષ્ણ........)

૧૯. રામ કૃષ્ણ ગોવિંદ–જય જય ગોવિંદ

૨૦. પ્રેમ મધુર જુગલ નાચ
સીતારામ રાધેકૃષ્ણ.

૨૧. ગોવિંદ બોલો રાધે રાધે.

૨૨. વિપિત વિહારી (બીજો પક્ષ) રાધેશ્યામ
કુંજ વિહારી „ રાધેશ્યામ
બાંકી વિહારી „ રાધેશ્યામ
ગીરીવર ધારી „ રાધેશ્યામ

મુરલી ધારી (બીજો પક્ષ) રાધેશ્યામ
કૃષ્ણ મુરારી ,, રાધેશ્યામ
બંસીવાલે ,, રાધેશ્યામ
મુરલીવાલે ,, રાધેશ્યામ
કમ્બલીવાલે ,, રાધેશ્યામ
રાધા વલ્લભ ,, રાધેશ્યામ
ગોપી વલ્લભ ,, રાધેશ્યામ.

૨૩. વિપિન વિહારી રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
કુંજ વિહારી રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
બાંકી વિહારી રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
દેવકી નંદન રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
ગોપી વલ્લભ રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
રાધા વલ્લભ રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
જય દુઃખ નાશક રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
યશો નંદન રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
જય નંદનંદન રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
જન મન રંજન રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
ભવ ભય ભંજન રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
કૃષ્ણ મુરારી રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ
બંસીવાલે રાધેશ્યામ–હરે કૃષ્ણ હરે રામ.

૨૪. દુધ લેલો મેરે ગોપાલ બાલ, નંદલાલા
(દુધ લેલો....)

રાધે ગોવિંદ કૃષ્ણ, રાધે ગોપાલ કૃષ્ણ
નંદ નંદન કૃષ્ણ, નવનીત ચોર કૃષ્ણ
વેણુ વિનોદ કૃષ્ણ, વેદાંત વિદ્યા કૃષ્ણ
ગોવિંદ રામ કૃષ્ણ, ગોપાલ રામ કૃષ્ણ
ગોપાલ મુકુંદ કૃષ્ણ, હરિ હરિ રામ કૃષ્ણ.

૨૫. પઢો પોથે મે રામ
લીખો તકતે પર રામ
ગીનો ગીનતીમેં રામ
(દેખો કંબેમેં રામ)
હરે રામ રામ રામ.
પીઓ કોફી મેં રામ
છમો ખાને મેં રામ
બોલો ઘૂમને મેં રામ
(જપો બેઠક મેં રામ).
હરે રામ રામ રામ.
દેખો આંખોસે રામ
સુનો કાનોસે રામ
બોલો જીવ્હાસે રામ
હરે રામ રામ રામ.
બોલો જાગ્રતમેં રામ
દેખો સ્વપ્નેમેં રામ
પાવો સુપ્તિમેં રામ
હરે રામ રામ રામ.
બાલ્યાવસ્થામેં રામ
યુવાવસ્થામેં રામ
વૃદ્ધાવસ્થામેં રામ
હરે રામ રામ રામ.

૨૬. શરણ મેં આયા હૈ હમ તુમારે
દયા કરો હે દયાળુ ભગવાન.
ના હમમેં સાધન
ના હમમેં શક્તિ
ના હમમેં પૂજા
ના હમમેં ભક્તિ
શરણમેં આયા હૈ હમ તુમારે.

૨૭. ઇસિ આસરા મંસારસીંધુમેં–રામ નામ આધાર હૈ
જીને મુખમે રામ કહા ઉસ જનકા બેડા પાર હૈ
રામ નામકા યશ મહેશને ગાયા,
રામ નામકા પાલ ગણેશને પાયા.
રામ નામને વાલ્મીકિકો તારા,
રામ નામ નારદ મુનીકો હેં પ્યારા.

## હિંદુસ્તાની સૂર

(લા, લા, લા, લા.)

૨૮. (અ) રાધેશ્યામ શ્યામ શ્યામ શ્યામ-
જય જય શ્યામ શ્યામ શ્યામ શ્યામ
ઘનશ્યામ શ્યામ શ્યામ શ્યામ
જય મનમોહન કુંજવિહારી (રાધેશ્યામ)
રાધેકૃષ્ણ–ગોપાલકૃષ્ણ (જય મુરલીધર)
સીતા રામ રામ રામ રામ
જય જય રામ રામ રામ રામ
જાનકી રામ રામ રામ રામ
જય સારંગધર જય અસુરારી
જય મનમોહન રામ ખરારી
જય જય રામ શીયાવર રામ (જય મુરલીધર)
(બ) રાધેશ્યામ શ્યામ શ્યામ શ્યામ
જય જય શ્યામ શ્યામ શ્યામ શ્યામ
ઘનશ્યામ શ્યામ શ્યામ શ્યામ.
જય મુરલીધર જય કંશ અરિ
જય મનમોહન કુંજબિહારી (રાધેશ્યામ)
રાધેકૃષ્ણ–ગોપાલકૃષ્ણ.

હમ શ્રીરામજી કે દૂત હો,
ખૂબ પ્રેમસે ચૂડામણી દેકે
રામજીકી દીલ બહૂત ખુશ હો.

૩૧. ભજો રાધેકૃષ્ણ—ગોવિંદ
ભજરે ભ્યાર—ગોવિંદ
આવો પ્યારે—ગોવિંદ
મીલકર ગાવો—ગોવિંદ
પ્રભો પ્રસીદ—ગોવિંદ.

૩૨. પતીત જનકો કરો પુનિત
હે રામ સીતા હે રામ સીતા

૩૩. હરિ હરિ જપ—ઔર સબ સ્વપ્ન
ગુરૂ ગુરૂ જપ—ઔર સબ સ્વપ્ન.

૩૪. હર હર મહાદેવ શંભો—કાશીવિશ્વનાથ ગંગે
વિશ્વનાથ ગંગે—કાશી વિશ્વનાથ ગંગે.

૩૫. દીન ધારિણી દુરિત હારિણી
સત્વ રજ તમ ત્રિગુણા ધારિણી
સગુણી નિર્ગુણી અનિર્વચનીય અર્ધાંગી
સંધ્યા સાવિત્રી, સરસ્વતી ગાયત્રી—
રૂક્મિણી, જાનકી, પંકજા લક્ષ્મી.

૩૬. રાધાકૃષ્ણ ત્રિલોકનાથને
વેણુગણ લોલા નીલ મેઘ શ્યામને.

૩૭. હરિ હરિ બોલ—બોલો હરિ બોલ
મુકુંદ માધવ ગોવિંદ બોલ.—(હરિ હરિ બોલ)

૩૮. સુનાજે સુનાજે સુનાજે કૃષ્ણ
તુ ગીતાવાલા જ્ઞાન સુનાજે કૃષ્ણ.

પિલાથે પિલાથે પિલાથે કૃષ્ણ
તું પિતાંબર પીલા પિલાથે કૃષ્ણ.
દિખાજે દિખાજે દિખાજે કૃષ્ણ
ઓ મધુરૂકે મૂર્તિ દિખાજે કૃષ્ણ.
લગાજે લગાજે લગાજે કૃષ્ણ
મેરા નય્યાકે પાર લગાજે કૃષ્ણ.
ખિલાતે ખિલાતે ખિલાતે કૃષ્ણ
માખ્ખન ઓર મીસરી ખિલાતે કૃષ્ણ.

૩૯. ભોલા શંકર ભોલા શંકર, શંકર શંકર ભોલા,
હર હર હર હર મહાદેવ, શંભો શંકર ભોલા,
શિવ શિવ શિવ શિવ સદાશિવ શંભો શંકર ભોલા.

૪૦. જયતિ શિવ શિવ જાનકી રામ,
જય રઘુનંદન રાધેશ્યામ
અવધ બિહારી સીતારામ, કુંજ વિહારી રાધેશ્યામ
અવધ સરયૂ સીતારામ, કમળા વિમલા મીઠા ધામ
(ગંગ તુલશી શાલિગ્રામ)
દશરથ નંદન સીતારામ, અવધ ઉદ્ધારણ રાધેશ્યામ
ધનુષધારી સીતારામ, મુરલીધારી માધવ શ્યામ.
જય રઘુનંદન સીતારામ, જય યદુ નંદન રાધેશ્યામ
જય જય વંદન સીતારામ, દ્વંદ્વ નિકંદન રાધેશ્યામ
જયતિ કરારી રાઘવ રામ, જયતિ મુરારી
માધવ શ્યામ.
જય દુઃખ નાશક સીતારામ, પ્રેમ પ્રકાશક રાધેશ્યામ
ભવ નિધિ તારણ સીતારામ, અધમ ઉદ્ધારણ
રાધેશ્યામ

જય જય રઘુવર રાજારામ, જય જય નટવર
મોહન શ્યામ
જય આર્તજન સીતારામ, જય સુખ સંપત્તિ
દાતા શ્યામ.

૪૧. જય નંદલાલા દીન દયાળા, જય કૃષ્ણ જય હરે હરે
જય નંદલાલા કૃષ્ણ ગોપાલા,
જય કૃષ્ણ જય હરે હરે
જય નંદલાલા કૃષ્ણ દયાલા,
જય કૃષ્ણ જય હરે હરે
જય નંદલાલ વેણુ ગોપાલા,
જય કૃષ્ણ જય હરે હરે
જય નંદલાલા દેવકીબાલા,
જય કૃષ્ણ જય હરે હરે
જય નંદલાલા બાલ ગોપાલા,
જય કૃષ્ણ જય હરે હરે
જય નંદલાલા યશોદા બાલા,
જય કૃષ્ણ જય હરે હરે
જય નંદલાલા ગોપી લોલા,
જય કૃષ્ણ જય હરે હરે
જય નંદલાલા યદુકુલ તિલક,
જય કૃષ્ણ જય હરે હરે.

૪૨. બાંસુરી બાંસુરી બાંસુરી શ્યામકી
શ્રી રામ, રાધેશ્યામ, સીતારામ શ્રી ગોપાલ
હરે રામ, હરે રામ, હરે રામ શીયારામ
સીતારામ રાધેશ્યામ, સીતારામ રાધેશ્યામ.

## ( ભૈરવી રાગ )

૪૩. સાવર બંસીવાલા, નંદલાલા,
ગોકુલ કે રહેનેવાલા....

### અન્તરાય.

કોઈ કોઈ કહે કૃષ્ણ મુરારી
કોઈ કોઈ કહે નટવર ગીરધારી
જપે તુમારી માલા–નંદલાલા–ગોકુલકે રહેનેવાલા
ઓમ્ નમો ભગવતે વાસુદેવાય
—ઓમ્ નમો ભગવતે વાસુદેવાય
(સાવર બંસીવાલા....)

૪૪. ભજ મન નારાયણ નારાયણ–નારાયણ
શ્રીમન નારાયણ નારાયણ–નારાયણ
બદ્રી નારાયણ નારાયણ–નારાયણ
લક્ષ્મી નારાયણ નારાયણ–નારાયણ
હરિ ૐ નારાયણ નારાયણ–નારાયણ
હરિ ૐ....હરિ ૐ....હરિ ૐ....હરિ ૐ.
હરિ બોલ....હરિ બોલ....હરિ બોલ હરિ બોલ.
(ભજ મન નારાયણ....)

૪૫. જય ગણેશ, જય ગણેશ, જય ગણેશ ગંગ
નમઃ શિવાય, નમઃ શિવાય નમઃ શિવાય ભોં.

૪૬. જય શિયા રામ જય–જય શિયા રામ
જય રાધે શ્યામ, જય–જય રાધેશ્યામ
જય હનુમન જય–જય હનુમન.

૪૭. મહામંત્ર હૈ યહ, જપ કર જપ કર
હરિ ૐ તત્સત્—જપ કર જપ કર.

૪૮. ૐ તત્‌સત્, ૐ તત્‌સત્, ૐ તત્‌સત્ ૐ
ૐ તત્‌સત્, ૐ તત્‌સત્, ૐ તત્‌સત્ ૐ
ૐ તત્‌સત્, ૐ તત્‌સત્, ૐ તત્‌સત્ ૐ
હરિ ૐ તત્‌સત્, શ્રી ૐ તત્‌સત્,
શિવ ૐ તત્‌સત્ ૐ
ૐ તત્‌સત્, ૐ તત્‌સત્, ૐ તત્‌સત્ ૐ
ૐ શાંતિ, ૐ શાંતિ, ૐ શાંતિ ૐ........

૪૯. ૐ શક્તિ, ૐ શક્તિ, ૐ શક્તિ ૐ
બ્રહ્મા શક્તિ, વિષ્ણુ શક્તિ, શિવ શક્તિ ૐ
આદિ શક્તિ, મહા શક્તિ, પરા શક્તિ ૐ.

૫૦. જય લલિતે, શ્રી લલિતે ત્રિપુરાસુંદરી જય લલિતે
જય ગંગે, શ્રીગંગે, રાજ રાજેશ્વરી જય ગંગે.
જય ગૌરી, શ્રી ગૌરી, ઉમા મહેશ્વરી જય ગૌરી.

## બે પક્ષોએ બોલવાના ધ્વનિ

૫૧. (અ) મદન મોહન ભજો—વૃંદાવન ચંદ્ર ભજો (એક પક્ષ)
રાધે ગોવિંદ ભજો—રાધે ગોવિંદ ભજો (બીજો પક્ષ)

(બ) હરે કૃષ્ણ હરે રામ (એક પક્ષ)
રાધે કૃષ્ણ રાધે શ્યામ (બીજો પક્ષ)

(ક) હરે કૃષ્ણ હરે રામ (એક પક્ષ)
ગોપીય વલ્લભ રાધે શ્યામ (બીજો પક્ષ)

(ડ) અંજનેય (એક પક્ષ)—વીરા (બીજો પક્ષ)
હનુમન્ત (એક પક્ષ) સૂરા (બીજો પક્ષ)

## *જય જયકાર

| | |
|---|---|
| ૫૨. ગજવદન ગણેશ મહારાજ કી | જય |
| સીતાપતિ રામચંદ્રજી કી | જય |
| વૃંદાવન કૃષ્ણચંદ્રજી કી | જય |
| ઉમાપતિ મહાદેવ કી | જય |
| સર્વોદ્‌ભવ શન્મુખ મહારાજ કી | જય |
| સર્વાક્ષી સ્વરૂપા મહાદેવી કી | જય |
| પવનસુત હનુમાન કી | જય |
| સબ સંતન કી | જય |
| ગૌરાંગ મહાપ્રભુ કી | જય |
| દત્તાત્રેય મહારાજ કી | જય |
| ગંગા મહારાણી કી | જય |
| સનાતન ધર્મ કી | જય |

જય જય સીતારામ
જય જય રાધેશ્યામ

હરિઃ ૐ

ॐ पूर्णमदः पूर्णमिदम् पूर्णात् पूर्णमुदच्यते
पूर्णस्य पूर्णमादाय पूर्णमेच वशिष्यते ॥
ૐ શાંતિ ! ૐ શાંતિ !! ૐ શાંતિ !!!

---

* નોંધ: જ્યારે જ્યારે સંકીર્તન થાય ત્યારે ઉપર પ્રમાણે જય જયકાર સંકીર્તનને અંતે કરવો. સંકીર્તનની શરૂઆત 'જય ગણેશ' અને મહામંત્ર "હરે રામ હરે રામ રામ રામ હરે હરે. હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે" થી કરવી.

## પ્રકરણ ૭ : ભક્તોના જીવનો

### ૧. ભક્ત પ્રહ્લાદ

એક સમયે જયારે બ્રહ્માના પુત્રો સનતકુમારો ભગવાન શ્રીહરિના ધામમાં ગયા હતા, ત્યારે તેમની વય પાંચ ૭ વર્ષની હતી. તેમના વદન પર દીવ્ય-કાંતિ ઓપતી હતી. વયમાં તેઓ બાળક હતા પણ જ્ઞાનમાં તેઓ મરિચિ વગેરે ઋષિઓ કરતાં ચઢીઆતા હતા. શ્રીહરિના દ્વારપાળો દંડવક્ર અને શિશુપાળે આ બાળકોને દરવાજા આગળ રોકયા, અને શ્રીહરિને મળવા દીધા નહિં. તેથી તેમણે તેમને શાપ આપ્યો. એથી આ દ્વારપાળો દીતિના પુત્રો તરિકે અવતર્યાં. મોટાનું નામ હિરણ્યાક્ષ્ય અને નાનાનું નામ હિરણ્યકશ્યપુ.

હિરણ્યાક્ષ ને ભગવાન વિષ્ણુએ વરાહ રૂપ ધરીને માર્યો. પોતાના ભાઇના મરણથી હિરણ્યકશ્યપુ ને ભારે ક્રોધ થયો. તેણે કહ્યું: "નાલાયક નમાલા દેવો મારા બળવાન ભાઇ સામે ઉભવા અશક્ત હતા એથી તેમણે નાસી જઈ ભગવાન હરિનો આશ્રય લઈ મારા ભાઇને મરાવ્યો. હું એ વિષ્ણુના ગળામાં મારૂં ત્રિશુળ ભોંકી દઇશ, કે જેણે મારા ભાઇને મારવા માયાવી વરાહનું રૂપ ધારણ કર્યું હતું. હિરણ્યાકશ્યપુના હુકમથી અસુરોએ દેવોનો સંહાર કરવા માંડયો. હિરણ્યકશપુએ પોતાની માતાને આશ્વાસન આપ્યું.

પોતે સાર્વભૌમ સત્તાધીશ બને, અજેય શત્રુ વિનાનો, તેમજ ઘડપણથી, કાળથી કે શસ્ત્રથી મરણ ન પામે એવો બને એ હેતુથી હિરણ્યકશ્યપુએ મંદ્રા પર્વત પર ઉંચા હાથો, ઉંચી આંખો રાખી,

ભૂમિપર ફકત પગના અંગુઠાઓ જ ટેકવી રાખીને અતિ ઘોર તપ આદર્યું. સો વર્ષ પર્યંત એ પ્રમાણે પાણી પીધા વિના તેણે તપ કર્યું. ત્યારે બ્રહ્મા તેની સમક્ષ હાજર થયા. તેમણે કહ્યું: " હે હિરણ્યકશિપુ, હું તારા તપથી પ્રસન્ન થયો છું. વરદાન માગ. હું તે આપીશ. બ્રહ્માના દર્શનથી હિરણ્યકશ્યપુ ઘણો ખુશ થયો. તેણે કહ્યું: "હે દેવ, તમે સર્જેલા કોઈ પણ પ્રાણીથી મારું મૃત્યુ નહિં થાય. " બ્રહ્માએ તેની અરજ સ્વીકારી. એ વરદાનના પ્રતાપે હિરણ્યકશ્યપુએ ઇંદ્રને તેના ઇંદ્રાસન પરથી ખસેડી મૂકયો. તે દેવોને અતિ કષ્ટ આપવા લાગ્યો. દેવોએ ભગવાન હરિની સ્તુતિ કરી તેની મદદ માટે પ્રાર્થના કરી. તેમણે આકાશવાણી સાંભળી: "હે દેવો! ગભરાશો નહિં. હિરણ્યકશ્યપુના અતિ ભયાનક કૃત્યો હું જાણું છું. હું તેનો નાશ કરીશ સમય આવવા દો. મારા દર્શનથી તમો સર્વને સુખશાંતિ થશે."

હિરણ્યકશ્યપુને ચાર પુત્રો થયા. તેમાં પ્રહલાદ મુખ્ય હતો. બાળક વયથી જ તે ઘણો પવિત્ર હતો. તે જીતેન્દ્રિય હતો. તેનું હૃદય ભગવાન પ્રત્યેની સાચી ભકિતથી ભરેલું હતું. તે બધાનો મિત્ર હતો. તેનામાં વિશ્વપ્રેમ હતો. તે સર્વ કાળે સાચું જ બોલતો. તે હંમેશાં ધ્યાનાવસ્થ રહેતો. તેનામાં સર્વ દૈવી ગુણો હતા. તેને શ્રીહરિ પ્રત્યે અચળ શ્રદ્ધા હતી. કેટલીકવાર તે રડતો. કેટલીકવાર તે હસતો. કેટલીકવાર તે ભગવાનના નામો ગાતાં ભાવથી નૃત્ય કરતો. તે ભકિતપૂર્ણ આનંદાશ્રુ વહાવતો ત્યારે તેના રૂવાટાં ઉભાં થઈ જતાં, તેની દૈનિક ચર્યામાં, બેસતા, ચાલતાં, ખાતાં વગેરે દરમ્યાન તે સતત ભગવાનનું નામ ઉચ્ચારતો.

પ્રહલાદને દૈત્યોના ગુરુ શુક્રાચાર્યના પુત્રો ચંદ ને મર્કને ત્યાં વિદ્યાભ્યાસ માટે મોકલવામાં આવ્યો. ગુરૂએ તેને બીજા શિષ્યો સાથે વિદ્યાભ્યાસ કરાવ્યો. પ્રહલાદે વિચાર્યું કે જો વિદ્યાર્થીઓને માત્ર એક જ ચીજની સતત યાદ અપાવ્યા કરે. જે ચીજ

ભગવાન હરિનુ નામ જ છે તેજ સાચો ગુરુ, તેજ પિતા, તેજ માતા ને મિત્ર પોતાના ગુરુઓ પાસેથી પ્રહલાદને આવુ શિક્ષણ મળતું નહિં એથી તેને વિદ્યાભ્યાસ નિર્થક લાગ્યો તેના પિતાએ પ્રહલાદને પોતાના ખોળામાં બેસાડી કહ્યુ "વ્હાલા બેટા ! તારા અભ્યાસમાથી તને સારામાં સારૂ લાગે તે થોડુ ક મને કહે " પ્રહલાદે તુરત જ જવાબ આપ્યો, "પિતાજી, નરકના કારણ રૂપ ઘરને ત્યજી શ્રીહરિનો આશ્રય લઈ તેનું ધ્યાન ધરવા એકાંતમાં ચાલ્યા જવુ એજ સર્વ શ્રેષ્ટ છે " હિરણ્યકશ્યપુ હસ્યો ને તેણે કહ્યું, "બીજાઓના ખોટા ઉપદેશથી તેના પુત્રની બુદ્ધિ બગડી ગઇ છે " તેણે ગુરુઓને તેને સાચો ઉપદેશ આપવા સૂચના કરી. દૈત્યોના ગુરુઓ પ્રહલાદને તેમને ઘેર લઇ ગયા ને પૂછ્યુ "પ્રિય પ્રહલાદ ! સાચુ કહેજે ! આવુ ખોટુ શિક્ષણ કે જે બાળક-બુદ્ધિથી સમજાઈ શકતુ નથી તે તું કયાથી શિખ્યો ?" પ્રહલાદે જવાબ આપ્યો, "પૂજ્ય ગુરૂજી! જેમ લોહચુબક આગળ લોઢુ ચક્કર ચક્કર ભમે છે તેમ શ્રીહરિની હાજરીથી મારી બુદ્ધિ પણ આપ મેળે ફરે છે બીજા શ્વાસનો ભરોસો નથી કોઈ પણ ક્ષણે તે અટકીયે જાય તેથી બાળવયથી જ દરેકે શ્રીહરિનુ નામ માત્ર અને તે સિવાય બીજુ કોઈ પણ ઉચ્ચારણ કરવુ નહિ આથી ગુરૂઓએ પ્રહલાદને ધમકાવ્યો "સોટી લાવ, જે કૂળનો નાશ લાવે છે, કૂળને લજવાવે છે, શ્રીહરિના નામ લેવારૂપી બુદ્ધિ જેની કુઠિત થઈ છે તે શિક્ષાને પાત્ર છે ચદનના ઝાડોના વનમાં આ કાટાવાળું ઝાડ છે કુઠિત બુદ્ધિવાળો આ બાળક અસુરોના નિકદન કરનાર વિષ્ણુના કુહાડા રૂપ જ છે ભવિષ્યમા તારે કદાપિ હરિ શબ્દ પણ બોલવો નહિ "

થોડાક મહિનાઓ બાદ પ્રહલાદને ચાર વેદનો અભ્યાસ કરાવ્યા બાદ ગુરૂઓ તેના પિતા પાસે લઈ ગયા હિરણ્યકશ્યપુએ પુત્રને ખોળામાં બેસાડી પૂછ્યુ "મારા વ્હાલા બેટા ! તું શુ ભણ્યો તેનું તત્વ મને કહે " પ્રહલાદે જવાબ આપ્યો, "ભગવાન

હરિની કથાઓનું શ્રવણ, તેના નામો ને ગુણાનુવાદોનું કીર્તન, તેનું સતત સ્મરણ, પવિત્ર ચરણકમળ સમક્ષ પ્રણિપાત ને સેવા (પાદસેવન) તેની અર્ચના, વંદન, સેવા (દાસભાવ) મૈત્રી (સખ્ય) અને પોતાનું આત્મ-સમર્પણ (આત્મ-નિવેદન) એ શ્રીહરિની ભકિતના નવવિધ પ્રકાર-એજ મારી સમજ મુજબ ઉત્તમોત્તમ શિક્ષણ છે." પોતાના પુત્રના આ પ્રમાણેના શબ્દો સાંભળી હિરણ્યાકશ્યપુ ઘણો જ ગુસ્સે થઈ ગયો ને તેણે ગુરુઓને ઠપકો આપ્યો: "હે દુર્બુદ્ધિવાળા બ્રાહ્મણો ! શા માટે તમે મારા પુત્રને આવું નિર્થક શિક્ષણ આપ્યું? મારા શબ્દોથી તદ્દન જ વિરૂધ્ધ મારા શત્રુ વિષ્ણુનો તે ઉપાસક બન્યો છે. મારી પડતી ને વિનાશ કરનારૂં જ શિક્ષણ તમે તેને આપો છો." શિક્ષકોએ ધ્રૂજતાં કહ્યું: "કૃપા કરી અમને દોષ નહિં દેશો. અમે આવું કાંઇપણ શિક્ષણ તેને શિખવ્યું નથી. એ બુધ્ધિ એની સાહજીક છે. તે અમારૂં કહ્યું કદિ માનતો નહિં અને અમે આપેલું શિક્ષણ ભણતો નહિ. અને તેથી અમે તેને આપની પાસે લાવ્યા છીએ."

ત્યારે હિરણ્યકશ્યપુએ પોતાના પુત્રને પૂછ્યું: "જો આ શિક્ષણ તને તારા ગુરુઓ પાસેથી નથી મળ્યું તો આ અનિષ્ટ ને ઉંધી બુધ્ધિ તને ક્યાં અને કેવી રીતે પ્રાપ્ત થઇ?" પ્રહલાદે શાંતિથી જવાબ વાળ્યો: "સંસારીઓ ફરી ફરીને ઇંદ્રિયોસુખના ઉપભોગમાં રચ્યાપચ્યા રહે છે. તેમના મન અશુધ્ધ ને ઇંદ્રિયો સ્વચ્છંદી હોય છે. તેઓ ફરી ને ફરી ગર્ભમાં દાખલ થાય છે. તેમનાં મન શ્રીહરિના પવિત્ર ચરણોમાં ચોંટતાં નથી. તેમનાં મનો ઇંદ્રિયસુખોની વાસનાઓમાં ગોંધાયાં હોય છે. તેમનામાં વિચાર શકિત (સાચું ને ખોટું પારખવાનો વિવેક) નથી હોતી. તેઓ ઇશ્વર-સાક્ષાત્કાર કે મુકિતની પરવાહ કરતા નથી. તેઓ માત્ર ઇંદ્રિયસુખોપભોગો તરફ જ દોડતા હોય છે. તેમનાં મનો ને ઇન્દ્રિયો નિરર્થક, વિનાશી, ભૌકિતક વસ્તુઓ તરફ બહિર્મુખ થઇ રહી હોય છે. તેઓ અજ્ઞાન, અંધ હોય છે. જ્યારે

તેઓ સત્સંગ ને ભગવાન હરિ પ્રત્યે ભક્તિથી પોતાની અજ્ઞાનતા દૂર કરે ત્યારે તેમની બુધ્ધિ શુધ્ધ થાય "

આ શબ્દો સાંભળી હિરણ્યકશ્યપુ ખૂબ જ ક્રોધે ભરાયો ક્રોધાવેશથી ઓઠ કરડતા તેણે પુત્રને ખોળા પરથી દૂર ફેંકી દીધો. તેની આંખ લાલચોળ બની તેણે અસુરોને કહ્યું 'હે બળવાન યોધ્ધાઓ ! આ બાળકને તત્કાળ જ મરણ શરણ કરો. તેની ગળચી દબાવી મારો તેણે ખરેખર દ્રોહ કર્યો છે તે પોતાના કાકાને મારનાર વિષ્ણુનો ઉપાસક છે પાચ વર્ષના એ બાળકે પોતાના માતા પિતાનો પ્રેમ છોડી દીધો છે સઘળા ઉપચારો વડે તેનો નાશ કરો. જરુર પડે તો હાથીના પગે ચગદીને, અતિ ઝેરીલા સર્પોના દંશથી,વિનાશક મંત્રો, પર્વત પરથી ગબડાવીને, અંધારી કોટડીમા ગોંધીને, ઝેર પાઇને, ભૂખે મારીને, બરફ પર કે અગ્નિ પર મૂકીને, જે કોઈ ઉપાય ઘટે તેથી તેનો નાશ કરો અસુરોએ સઘળા ઉપાયો કર્યાં પણ નિરર્થક ગયા તેઓ પોતાના પ્રયત્નમા નિષ્ફળ નિવડયા. સઘળી યાતનાઓ દરમ્યાન પ્રહ્લાદ આનંદથી ભગવાનનુ નામ લઇ રહ્યો હતો કાઇ પણ તેને દુ ખ આપી શકયુ નહિ હિરણ્યકશ્યપુ આ બાળકને મારી નાખવા અશક્ત હતો આખરે તે ભરેલે હૈયે બોલ્યો: "આ બાળક ભયમૂક્ત ને મરણમૂક્ત છે. તે અસામાન્ય મહાન છે તેના* તિરસ્કાર માટે જ મારું મરણ થનાર છે નહિતર હું મરણથી પર છુ."

ચંદ ને મર્ક ગુરૂઓએ હિરણ્યકશ્યપુને આશ્વાસન આપતા કહ્યુ "હે અસુરોના ગૌરવરૂપ મહારાજા! શુક્રાચાર્ય આવે ત્યાસુધી આ છોકરાને વરૂણ-પાશથી બાધીને કાબુમા રાખવો કે જેથી તે ન્હાસી જઈ શકે નહિ સમય જતા તે મહાપુરૂષોના શિક્ષણથી તે પાછો યોગ્ય સમજવાળો બની શક્શે ' હિરણ્યકશ્યપુએ તેને રાજધર્મ શિખવવા કહ્યુ'

પ્રહ્લાદ પોતાના સાથીભાઈઓને ઉપદેશ આપવા લાગ્યો કે "પ્રિય મિત્રો! બ્રહ્માથી માંડી એક ઘાસના તણખલા સુધીનો આ સંસાર કેવળ ભ્રમ છે. જો કાંઈપણ સત્ય હોય તો તે માત્ર શ્રીહરિનું નામ જ છે અને એજ ત્રણવાર સાચું છે. ભગવાન શ્રીહરિ સર્વના અધિષ્ઠાતા, શુભેચ્છક અને સર્વપ્રાણીના આત્માછે. સર્વેએ તેના ચરણોની પૂજા કરવી જોઇએ. તે સર્વનો પરમઆશ્રય છે. તે પરમસુખ, અમરતા ને શાશ્વત શાંતિ બક્ષે છે. સંસારિઓ નિર્જીવ ધન માટે પોતાની અમૂલ્ય જીંદગી વેચે છે. તેઓ ધન અને સ્ત્રી–કામિની ને કાંચન માટે મરે છે. હતભાગી ભ્રમિત જીવો! તેઓ પોતાની પ્રબળ ઇંદ્રિયોથી જ ભરમાય છે."

વિદ્વાન માણસ પણ સંસારમાં ઘૂમે છે. ભગવાનનું સત્ય સ્વરૂપ સમજવા માટે તેને મિનિટની યે ફુરસદ નથી હોતી. આ શોકજનક ને દિનસ્થિતિ નથી? પોતાનામાં વિદ્વત્તા છતાં પોતાના નાશકારક શરીરમાં પોતાપણું માનવારૂપી અજ્ઞાનતામાં તે ડૂબેલો હોય છે. તે હંમેશાં કહે છેઃ "હું બ્રાહ્મણ છું. હું પંડિત છું. હું ધનવાન છું. હું રૂષ્ટપુષ્ટ છું. હું નબળો છું. હું બહેરો છું. હું આંધળો છું. આ મારી પત્ની છે. આ મારો પુત્ર છે. આ મારૂં ઘર," તેનામાં 'હું' પણાના ને મારા–પણાના આગ્રહો ઉંડા મૂળવાળા હોય છે. એવાને તમો સાચા શિક્ષણવાળો કેવી રીતે કહી શકો?" છ ફેરફારો–જેવાકે–હયાતી, જન્મ, વૃદ્ધિ, વિકાર, ક્ષય અને મરણ એ શરીરના છે અને નહિં કે અમર આત્માના. આ આત્મા સનાતન, અભેદ્ય, સંપૂર્ણ, અક્ષય, અમર, શુધ્ધ, અવિકારી, સ્વપ્રકાશીત, કાળ સ્થાન ને કારણથી પર, અનાસક્ત, અબાધિત, છે. જેમ સોની સાફસુરીની પદ્ધતિથી માટીમાંથી સોનાને જૂદું કરે છે, તેજ પ્રમાણે સત્ય આત્માને જાણનાર પોતાની સાધના (આધ્યાત્મિક ઉપચારો) વડે પોતાને ભ્રાંતિરૂપ પાંચ પડો–કાષાયો અગર ત્રણ શરીરો ને જૂદો કરે છે અને બ્રહ્મ–આત્મ પ્રાપ્તિ કરે છે. આ શરીર પાંચ તત્વોથી બનેલું છે. 'આ નહિં'–'આ નહિં'"

(નેતિ નેતિ) ના સિદ્ધાંતથી અધ્યાસવાળા તત્વોને દૂર કરવા જોઈએ અને એમ એક પછી એક તત્વોને ઓછાં કરતાં કરતાં શુદ્ધ આત્માનો સાક્ષત્કાર કરવો જોઈએ. સમસ્ત સૃષ્ટિ બ્રહ્માથી માંડી ઘાસના તણખલાં સુધીની કેવળ મિથ્યા છે. એ મિથ્યા જગતને શૂન્ય કર્યા બાદ જે ચમકે છે તે સર્વ સચેત સર્વ સુખમય અને સર્વ શુદ્ધ શ્રીહરિનું નામ ને શ્રીહરિ જ એક છે. "

" પ્રિય મિત્રો, સઘળી મધુર ચીજો કરતાં જો કાંઇ વધુ મધુર હોય, સઘળી સુભગ વસ્તુઓથી જો કાંઈ વધુ સુભગ હોય, સઘળા શુદ્ધકારક તત્વોમાંથી પણ જો કાંઇ વધુ શુદ્ધ હોય તો તે એક શ્રીહરિનું નામ અને શ્રીહરિ જ છે. સંસાર પ્રત્યે મનવાળા અસુરોનો સંગ છોડો સર્વ અનિષ્ટ કાર્યોથી દૂર રહો. સત્સંગ ( મહાત્મા પુરૂષોનો સહવાસ ) કરો—પરમેશ્વર 'નારાયણ'માં આશ્રય લ્યો. તે શાંતિ, સૌખ્ય ને જ્ઞાન સ્વરૂપ છે.

" શ્રીહરિ સર્વમાં બિરાજમાન છે. જ્યાં તેના ભકતો ભાવથી ભક્તિથી શ્રીહરિનું નામ ને બીજું કાંઈ નહિં બોલતાં હોય ત્યાં તે સદાય વસેલા હોય છે. ભગવાન હરિ પ્રત્યે ભક્તિ કેળવો. ત્યારે જ તમે શાશ્વત સૌખ્યને જ્ઞાન પ્રાપ્ત કરી શકશો. ક્ષણિક ઇંદ્રિયસુખો તરફ દોડવાનો શો અર્થ છે? તમારા જ હૃદયરૂપી મંદિરમાં બિરાજેલા, તમારા સાચા મિત્ર, શુભેચ્છક, પિતા માતા, ગુરૂ રૂપ શ્રીહરિને ભજવામાં કાંઇ દુઃખ નડતાં નથી. માણસ જેના સર્વ સુખોની તૃષ્ણાવાળો બની રહે છે તે આ મળમૂત્રવાળું દુર્ગંધી શરીર નાશવંત છે. તે શિયાળવાં, માંછલાં કે કૂતરાંનો ખોરાક છે. શ્રીહરિ શુધ્ધ પ્રેમથી પ્રસન્ન થાય છે. તમારૂં હૃદય તેને અર્પણ કરો. તમારી પાસેથી તે કાંઈ માંગતા નથી. શ્રીહરિ અતિ વિદ્યાથી, દાનથી, તપથી કે વ્રતથી મળતા નથી. માણસની અર્ધી જીંદગી ઉંઘમાં વીતે છે. તે સિવાય બાકીની જીંદગીનો મોટો ભાગ ઘડપણમાં, નાનપણની અજ્ઞાન દશામાં, દુઃખો, યાતનાઓ ને રોગોમાં

વીતે છે. આ પ્રમાણે તમારી પાસે થોડાકેજ સમય હોય છે તો શા માટે ઇંદ્રિયસુખો તરફ દોડો છો? આ થોડો પણ સમય ભગવાનના નામ સ્મરણમાં અને તેમના ચરણ પ્રત્યે ભકિત કેળવવામાં ગાળો અને આ જન્મ-મૃત્યુ રૂપ સંસારસાગર ને તેના દુઃખોને તરી જાઓ. એથી સર્વ સમયે શ્રીહરિ પ્રત્યે શુદ્ધ ભકિત અને પ્રેમ કરો. ભગવાન શ્રીહરિનું નામ વરદ છે, જે પાપોના પહાડોને વિદારનાર ત્રિશૂળ રૂપ જ છે, જે સંસારના રોગોને નિર્મૂળ કરનાર રામબાણ દવારૂપ, છે, જે ભ્રાંતિરૂપી રાત્રિના ગાઢતમ અંધકારને મારી હઠાવનાર સૂર્યોદયરૂપ છે, જે સંસારના દુઃખોરૂપી બળવાન ઝાડને બાળી ભસ્મ કરનાર ભયંકર મહા વડવાનળ છે, અને જે પરમ સૌખ્યના ધામના દરવાજારૂપ છે. એક પણ ક્ષણ ગુમાવો નહિં. તમારા અંતરના ઉંડાણમાંથી ગાઓઃ

પઢો પોથેમે હરિ (રામ), લીખો તખ્તેમેં હરિ (રામ)
દેખો કમ્લેમેં હરિ (રામ), હરે હરિ (રામ) હરિ (રામ) હરિ (રામ)
સૂનો કાનોંસે હરિ (રામ), દેખો હૃદયોમેં હરિ (રામ)
બોલો જીભ્હાસે હરિ (રામ), હરે હરિ (રામ) હરિ (રામ) હરિ (રામ)

અસુર બાળકોએ પ્રહલાદના આ મધુર શબ્દો સાંભળ્યા પછી તે ગુરુઓના શિક્ષણ તરફ તેઓ ધ્યાન આપતા નહિં. પ્રહલાદે આપેલી સોનેરી શિખામણથી તેઓ ખૂબ આકર્ષાયા હતા. કુહાડીના શસ્ત્રવાળા અસુરબાળકો શ્રીહરિના સેવક બનવા લાગ્યા, પોતાના ખરાબ અવગુણોને છોડી તેઓ પ્રહલાદની શિખામણને અનુસરવા લાગ્યા. ગુરૂઓએ જોયું કે બધા જ શિષ્યો ભગવાન વિષ્ણુનું નામ જપવા લાગ્યા ને પ્રહલાદ સાથે આનંદમાં નાચવા લાગ્યા. તેઓ પ્રહલાદને પકડીને રાજા પાસે લઇ ગયા અને બધા બાળકોની વર્તણુક તથા પ્રહલાદની શિખામણ વગેરે જણાવ્યાં. પોતાના પુત્રની વર્તણુક તથા સઘળાં અસુર બાળકો પર તેની શિખામણની અસર જાણીને હિરણ્યકશપુ ઘણો જ ગુસ્સે થયો.

પ્રહલાદને તુચ્છકારતા તે બોલ્યો : " હે નીચ–અધમ ! હે દુર્મતિ ચાંડાળ ! હે કુળદ્રોહી ! હું તત્કાળ જ તારું કાસળ કાઢું છું. તેં મારા શબ્દો અને તારા માતાપિતા પ્રત્યેની ફરજની અવગણના કરી છે. "

પ્રહલાદે જવાબ વાળ્યો : " હે મહારાજ ! હું કે આપ બળવાન છો એમ કાઇ નથી. શ્રી હરિ કે જેઓ ત્રિલોકના સૃષ્ટા છે અને સઘળા પ્રાણીમાત્રના આધાર છે તેઓ જ સર્વશક્તિમાન છે. તેઓ જ સર્વ પ્રાણીમાત્રના આત્મા છે. તેઓ કાળ છે. તેઓ પ્રાણ છે. તેઓ ઇંદ્રિયો અને મનને ગતિ આપનાર છે. તેઓ ત્રણ શક્તિઓના નિયંતૃ છે. તેઓ અંતર્યામિન્ છે. તેઓ જ આપણા સર્વ કર્મોના સાક્ષી છે. તેઓ જ રક્ષક છે. તેઓ જ લોકોને સર્જે છે, નિભાવે છે, સંહારે છે. હા ! કેટલું શોકજનક ! કેટલું ભારે દયાજનક છે કે ઈંદ્રિય સુખોરૂપી કાચના ચળકતા ટૂકડાની પાછળ પડી સંસારીઓએ શ્રી હરિના નામરૂપી અમૂલ્ય હીરાને બાજુ પર ફેંકી દીધો છે ! વ્હાલા પિતાજી, તમારા ગર્વ ને અભિમાનથી કે તમારી ઇંદ્રિયશક્તિઓથી ભરમાઇ ફૂલાશો નહિ. તમારો આસુરી સ્વભાવ છોડો. મનની શાંતિ મેળવો. શ્રી હરિની ભક્તિ કેળવો. આ દુષ્ટ મન તમારૂં વૈરી છે. જ્યારે તમને છ બળવાન શત્રુઓ ( કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, ) તમારા મનમાં છે પછી તમો રાજા કેવી રીતે કહેવડાવો છો ? જેણે આ છ શત્રુઓને મારી મારી મનને જીત્યું હોય તે સાચો સમ્રાટ છે. રાજાનો રાજા છે, અને નહિ કે જે પ્રદેશ જમીન ધરાવતો હોય તે. જેણે પોતાનું મન નથી જીત્યું તેણે કાંઈ જીત્યું નથી, તે પોતાના કાબુમાં આલોકને રાખતો હોય તો પણ.

શ્રીવિષ્ણુ આગળ, અગાઉના સર્વ બળવાન માણસો ને અસુરો, જેમ પવનથી રૂ ઉડે તેમ, તેની અગ્નિભરેલી દૃષ્ટિમાત્રથી

સહેજમાં નાશને પામ્યા છે. શ્રી વિષ્ણુથી બ્હીતો નહિ હોય એવો હવે કોઇ નથી. ભક્તિદ્વારા શ્રી વિષ્ણુમાં સાચો આશ્રય શોધો. આ જ ક્ષણથી તમારૂં મન શ્રીહરિમાં આશ્રય શોધે. મહામંત્ર ' નારાયણ ' ' નારાયણ ' તમારી આંખો ઉઘાડો. જેઓ ભગવાનની પૂજા ને વંદન કરે છે, તેઓ જ્યારે શુદ્ધ હૃદયની ભક્તિ વડે તેનું ધ્યાન ધરે છે ત્યારે જ પોતાના ઇચ્છિત ફળો પ્રાપ્ત કરે છે. એથી સદાયે તેનું સ્મરણ કરો અને તેના ગુણગાન ગાઓ. "

આ શબ્દો સાંભળતાં જ હિરણ્યકશ્યપુનો મિજાજ તપી ગયો. તેણે રાડ નાખી : " હે મૂર્ખ ! તું ખૂબ જ વધી ગયો. તત્કાળ જ હું તને યમને ત્યાં પહોંચાડું. જગત પરનો બીજો સમ્રાટ તે ક્યાં છે ? તે ક્યાં છે ? ક્યાં છે તારો હરિ નારાયણ કે વિષ્ણુ જેને માટે તું બહુ બોલે છે ? "

પ્રહ્લાદે તુરત જવાબ આપ્યો: " ભગવાન હરિ અહિં છે, ત્યાં છે; સર્વત્ર છે. "

હિરણ્યકશ્યપુએ ત્યારે પૂછ્યુંઃ " ત્યારે આ થાંભલામાં કેમ નથી ? "

પ્રહ્લાદે જવાબ આપ્યો : " તે એ થાંભલામાં પણ છે જ. " હિરણ્યકશ્યપુએ થાંભલામાં હરિને જોયા નહિ તેથી એણે બરાડો પાડયો. " હે મૂર્ખ છોકરા ! હું એ થાંભલાને લાત મારીશ. હું જોઉં છું કે તારો હરિ ત્યાં છે કે નહિ. જો એ થાંભલામાં હરિ નહિ હશે તો આ જ તલવારથી તારૂં ડોકું કાપી નાખીશ. હું જોઉં છું કે તારો હરિ તારૂં કેવું રક્ષણ કરે છે ! " આમ બોલતાં હિરણ્યકશ્યપુ પોતાની બેઠક પરથી છલંગ મારીને થાંભલાને લાત મારવા ગયો. એટલે થાંભલામાંથી અતિ ભયંકર ગર્જના નિકળી જેના વડે આખું જગત ધ્રૂજી

ઉઠયું. ભગવાન શ્રીહરિ નૃસિંહના રૂપમાં થાંભલામાંથી પ્રગટ થયા. આ રૂપ અતિ વિકરાળ હતું. અદ્ભૂત આશ્ચર્ય! તે નહતું માણુસના આકારનું કે પશુનું: પણ માણુષ ને સિંહનું સંયુક્ત રૂપ હતું. એનાથી ખૂબ ભય પામીને ઘણા અસુરો ત્યાંથી નાસી ગયા.

ભગવાનના તેજસ્વીરૂપથી હિરણ્યકશ્યપુ ઝંખવાણો પડી ગયો તેણે તુરત જ પોતાની તરવાર અને ઢાલ ઉપાડી. ભગવાન નૃસિંહ સામે ધસ્યો. પણ જેમ સાપ દેડકાને ઝડપથી પકડી લે તેમ ભગવાને હિરણ્યકશ્યપુને પકડી લીધો ને તેમણે તેને ઉંબર પર મૂકી ગરૂડ સાપને ફાડે તેમ નખોરાવડે તેને ફાડી નાખ્યો.

ત્યારે આકાશ દેવોના વિમાનો અને રથોથી છવાઈ ગયું. દૈવી દુંદુભી અને વાજીંત્રો વાગ્યાં. ગંધર્વો દીવ્ય ગાનો ગાવા લાગ્યા. અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. સર્વે અનેક પ્રકારે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા.

પ્રહલાદ દીવ્યાનંદને ભક્તિમાં તનમય બની ગયો. તેના રોમાંચ ખડા થઈ ગયાં. તેની આંખોમાંથી ભક્તિપૂર્ણ અશ્રુધારા સતત્ વહેવા લાગી. ભગવાનના ચરણકમળમાં સાષ્ટાંગ પ્રણામ કરતાં તે બોલ્યો:

"પરમ આત્મા શ્રીહરિની ભક્તિ આગળ ધન–સંપત્તિ, ઉચ્ચકુળમાં જન્મ, શરીર–કાંતિ, ઉગ્રતપ, શાસ્ત્રજ્ઞાન, ઇંદ્રિયોનું કૌશલ્ય, મળતાવડાપણું, હિમ્મત, કૌવત, હુંશિયારી, ડહાપણ ને યોગ–એ બધી બારે લાયકાતો હું કાંઇ અર્થની લેખતો નથી. કારણ તે સર્વ શક્તિમાન્ ભગવાન ગજેન્દ્રથી, તેની બીજી કોઇ–પણ લાયકાતથી નહિં પણ કેવળ શુદ્ધ અંતરભાવ ને ભક્તિથી જ સંતોષ પામ્યા હતા."

"પોતાના વિચારો, શબ્દો, કાર્યો, ધન, જીવન ભગવાનને અર્પણ કરનારો શ્વપચ (કુતરાનું માંસ ખાનાર ઢેડ) ને ઉપરોક્ત

બાર લાયકાતોવાળા પણ ભગવાનના ચરણકમળનું પૂજન કરવાથી આઘા રહેતા બ્રાહ્મણ કરતા હું વધુ બહેતર માનું છું. પહેલો પોતાના વંશને પવિત્ર કરે છે જ્યારે બીજો અતિ દંભથી ઉન્મત્ત થઇ તેમ કરી શકતો નથી."

"હે અનાથોના પરંપ્રેમ કરનાર! જન્મ-મરણરૂપી સંસાર-ચક્રમાં ભરમાતા પ્રાણીઓના અસહ્ય દુઃખોથી હું અતિ બીહું છું. મારા કર્મબંધનોથી બંધાઇ હું તેના વડે અનુકૂળ સંજોગોમાં ફેંકાયો છું. હે પવિત્રમાં પવિત્ર, તારા સદાય કલ્યાણમય ચરણ-કમળ (જે દયાનો ઝરો છે) આગળ તું મને ક્યારે ફરી બોલાવી લેશ?"

"તારી અગાધ શક્તિના ગુણગાનરૂપી અમૃતપાનથી મારૂં મન મસ્ત થયેલું હોવાથી, આ સંસારરૂપી અગ્નિ નદિ વૈતરણી ઓળંગવામાં મને જરી સરખોય ભય નથી, પણ એ મધુરપાનનો સ્વાદ સરખોયે લેવા આનાકાની કરતા, ને મિથ્યા ને અંતે નાશી-પાસ કરનારી ઇંદ્રિય સુખોપભોગ માટે તાલાવેલી કરી રહેલા અને એ ખોટા ભારથી કચરાઇ રહેલા પામર પ્રાણીઓની અતિદુઃખદ ને દયાજનક સ્થિતિ માટે હું અતિ ખેદ પામું છું."

"ભગવાન બ્રહ્મા, દેવો ને ઋષિઓ પણ તમારૂં યોગ્ય રીતે પૂજન કરવા અશક્ત છે તો, હે ભગવાન્! અસુર જાતિનો આ બાળક તારી ભક્તિ કેવી રીતે કરી શકે? કાંઇ પણ કામના વિનાનો હું તારો ભકત-સેવક છું. તું મારો સ્વામિ છે. તું જ સમસ્ત વિશ્વનો આધાર છે, રાજાઓનો રાજા છે. સંસારનો ત્યાગ કરનાર ને જેણે પોતાની સર્વ કામનાઓને સંકેલી લીધી છે, અને મનની અતિ એકાગ્રતા લાવીને ધ્યાનયોગથી અને તારી ભક્તિને કારણે માનવીના મન પરનો અજ્ઞાનતાનો પરદો જેની માનસિક આંખ આગળથી ખસી ગયો છે, એવા ભક્તના મનના દ્વાર આગળ તું ખડો હોય છે. તું સર્વ-દયાળુ, મુક્તિદાતા,

દુઃખમાં મિત્ર છે. તારા ચરણકમળ આગળ હું સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું. મને કામના રહિત કર!"

બાળકની આ હૃદયની પ્રાર્થનાથી ભગવાને તેને આશિષ આપ્યા અને કહ્યું: 'તારી અતિ શુદ્ધ ને ઉચ્ચ પ્રકારની ભક્તિથી હું ખૂબ પ્રસન્ન થયો છું. તારી સાચી ભક્તિથી તેં તને, તારા પિતાને અને તારી એકવીસ પેઢીને તારી છે. જ્યાં મારો ભક્ત રહે છે તે ભૂમિ પણ પવિત્ર બને છે. જે તારામાં આશ્રય લેશે તે પણ મારા ભક્ત થશે."

જેઓ ભક્તોમાં મહાન્ ભક્ત એવા પ્રહ્લાદની ગૌરવાન્વિત આ કથા શ્રદ્ધા, ભક્તિ, હૃદયની નિર્મળતાવડે સાંભળશે તેઓ અમરતા, શાશ્વત્ શાંતિ, પરમ સૌખ્ય અને આત્માનું પરમ જ્ઞાન પ્રાપ્ત કરશે.

## ૨. નારદ મુનિ

(ભાગવતમાંથી)

"પૂર્વના કલ્પમાં મારો જન્મ એક વૈદિક ઋષિથી તેમની ચાકરડીથી થયો હતો. વર્ષાઋતુ ગાળવા માટે ઋષિઓ એક સ્થળે એકઠા થયા હતા અને મને તેમની સુશ્રુષા માટે ત્યાં રોકયો હતો. મારી ઉમ્મર છોકરવાદ હતી છતા મારામાં છોકરવાદની ચંચળતા નહિં જોતાં, તેમજ મને સ્વસ્થ જોતાં મુનિઓ જેઓ સર્વે તરફ સમાન દ્રષ્ટિ રાખતા તેઓ મારા તરફ માયાળુ રહેતા. ખાસ કરીને હું રમત છોડીને તેમને અનુસરતો, તેમની સેવા કરતો અને વધુ બોલતો નહિં એથી, તેઓ મારા તરફ વધુ પ્રસન્ન રહેતા. તેમની આજ્ઞાથી એક વખત તેમના ભોજનમાંથી ઉચ્છિષ્ટ મેં ખાધું અને મારા મનની સઘળી અશુદ્ધીઓ તત્કાળ દૂર થઇ. જ્યારે આ પ્રમાણે મારૂં મન શુદ્ધ

બન્યું, એટલે તેના ધર્મ તરફ મારી વૃત્તિઓ જાગી. તેમની કૃપાથી મેં તેમને શ્રીકૃષ્ણની સુંદર કથાઓ ગાતાં સાંભળ્યાં. દરરોજ શ્રદ્ધાથી એ કથાઓ સાંભળવાથી મારામાં શ્રીકૃષ્ણ પ્રત્યે પવિત્ર પ્રેમ જાગ્યો. તે પ્રેમથી મારું મન તેનામાં ચોટયું, અને મને જણાયું કે આ મારા સ્થૂલ અને સૂક્ષ્મ શરીરો સત્ય આત્મા અગર બ્રહ્મના માત્ર ઓળા જ છે. મારામાં જાગેલી ભક્તિએ મારામાંના રજસ ને તમસ તત્વોનો નાશ કર્યો. પછી જ્યારે દયાળુ ઋષિઓ એ સ્થાન છોડી જનાર હતા ત્યારે તેમણે મને તેમને ખુદ ભગવાને આપેલા વિજ્ઞાનનો બોધ આપ્યો. એ જ્ઞાનથી હું ભગવાનની માયાને ઓળખી શકયો. એજ જ્ઞાનથી ભગવાનને પ્રાપ્ત કરી શકાય છે. મેં એ વિજ્ઞાનનો વિવેકવડે અભ્યાસ કર્યો એથી ભગવાન પોતે પ્રસન્ન થયા અને મને સીધાં જ્ઞાન અને ઐશ્વર્ય બક્ષ્યાં."

(ભાગવત પુરાણના ટીકાકાર શ્રીધર સ્વામી ઉપરોક્ત કથામાંથી નીચેના મુદ્દાઓ તારવે છે-(૧) સેવા-મહાત્માઓની સેવા (૨) તેમની કૃપા (૩) તેમના ધર્મમાં શ્રદ્ધા (૪) ભગવાનની કથાઓનું શ્રવણ (૫) ભગવાન પ્રત્યે અનુરાગ (૬) સ્થૂળ અને સૂક્ષ્મ શરીરોના વિવેક વડે આત્માનું જ્ઞાન (૭) દૃઢ ભક્તિ (૮) ભગવાનના અસ્તિત્વનું જ્ઞાન (૯) ભગવાનની કૃપાથી તેમની સર્વવ્યાપક તથા અન્ય સર્વ શક્તિઓનું અંતિ-દર્શન.)

પછી શું ? એમ વ્યાસે પૂછ્યું : નારદે પોતાની કથા આગળ કહી : "મારા ગુરુઓ-ભિક્ષુઓ ત્યાંથી ગયા બાદ થોડાક કાળ પછી મારી માતા સર્પદંશથી મરણ પામી. એને મેં ઈશ્વરનું કાર્ય માન્યું ને હું ઉત્તર તરફ ચાલી નિકળ્યો. કેટલાક જંગલો, નદિઓ અને પર્વતો વટાવી અંતે હું એક નિર્જન વનમાં આવ્યો અને ત્યાં એક પિપળાના ઝાડ નીચે બેઠો. મારા ગુરુએ શિખવ્યા પ્રમાણે મેં આત્માદ્વારા આત્મામાં આત્મા

વિષે ધ્યાન ધર્યું. મારૂં મન ભક્તિએ સંપૂર્ણત જીતી લીધું હતું. આંખોમાં અશ્રુઓ સાથે ભગવાનના ચરણકમળોનું હું ભક્તિપૂર્ણ ધ્યાન ધરી રહ્યો હતો, તેવામાં શ્રીહરિ ક્રમશઃ મારા અંતરમાં પ્રકટ થયા. હે મુનિ! પવિત્ર પ્રેમના આવિર્ભાવથી મારા શરીરમાના રૂંવાટા ઉભાં થયાં. હું આનંદભાવમાં સંપૂર્ણતઃ ગૂમ થઇ ગયો. પોતાનું કે બીજા કોઇનું મને ભાન રહ્યુ નહિં. અવર્ણનિય ઇશ્વર અતિ પવિત્ર ગૂઢ વચનો બોલ્યા :

"હે આ તારી જીંદગીમા મારૂં દર્શન કરવાને અયોગ્ય એવા! જેઓમનમાંના રાગો ને દ્વેષો સંપૂર્ણરીતે બળી ગયા નથી એવા અપરિપકવ યોગીઓને મારા દર્શન સાધ્ય નથી. મેં તને એથી દર્શન આપ્યું છે કે તારા સઘળા કામોનું કેન્દ્ર હું હોઉં. જ્યારે હું કામનાનો વિષય બનું છુ ત્યારેસાધુ બીજી સઘળી ઇચ્છાઓનો ત્યાગ કરે છે. મહાત્માઓની લાંબા કાળ સુધીની સેવાઓવડે તારૂ મન મારામાં ચોટ્યુ છે. તેથી તું આ ખોટુ શરીર છોડી મારા સાથીપણાને પામશે. મારામાં ચોટેલુ મન સૃષ્ટિસર્જન કે પ્રલય સમયે પણ વિનાશ પામતું નથી તેમજ સ્મરણ ચૂક પણ થતી નથી."

"આમ કહેતાં ઇશ્વર અંતર્ધ્યાન થઇ ગયા. સમય જતા ભગવાનની કૃપાથી પ્રાપ્ત કરેલા શુદ્ધ શરીર તરફ હું આકર્ષાયો, ત્યારે મારા પ્રારબ્ધ કર્મો નિઃશેષ થવાથી પાંચ મહાભૂતોનું બનેલું મારૂ શરીર પડયુ. જ્યારે કલ્પનો અંત આવ્યો ત્યારે નિંદ્રા લેવા તત્પર થયેલા બ્રહ્માના શ્વાસમાં મારૂ નવુ શરીર ખેંચાયુ. એક હજાર યુગનો કાળ વિત્યા બાદ જ્યારે બ્રહ્મા નિદ્રામાંથી જાગ્યા અને સૃષ્ટિ સર્જવાની ઇચ્છા કરી ત્યારે હું, મરિચી અને બીજા ઋષિયો બહાર આવ્યા. ત્યારથી મેં નૈષ્ટિક બ્રહ્મચર્યનુ પાલન કર્યુ છે અને શ્રી. વિષ્ણુની કૃપાથી ત્રિલોકભરમા હુ ફરી રહ્યો છુ. અંદર કે

બહાર કયાંયે મારો માર્ગ સદાય કાંઇપણ અંતરાય વિનાનો રહ્યો છે. દેવોએ મને આ વીણા જે સ્વર બ્રહ્મથી સુશોભિત છે તે આપી છે. એ વીણા વગાડીને હું સર્વત્ર શ્રીહરિના ગુણાનુવાદ ફેલાવું છું. જન્મમરણના ચક્રાકારરૂપી અર્ણવને ઓળંગવા માટે આ જ ગીતો માત્ર સાધન છે. ”

પુરાણોમાં વર્ણવેલું નારદમુનિના જીવનનું આ રહસ્ય છે, નારદ પૂર્વ કલ્પથી બ્રહ્મવિદ્યા લઇઆવનાર મુનિ છે. એથી આ કલ્પના આદિ ને પ્રથમ ઋષિ હોઈ, સતત સપ્તસ્વર વગાડતાં બ્રહ્મવિદ્યાનો ફેલાવો કરવાનો તેમનો જીવન સંદેશ છે. તેઓ સદા સચેતને સર્વ કાળાંતરોમાં પોતાની સમયસૂચકતા વાપરી લે છે. દેવી સરસ્વતિની માફક વીણા જેમની સતત સંગાથી છે એવા તે એક જ ઋષિ છે. તેમનું કાર્યક્ષેત્ર ત્રણેલોક છે અને ભૂઃ ભુવઃ સ્વ;ના નિવાસીઓ સર્વે તેમને સમાન રીતે સન્માન આપે છે, તેઓ જગત સમસ્તના મહાનમાં મહાન દેવોના તેમજ મહાનમા મહાન ઋષિના સલાહકાર છે. જગતનું કલ્યાણ એજ એમનો જીવન સંદેશ છે, એમને માટે એક બાબત કહેવાય છે કે તેઓ કેટલીકવાર એક બીજાની સામે લડાવી પોતાનો હેતુ સાધે છે અને એથી અજ્ઞાનીઓમાં તેઓનુ નામ કજીયાખોર તરિકે જાણીતું થયુ છે. ગમે તે હોય પણ આ કલ્પમાં જગત્‌નું મહાન કલ્યાણ તેમણે સદાય કર્યું છે. તેમની જ પ્રેરણાથી વાલ્મીકી ને વ્યાસે તેમના બ્રહ્મવિદ્યાના શાસ્ત્રો લખ્યાં છે, અને સઘળા યુગાન્તરોમાં તેમની અતિ ભગવતી અસર કલ્યાણપ્રદ થઇ રહી છે. ભાગવતમાં તેમની સતત કલ્યાણકારી પ્રવૃત્તિઓનું વર્ણન છે.

## ૩ ધ્રૂવ

( ભાગવતમાંથી )

“ પહેલા મનુનો ઉત્થાનપદ નામનો એક પુત્ર હતો. ઉત્થાનપદ એટલે એક પગ ઉંચો કરેલો હોય તે. કદાચ આ એ કાળદર્શક હશે કે જ્યારે જીવ આધ્યાત્મિક તત્વમાં મજબૂત હોઇ

પંચભૂતતત્વોમાં ઉતર્યો નહિં હોય, પણ તેનો એક પગ મહર્લોક તરફ ઉંચકાયો હોય. ઉત્થાનપદને બે સ્ત્રીઓ હતી એક સુરૂચિ (સારા દર્શનવાળી) અને બીજી સુનીતિ (સારી નીતિવાળી). સુરૂચિને ઉત્તમ નામનો પુત્ર થયો ને સુનીતિને ધ્રુવ નામનો પુત્ર થયો. એક વેળા ધ્રુવે ઉત્તમને તેના પિતાના ખોળામાં બેઠેલો જોયો અને તેને પણ ત્યાં બેસવાનું મન થયું. સુરૂચિની બ્હીકથી ઉત્થાનપાદે ધ્રુવને ખોળામાં લઈ લેવા હાથ લાંબો ન કર્યો. સુરૂચિએ પણ ધ્રુવને એવી ધૃષ્ટતાભરી આકાંક્ષા રાખવા ઠપકો આપ્યો. સાવકી માના આવા કઠોર શબ્દોથી ધ્રૂવનુ મર્મ વેધાઇ ગયુ. તે તુરતજ તે જગ્યા છોડીને સીધો પોતાની મા પાસે ગયો ને સઘળી હકીકત જણાવી. સુનીતિએ પોતાના પાંચ જ વર્ષના એ બાળકને તપ કરવા કહ્યું. ધ્રુવે સમય નહિં ગુમાવતાં પોતાની માતાની સલાહ પ્રમાણે તપ કરવા ઘર છોડયું. માર્ગમાં તેને નારદ મળ્યા. તે મહામુનિએ કહ્યું : "તું હજી છેક બાળક છે, ધ્રુવ! અનેક જન્મોના જન્મોમાં અભ્યાસવાળાં ઉગ્રયોગ ધ્યાન અને રાગ દ્વેષથી મુકિતથી જે દુઃસાધ્ય છે તેને તપથી તું કેવી રીતે શોધી શકીશ? હમણાં તું થોભ. જ્યારે સંસારનો તેં સંપૂર્ણ ઉપભોગ કર્યો હોય અને ઘરડો થાય ત્યારે પ્રયત્ન કરજે. પણ ધ્રુવ પોતાના નિશ્ચયમાં દૃઢ હતો અને તેણે નારદને ધ્યાન ધરવાની વિધિ શીખવવા આજીજી કરી. નારદે તેને મહામંત્ર ૐ નમો ભગવતે વાસુદેવાયથી દીક્ષા આપી, વાસુદેવનું કેવી રીતે ધ્યાન ધરવું તે શિખવ્યું અને મથુરા કે જ્યાં ભગવાન સદાકાળ વસે છે ત્યાં તપ કરવા કહ્યું. ધ્રુવે એક પગે ખડા રહી, માત્ર હવાનો આહાર લઈ ઉગ્ર તપ આદર્યું. આખરે તે કુમારે પ્રાણને કાબુમાં લીધો ને ઉંડી એકાગ્રતાથી હૃદયમાં દીવ્ય જ્યોત નિહાળી. ભગવાને તે જ્યોતિ તેના હૃદ-યમાંથી ખેંચી લીધી, અને સમાધિ પૂરી થતાં ધ્રુવે તેજ જ્યોતિ પોતાના સમક્ષ પોતાની બહાર ઉભેલી નિહાળી. થોડીવાર તો તે સ્તબ્ધજ બની રહ્યો. ભગવાને તેને કહ્યું: "હે ક્ષત્રિય વીર! હું

તારો નિશ્ચય જાણું છું. તારું સદાય કલ્યાણ હો! હું તને એવું સ્થાન આપું છું કે જ્યાં નિર્વાણ મૂક્તિ સદા રહે છે ને જે સદાય જ્યોતિવંત છે. એ સ્થાનમાં નક્ષત્રો અને તારા રહેલા છે. એક કલ્પ સુધી જીવનારાંઓ પણ અંતે મરણ પામશે પણ આ સ્થાન કદાપિ નાશ પામશે નહિં. ધર્મ, અગ્નિ, કશ્યપ ઇંદ્ર અને સપ્તર્ષિઓ આકાશમાંના સઘળા તેજ પુંજો સાથે આ સ્થળની ફરતે ફર્યા કરે છે. તું તારા પિતા પછી તેની ગાદી ૩૬ હજાર વર્ષ સુધી ભોગવશે. તારો ભાઇ ઉત્તમ જંગલમાં ચાલ્યો જશે. તારી સાવકી માતા સુરૂચિ પોતાના પુત્રની શોધમાં મરણ પામશે. અંતે તું મારા પોતાના જ ધામને પ્રાપ્ત કરીશ કે જે સ્થાન ઋષિઓના સ્થાન કરતાં ઉંચું છે ને જ્યાંથી ફરી આવવાનું હોતું નથી."

ધ્રુવ પોતાના માતપિતા પાસે પાછો આવ્યો ને તેના પિતાએ તેને ગાદી આપી. તે શીશુપારની પુત્રી બ્રાહ્મીને પરણ્યો અને તેનાથી તેને બે છોકરાઓ કલ્પ ને વત્સર થયા. તેને બીજી પત્ની ઉલાથી ઉત્કલ નામનો પુત્ર થયો. ઉત્તમ જંગલમાં મૃગયા ખેલવા ગયો હતો ત્યાં અતિબળવાન યક્ષને હાથે મરાયો-ધ્રુવ પોતાના ભાઇનું વેર લેવા યક્ષો સામે ઉત્તર તરફ નિકળ્યો. તેણે લડાઈમાં હજારો નિર્દોષ યક્ષો ને કિન્નરોને મારી નાખ્યા. મનુને તેમના પર દયા આવી ને પોતાના પૌત્રને લડાઇ કરતાં અટકવા કહ્યુ: ધ્રૂવ મનુની આજ્ઞાને આધિન થયો એથી યક્ષોના રાજા કુબેર તેના પર પ્રસન્ન થયા અને તેને આશિષ આપ્યા. ૩૬ હજાર વર્ષો બાદ વિષ્ણુના પાર્ષદો નંદ ને સુનંદ રથ સાથે આવ્યા ને ધ્રૂવને તેને વચન અપાયેલા સ્થાને લઈ ગયા.

### ૪. રત્નાકર

રત્નાકર મહાન લુંટારૂ પારધી હતો. રસ્તામાં આવતા જતા માણસોને અટકાવી તેમને લૂંટી લઇ નિર્દય રીતે મારી નાખતો. તે

જીતે છે. પ્રેમનો અંતે વિજય છે. તિરસ્કાર તિરસ્કારથી નહિં. પણ પ્રેમથી અટકે છે. પ્રાણાયામના અભ્યાસથી તમો મજબૂતમાં મજબૂત લોખંડની સાંકળ તોડી શકો છો. પણ શુધ્ધ પ્રેમની સાંકળ તોડી શકશો નહિં. પ્રેમ અજેય છે. પ્રેમ ઇશ્વર છે. ઇશ્વર પ્રેમ છે. એથી દીવ્ય પ્રેમ કેળવો.

## ૬. ચોરની કથા

શ્રી. રામકૃષ્ણ પરમહંસના સમયમાં થઇ ગયેલા પાવહારી બાબાની ઝુંપડીમાં એક દિવસ ચોર ભરાયો. ઝૂપડીમાંના સઘળા વાસણો તેણે ભેગા કર્યાં ને તેનું પોટલું બાધી લઇ જવા તત્પર હતો. એટલામાં પાવહારી બાબા જેઓ ચોર અંદર દાખલ થયો હતો ત્યારે બહાર હતા, તેઓ આવી રહ્યા. સાધુને ઝુંપડીમાં દાખલ થતા જોઇ ચોર ત્યાંથી એમને એમ પલાયન કરી ગયો. તેણે એકઠી કરેલી બધી ચીજો ત્યાંજ પડી રહી. ચોરે એકઠી કરેલી ચીજોનું પોટલું ખભે ઉચકી પાવહારી બાબા ચોરની પાછળ દોડયા. તેણે કહ્યું: "હે ચોર નારાયણ! મને ખબર ન હતી કે તમો ઝુંપડીમાં દાખલ થયા હતા, આ બધી તમારી ચીજો છે. કૃપા કરી તેનો સ્વીકાર કરો!" તેમણે ચોર આગળ દંડવત્ પ્રણામ કરી એ પોટલું તેના ચરણ આગળ ધર્યું. ચોર આથી ઘણોજ વિસ્મય પામ્યો. પોતાના દુષ્કર્મ માટે તેણે ખૂબ પસ્તાવો કર્યો. તુરત જ તે બદલાઇ ગયો. હવે તેના પર ભગવાનની કૃપા ઉતરી. સાધુને દંડવત્ પ્રણામ કરીને તેણે કહ્યું: "મારા સ્વામિ! મેં ભયંકર ગુન્હો કર્યો છે. મને માફ કરો. મને તમારો શિષ્ય કરો. મને ગુરૂમંત્ર આપો. દીક્ષા આપો." તેને ગુરૂ–મંત્ર મળ્યો. તેણે ઉગ્ર સાધના અને ધ્યાન કર્યાં ને ઉચ્ચ પ્રકારનો સંત બન્યો.

તે હિમાલયમાં સ્વામી વિવેકાનંદને મળ્યો હતો અને ઉપરની તેની હકીકત તેણે તેમને કહી હતી. સ્વામી વિવેકાનંદ આ સાધુથી ઘણા આકર્ષાયા હતા.

પાવહારી બાબાને માત્ર સમદ્રષ્ટિ જ (સર્વ તરફ સમાન દ્રષ્ટિ) નહિં હતી, પણ તેને સમવૃત્તિ (સર્વ પ્રત્યે સમાન વૃત્તિ) પણ હતી.

## ૭. નામદેવ

પંઢરપુરના ભકત નામદેવ એક સવારે રોટલાનો ટુકડો ને ઘી લઇને નાસ્તા માટે તૈયારી કરી રહ્યા હતા. એટલામાં એક કુતરો અંદર દોડી આવ્યો ને રોટલાનો ટુકડો ઝૂંટવી લઇને નાસી ગયો. નામદેવ પોતાના હાથમાં ઘી લઇને કુતરા પાછળ દોડયા ને બોલ્યાઃ "હે ભગવાન વિઠ્ઠલા! સુકો રોટલો તને ભાવશે નહિં, કૃપા કરી રોટલા સાથે આ ઘી પણ લ્યો." તેણે કુતરાને ઘી ચોપડીને રોટલો ખવડાવ્યો. તેણે તે દિવસે કંઈ આહાર લીધો નહતો. નામદેવ, જેને પરા ભકિત હતી, તેને કુતરો પણ ભગવાન વિઠ્ઠલા (શ્રીકૃષ્ણ) હતા. તે દીવ્ય પ્રેમનો મહિમા જૂઓ! નામદેવમાં પરાભકિત હતી. તે સર્વમાં શ્રીકૃષ્ણ જોતો.

## ૮. બે બીલાડીઓ સાથે પૂજાની કથા

કાનપોરના રામનાથ મીશ્ર દરરોજ સવારે શ્રીકૃષ્ણની પૂજા કરતા. ભગવાન માટે ધરાતો પ્રસાદ બે બીલાડીઓ ખાઇ જતી. એથી બંન્ને બીલાડીઓને ત્યાં એક થાંભલા સાથે બાંધીને પછી તેઓ પૂજા કરતા. રામનાથના પુત્ર ભોલાનાથ પણ એ પ્રમાણે પોતાની પૂજાના સ્થાન આગળ બે બીલાડીઓને બાંધીને દરરોજ સવારે પૂજા કરતો. એક દિવસ એ પ્રમાણે પૂજા સ્થાન આગળ બે બીલાડીને બાંધીને પૂજા કરતાં પોતાના પુત્રને રામનાથે જોયો અને તેને પૂછ્યુંઃ "ભોલેનાથ, આ બે બીલાડીઓને કેમ બાંધી છે?" ભોલેનાથે જવાબ આપ્યોઃ "પૂજ્ય પિતાજી મેં તમારી પૂજા સ્થાનમાં પૂજા સમયે તમારી આગળ બે બીલાડીઓને બાંધેલી જોઈ છે. એથી મેં પણ મારા પૂજાસ્થાનમાં બે બીલાડીઓ બાંધી

છે. મે માન્યું કે ભગવાનની પૂજા કરતી વખતે પૂજા સ્થાનમાં બે બીલાડીઓ બાંધવી જોઇતી હશે. "

ઘણા માણસો આ પ્રમાણે દેખાદેખી પૂજા કરતા હોય છે. પિતા કોઈ રીતની સંધ્યા, પૂજા, પ્રાર્થના કે વિધિ કરતા હોય તેનું અનુકરણ કરીને પુત્ર પણ લોકોને બતાવતો હોય છે કે તે ધર્મિષ્ઠ છે!

પૂજાની વિધિની તમને બરોબર સમજ હોવી જોઇએ. તમે બોલો તે મંત્રોના અર્થ જાણવા જોઇએ, મંત્ર ને વિધિનું તાત્પર્ય સમજવું જોઇએ, જપ ને પૂજાના લાભો જાણવા જોઈએ. તમારે શ્રદ્ધા, ભાવ ને ભક્તિ કેળવવાં જોઇએ. તમને ઇશ્વરના નામ માટે રૂચિ–રસ હોવો જોઈએ. તમને ઉપાસના, જપયોગ, મંત્રયોગ અને ભક્તિયોગ શાસ્ત્રનું જ્ઞાન હોવું જોઇએ. તમને ઈશ્વર અને ધ્યેયનો સ્પષ્ટ ખ્યાલ હોવો જોઇએ. તમારામાં વૈરાગ્ય હોવો જોઈએ. મંત્રનો જપ મન પર કેવી રીતે શુદ્ધકારક અસર કરે છે, તમારામાંના કે આસપાસના રજસ્તમસ્નો કેવી રીતે નાશ કરે છે, મનને સત્વથી શુદ્ધતત્વથી કેવી રીતે વ્યાપ્ત કરે છે અને મનુષ્ય સ્વભાવને દેવરૂપમાં કેવી રીતે ફેરવે છે તે તમારે જાણવું જોઈએ. ત્યારેજ તમને ઘણો લાભ થશે. ત્યારે જ તમો આધ્યાત્મિક ક્ષેત્રમાં જલદી પ્રગતિ કરી શકશો. આપણા મિત્ર ભોલેનાથની માફક પૂજા સ્થાનમાં બે બીલાડીઓને બાંધો નહિં. પૂછો વિચારો, ચિંતન કરો.

નાસ્તિક પિતાના બાળકો નાસ્તિક જ થશે. માતાપિતાએ ધાર્મિક ને પવિત્ર જીવન ગાળવાં જોઇએ. તેઓ ઉપાસના, મંત્રયોગ, જપયોગ, અને ભક્તિયોગ શાસ્ત્રમાં નિપુણ હોવા જોઇએ. તેમણે તેમના બાળકોને નાનપણથી જ આધ્યાત્મિક માર્ગની શાસ્ત્ર પ્રમાણે તાલીમ આપવી જોઇએ. ત્યારેજ તે ઘર–જગત્ પર વૈકુંઠ, રૂપ બની રહે. ત્યારેજ તે ઘરમાં સંપ, શાંતિ, સંપત્તિ, ઐશ્વર્ય વસે. ધર્મનિષ્ઠા વિનાનું જીવન કેવળ દુર્વ્યય ને જીવતું મરણ છે.

# ૯ અંબરીષ

રાજા અંબરીષમાં વિવેક ને વૈરાગ્ય હતાં. તેની ભક્તિ મહાન હતી. તેનું મન શ્રીવિષ્ણુના ચરણકમળ પર એકાગ્ર હતું, તેના શબ્દો માત્ર શ્રીવિષ્ણુના ગુણાનુવાદ વિષે જ હતા. તેના હાથો શ્રીવિષ્ણુના મંદિરોની સાફસુફીમાં જ રોકાયા હતા, તેના કાનો કેવળ શ્રીવિષ્ણુની કથાઓ ને વૈભવો સાંભળતાં. અને તેની આંખો શ્રીવિષ્ણુની મૂર્તિઓજ જ્યાં ને ત્યાં જોવા તત્પર રહેતી. તેના શરીરને વૈષ્ણવોના સ્પર્શમાંજ આનંદ મળતો. તેનું નાક શ્રીવિષ્ણુના ચરણકમળ આગળની તુલસીની સુગંધ લેતું. તેની જીભ શ્રીવિષ્ણુને નૈવેદ્ય કરેલા આહારનો સ્વાદ લેતી. તેના પગ શ્રીવિષ્ણુના મંદિરોમાં જતા. તેનું મસ્તક શ્રીવિષ્ણુને પ્રણિપાત કરવામાં જ રોકાતું. જો તે કાંઇ પણ સંસારની વસ્તુનો ઉપભોગ કરતા તો તે પોતાની ઇંદ્રિયોના સુખોપભોગ માટે નહી પણ શ્રીવિષ્ણુની સેવા અર્થેજ કરતા. જો તેને કાંઇ આસક્તિ હતી તો તે ફક્ત જેઓ શ્રીવિષ્ણુના ભક્તો હતા તેઓ માટે જ હતી. પોતાના સર્વ કર્મોના ફળો તે શ્રીવિષ્ણુને અર્પણ કરતા. પોતાના સ્વધર્મનું અનાશક્ત રીતે પાલનથી અને ભક્તિથી તેણે ભગવાનને પ્રસન્ન કર્યાં ને ક્રમશઃ તેણે સઘળી કામનાઓનો ત્યાગ કર્યો. એ રાજાથી શ્રીવિષ્ણુ એટલા પ્રસન્ન થયા હતા, કે તેમણે તેના રક્ષણ માટે પોતાનું ચક્રજ તેને બક્ષ્યું હતું.

અંબરીષે પોતાની પત્ની સાથે એક વર્ષ સુધી દ્વાદશી વ્રતના પાલન માટે સંકલ્પ કર્યો. દ્વાદશીવ્રત એટલે દર એકાદશીને દિવસે અનશન કર્યાં બાદ બારસ ને દિવસે પારણાં–(ભોજન) કરવાં તે. એક સમયે તેણે ત્રણ દિવસ લાગલાગટ ઉપવાસ કર્યાં. તેણે યમુનામાં સ્નાન કરી મથુરામાં શ્રીવિષ્ણુનું પૂજન કર્યું: તેણે બ્રાહ્મણોને પુષ્કળ ધન તથા ગૌદાન અર્પણ કર્યાં. પછી તેમણે બ્રાહ્મણોને ભોજનથી તૃપ્ત કર્યાં બાદ તેમની પાસે પોતાને ભોજન લેવાની આજ્ઞા માગી.

આજ સમયે દુર્વાસા ઋષિ અભ્યાગત તરિકે ત્યાં હાજર થયા. રાજાએ તેમનો યોગ્ય પ્રકારે સત્કાર અને સન્માન કરીને તેમને ભોજન લેવા વિનંતિ કરી. ઋષિએ તે વિનંતિ કબૂલ કરીને પોતે સ્નાન-સંધ્યાદિ નિત્યકર્મ કરવા ગયા. રાજાએ ઋષિની આવવાની વાટ દીર્ઘકાળ સુધી જોઈ, પણ તે પાછા ફર્યા નહિં. હવે ફક્ત દ્વાદશીનું અર્ધું મહૂર્ત જ બાકી રહ્યું હતું. જો રાજા કાંઇ ખાય નહિં તો તેના વ્રતનો ફોક થાય. જો તે ભોજન લે તો ઋષિ પ્રત્યે અનાદર થાય. આવા કઢંગા સંજોગોમાં રાજાએ પાણીનું આચમન લઈ બન્ને સ્થિતિ સાચવવાનો નિર્ણય કર્યો, કારણ પાણીનું આચમન એ ખાવું ને નહિં ખાવું બન્ને છે એમ બ્રાહ્મણોએ કહ્યું. દુર્વાસા પાછા ફર્યા. પોતાની યોગ વિદ્યાથી જે બન્યું હતું તે તેમણે જાણી લીધું અને ભારે ક્રોધે ભરાયા. તેણે તેના માથા પરના વાળનો ગુચ્છ ખેંચી કાઢયો ને અંબરીષનો નાશ કરવા માટે તેમાં શક્તિમંત્ર પૂર્યો. રાજા સ્વસ્થ જ રહ્યો દુર્વાસાએ મોકલેલા વિનાશી તત્વોનું શ્રીવિષ્ણુના ચક્રે પાન કરી લીધું અને તે દુર્વાસાના વિનાશ માટે ધસ્યું. ઋષિ ચારે દિશાઓ તરફ દોડવા લાગ્યા. તે જ્યાં જતા ત્યાં ચક્ર જતું. ઋષિ બ્રહ્મા પાસે પોતાને બચાવવા દોડયા. બ્રહ્માએ કહ્યું: 'તમને બચાવવા હું અશક્ત છું.' તેં વિષ્ણુના ભક્તનું અપમાન કર્યું છે. ઋષિ શિવ પાસે જઇ બચાવવા આજીજી કરવા લાગ્યા. "હે તાત!" શિવે કહ્યું: "વિષ્ણુનું એ આયુધ મારે માટે પણ અતૂ ભારે છે. તું વિષ્ણુ પાસે જા. દુર્વાસા વિષ્ણુ પાસે ગયા ને ક્ષમા આપવા તથા બચાવવા પ્રાર્થના કરી. શ્રીવિષ્ણુએ કહ્યું: "હે બ્રાહ્મણ! હું મારા ભક્તોને આધીન છું. હું તેમને વ્હાલો છું. એ ભક્તો સિવાય, હું પોતે પણ રહેવા માંગતો નથી. મારી સર્વ શક્તિઓ પણ ઇચ્છતો નથી, હું તેમનો એકલો ને પરમ આશ્રય છું. તેઓ પોતાની પત્નીઓ, ઘરો, છોકરાં, ધનસંપત્તિ મારે માટે છોડે છે; તો પછી હું તેમને કેમ તરછોડી શકું? તેમનાં હૃદયો મારી સાથે ગૂંથાયાં છે. તેઓ સર્વ પ્રત્યે સમાનદષ્ટિ રાખે છે. જેમ

પતિપરાયણા પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામીને જીતી લે છે તેમ ભક્તિથી તેઓ મને વશ કરી લે છે. તેમને મન મારી સેવાએ સર્વસ્વ છે. જો કે સાલોક્ય, સાયુજ્ય, સામિપ્ય શાન્નિધ્ય એ ચાર પ્રકારની મુક્તિઓને તેઓ લાયક હોય છે તથાપિ તે તેઓ ઇચ્છતા નથી. તો પછી તેમને કયી વિનાશી વસ્તુ માટે ઇચ્છા હોય ? સાધુઓ મારૂં હૃદય છે. અને હું સાધુઓનું હૃદય છું. તેઓ મારા સિવાય બીજું કાંઈ જાણતા નથી તેમજ હું તેમના સિવાય બીજું કાંઇ જાણતો નથી. હે બ્રાહ્મણ ! તારે માટે એક જ ઉપાય છે તે જાણી, જેને કારણે તારામાં આ ભય ઉપજ્યો છે તેની પાસે તું વિના વિલંબે જા. સાધુઓ સાથે જ્યારે બળ વપરાય છે ત્યારે તે બળ વાપરનારના પોતાના તરફ જ ધસે છે. સાચી સાધુતા ને જ્ઞાન બન્ને બ્રાહ્મણોની મુક્તિ માટે હોય છે. પણ અપરિપકવ સાધુતા ઉલ્ટી અસરો ઉપજાવે છે, તેથી તમો ના ભાગના પુત્ર (અંબરીષ) પાસે જાઓ. તેની માફી માગો ને તમારો બચાવ થશે."

દુર્વાસા અંબરીષ પાસે જઇ તેને પગે પડયા. બ્રાહ્મણના આ વર્તનથી અંબરીષ સ્તબ્ધ થઇ ગયા. ઋષિનો હેતુ જાણી અંબરીષે ચક્રને પોતાનો માર્ગ સંકેલી લેવા અને બ્રાહ્મણને બચાવવા પ્રાર્થના કરી. ચક્ર બ્રાહ્મણના વિનાશની શરૂઆત જ કરતું હતું. પણ અંબરીષની પ્રાર્થનાથી તેણે પોતાની શક્તિ સંકેલી લીધી. દુર્વાસાએ ખૂબ આભાર માન્યો અને રાજા અંબરીષની પ્રસંશા કરી: "હે રાજા ! આજે મેં વૈષ્ણવોની મહત્તા જાણી: જો કે મેં તારૂ બુરૂં ઇચ્છયું હતું તથાપિ તમે મારા કલ્યાણ માટે પ્રાર્થના કરી. જેમણે શ્રીવિષ્ણુ પોતાને જીત્યા છે તેમને માટે કાંઇપણ આશ્ચર્યવિત્ નથી. તમો મારા પ્રત્યે ખૂબ માયાળુ રહ્યા છો. તમો મારા પર અતિ અનુગ્રહ કર્યો છે. તમે મારા ગુન્હનો ખ્યાલ માત્ર પણ ન કર્યો; પણ મારી જીંદગી બચાવી."

રાજા આ બધો સમય દુર્વાસા માટે ભોજન લેવા માટે વાટ જોઈ રહ્યા હતા. તેમણે ઋષિના ચરણો આગળ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં ને તેમને ભોજન લેવા વિનંતિ કરી. ઋષિએ આનંદથી ભોજન લેવાનું સ્વીકાર્યું ને રાજાને ભોજન લેવા જણાવ્યું.

દુર્વાસા પછી બ્રહ્મલોકમાં ગયા. અને એક વર્ષ સુધી પાછા ફર્યા નહિં. ઋષિને પાછા આવવાની વાટ જોતા રાજાએ એ બધા સમય માટે કાંઈપણ આહાર લીધો નહિં, પણ ફક્ત પાણીનો જ આહાર લીધો. ભક્ત અંબરીષ રાજાની આ રીતે પવિત્રકથા છે.



# પરિશિષ્ઠ. ૧

## ૧. ભક્તિ યોગ પ્રશ્નોત્તરી

૧. જીવનનો ધ્યેય શું છે?

આત્મ-સાક્ષાત્કાર અગર બ્રહ્મની (ઇશ્વરમયતા) પ્રાપ્તિ.

૨. મોક્ષનું સ્વરૂપ શું છે?

સર્વ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ. સર્વ પ્રકારના દુઃખોનું નિવારણ અને પરમ સૌખ્યનો આસ્વાદ.

૩, આ કલિયુગમાં મોક્ષ મેળવવાનો સહેલો ઉપાય કયો?

શ્રીહરિના નામનું સ્મરણ અને દરરોજ શ્રીહરિનું નામકીર્તન.

૪. ભક્તિયોગ એટલે?

મનુષ્ય જીવના સાથી ઈશ્વર તરફ અનુરાગ અને ભક્તિનો એ માર્ગ છે. એના દ્વારા સાંસારિક જીવનના દુઃખો, તૃષ્ણાઓ અને કામનાઓથી નિવૃત્તિ આવે છે. એ પ્રેમનો માર્ગ છે કે જે જીવને ઈશ્વર સાથે જોડે છે.

૫. રામથી પણ શ્રેષ્ટ કયી ચીજ છે?

રામનામ.

કેવી રીતે?

શ્રીહનુમાને શ્રીરામને કહ્યું: "હે મારા સ્વામીઃ તમારાથી પણ કાંઇક શ્રેષ્ઠ છે!" શ્રીરામ એ સાંભળી આશ્ચર્યચકિત થયા. તેમણે હનુમાનને પૂછ્યું: "હે હનુમાન! મારાથી પણ શ્રેષ્ઠ છે તે કઈ ચીજ છે?" હનુમાને જવાબ આપ્યો, "હે પ્રભુ! તમે હોડીની મદદથી દરિઓ ઓળંગી ગયા, પણ હું તમારા નામની શક્તિથી

જ તે ઓળંગી ગયો. પત્થરો પણ તમારા નામથી જ તર્યાં. તેથી તમારાં કરતાં તમારું નામજ શ્રેષ્ટ છે.

૬. ઇશ્વરના અસ્તિત્વના પુરાવાઓ શા છે ?

શરીરમાંના કોષોને ગ્રંથીઓ લોહીમાંથી ધાતુ, દુધ, પિત્ત, લાળ, જઠરીય રસ વગેરેનો શ્રાવ કરવાની ચૈતન્ય શક્તિ કોણે આપી ? પત્થરોના ભિતરમાં રહેતાં દેડકાંને ખોરાક કોણ આપે છે ? બાળકને માતાના ઉદરમાં રહેવાની અને વૃદ્ધિ પામવાની શક્તિ કયાંથી આવે છે ? ધાતુના માત્ર એક ટીપામાંથી વાળો, આંગળીઓ, આંખો, નાક, પગો વગેરે વાળું મોટું શરીર બહાર લાવતી છૂપી અદ્ભૂત શક્તિ કયી ? તેજ ઇશ્વર, પમાત્મા, સર્વસતાધીશ કે સૃષ્ટા.

૭. ઇશ્વરનો સ્વભાવ કેવો ?

ઇશ્વર સત્ય છેઃ ઇશ્વર પ્રેમ છે. ઇશ્વિર તેજોના તેજ છે. ઇશ્વિર પરમશાંતિ, જ્ઞાન, પરમસૌખ્ય અને સૌંદર્ય છે.

૮. ઇશ્વિર કયાં છે?

તે તમારા હૃદયમાં છે. તે આપણા હૃદયોમાં અંતર્યામિ છે.

૯. આ કલિયુગમાં સહેલાઇથી મુક્તિ આપનારો મહામંત્ર કયો ?

"હરે રામ હરે રામ રામ રામ હરે હરે
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે."

૧૦. ભક્તિ શું છે ?

તે પરમ શ્રદ્ધા અને ઇશ્વિર પ્રત્યે અનહદ અનુરાગ.

૧૧. ભક્તિ બઢાવવા કે વધારવાના ૭ ઉપાયો કયા ?

ભાગવતો, સાધુ, સન્યાસીઓની સેવા, ઇશ્વરના નામનું સ્મરણ, સત્સંગ, હરિકીર્તન, ભાગવત–રામાયણનો અભ્યાસ, વૃંદાવન, પંઢરપુર, ચિત્રકૂટ, અયોધ્યામાં નિવાસ, ભક્તિ વધારવાના આ ૭ ઉપાયો છે.

૧૨. હરિનું નામનું ગાન કોણ કરી શકે?

तृणादपि सुनिचेन तरोऽपि सहिष्णुना।
अमानीन मानादेन कीर्तनीय सदा हरि ॥

જે ઘાસના તણખલાથી પણ નમ્ર છે, ઝાડની માફક જે સહિષ્ણુતાવાળો છે, જે માનની દરકાર કરતો નથી પણ સર્વને સન્માને છે, તે સદાય હરિનામનું ગાન કરવાને લાયક છે.

૧૩. ભક્તિના માર્ગમાં પાંચ કાંટારૂપ શું છે?

जातिविद्या महत्वारुछ रुप यौवनमेव च।
यते भर्क्ति मार्गेषु जानीथ पंचे कंटकाः ॥

જાતિ અભિમાન, વિદ્યાનું અભિમાન, મોટાઇ, શરીરના રૂપનું અભિમાન. યુવાની આ પાંચ ભક્તિ માર્ગમાં કાંટારૂપ છે.

૧૪. દીવ્યામૃત શું છે?

વિદ્વાનો કહે છેઃ " સમુદ્રમાં, ચંદ્રમાં, નાગલોકમાં, સ્વર્ગમાં અમૃત મળે છે. જો આ સાચું હોય તો સમુદ્રમાં ખારાશ કેમ? ચંદ્રનો ક્ષય કેમ? નાગના મોંમાં ઝેર કેમ? ઇંદ્રનો પરભાવ કેમ? તેથી દીવ્યામૃત તો ભગવાનના ભકતો ભાગવતોના ગળામાં (તેમના વચનામૃતો ને ઉપદેશમાં) છે.

૧૫. ભક્ત કેવી રીતે જાણવા?

ભકતો કોઈની પણ દરકાર કરતા નથી. તેમના હૃદય ભગવાનના ચરણકમળ આગળ જ ચોંટેલા હોય છે. તે ઘણા નમ્ર હોય છે. તેઓ સમદ્રષ્ટિવાળા હોય છે. તેમને કોઇપણ વસ્તુ કે કોઈ મનુષ્ય પ્રત્યે અનુરાગ હોતો નથી. તેઓમાં 'હું-પણું' 'મારા-પણું' હોતું નથી. તેમને સુખ અને દુઃખ વચ્ચે તફાવત નથી હોતો. તેઓ બીજાઓ પાસેથી કાંઇ લેતા નથી. તેઓ તાપ તાઢ કે દર્દ સહન કરે છે. તેમને પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ હોય છે. તેમના કોઇ શત્રુ હોતા નથી. તેઓ શાંત સ્વભાવના હોય છે. તેઓ આદર્શ

ચારિત્ર્યવાળા હોય છે. તેમની જીભને ટેરવે સદાય ભગવાનનું નામ હોય છે. તેઓ ઘણા પવિત્ર હોય છે. તેઓ સર્વ વસ્તુઓમાં શ્રીહરિને જૂએ છે. તેઓ બીજાની લાગણી દુભાવતા નથી. તેઓ સર્વ પ્રત્યે મિત્ર ભાવથી વર્તે છે. તેઓ ક્રોધ, તિરસ્કાર અભિમાનથી મુકત હોય છે.

૧૬. ભકિત વધારવાના માર્ગમાં બે શત્રુરૂપ શું છે?
કામ અને ક્રોધ.

૧૭. કામને ઉત્તેજન આપનાર દશ અવગુણો કયા?

શિકારનોશોખ, જુગાર, દિવસના સમયમાં સુવું, કોઇની ચાડી ચૂગલી કરવી, સ્ત્રીઓ (ખરાબ) સાથે સહવાસ, મદ્યપાન, કામોત્પાદક ગીતો ગાવાં, નૃત્ય, બીભત્સ સંગીત અને વિનાકારણે ભટકવું

૧૮. ક્રોધના અનુસંગી આઠ અવગુણો કયા?

અન્યાય, અવિચારીપણું, દુઃખ આપવું, અદેખાઈ, દોષદૃષ્ટિ, ઠગાઈ (બીજાઓની વસ્તુઓ લઇ લેવી), કર્કશ ભાષણ ને નિર્દયતા.

૧૯. ભકિતના આઠ ચિન્હો કયા?

અશ્રુપાત, આશ્ચર્યમયતા (પૂલક), કંપન, રૂદન, હાસ્ય, પરસેવો આવવો, મૂર્છા, અને સ્વર-ભંગ. (બોલી નહિ શકવું)

૨૦. ભગવાને પોતાના ભકતોને કેવી કેવી મદદ કરી?

શ્રીકૃષ્ણે પોતે નરસિંહ મહેતાની પુત્રીનાં લગ્નનો સમારંભ પોતાની દેખરેખ હેઠળ ઉજવ્યો હતો. નરસિંહ મહેતાના પિતાના શ્રાદ્ધ માટે શ્રીકૃષ્ણ પોતે ઘી આપી ગયા હતા. અંધ બિલ્વમંગળને શ્રીકૃષ્ણ પોતે તેની (બિલ્વમંગળની) લાકડી પોતાના હાથે પકડીને તેને વૃંદાવન લઇ આવ્યા હતા. પોતાના હજામ ભકતની ગેરહાજરીમાં શ્રીકૃષ્ણે પોતે રાજાની પગચંપી કરી હતી.

૨૧. ભકિત માર્ગમાં પાંચ અનિવાર્ય જરૂરીઆતો કયી?

ભકિત નિષ્કામ હોવી જોઇએ. તે અવ્યભિચારિણી પણ હોવી જોઇએ. તે તેલધારા માફક સતત ચાલુ હોવી જોઇએ.

સાધકે સદાચાર–શુધ્ધ ચારિત્ર્યનું પાલન કરવું જોઈએ. પોતાની ઉપાસનામાં તે બીલકુલ સહૃદયી અને ખંતીલો હોવો જોઈએ. ત્યારે જ ફકત ઈશ્વરનો સાક્ષાત્કાર જલદી થઇ શકે.

૨૨. કોઈપણ પ્રકારની અતિ તીવ્ર સાધના કેવી રીતે કરવી?

સવારે ચાર વાગે ઉઠો; તમને ફાવે તે એક આસન નક્કી કરી જપ કરવા શરૂ કરો. ચઉદ કલાકો દરમ્યાન કાંઇપણ પીણું કે ખોરાક લ્યો નહિં. આસન પરથી ઉઠો નહિં. બની શકે ત્યાંસુધી સૂર્યાસ્ત સુધી પિશાબ પર કાબુ રાખો. બની શકે ત્યાંસુધી આસનમાં ફેરફાર ન કરવો. સાંજે જપ પૂરા કરો. પછી દુધ ને ફળનો આહાર કરો. આ પ્રકારની સાધના અઠવાડિઆમાં એકવાર, અગર પખવાડિઆમાં એકવાર કે મહિનામાં એકવાર કરો.

૨૩. ચાલીશ દિવસનું અનુષ્ઠાન કેવી રીતે કરવું?

દરરોજ ત્રણ હજારના પ્રમાણ મુજબ એક લાખને પચ્ચીસ હજાર 'રામ રામ'ના જાપ કરો. સવારે ચાર વાગ્યે ઉઠો ને જાપ કરો. રૂષિકેશ, હરદ્વાર, પ્રયાગ, નાસિક, બનારસ, વૃંદાવન, અયોધ્યા, કે ચિત્રકૂટ એમાંના એક સ્થળે અનુષ્ઠાન કરો. તમારા પોતાના ઘર આગળ નહિં કરો. છેલ્લા પાંચ દિવસો દરમ્યાન દરરોજ ચાર હજાર જાપ કરો. એકજ આસને તમે દરરોજ એક લાખ જપ કરી શકો. છેલ્લા દિવસે હવન કરો ને સાધુ સંન્યાસી બ્રાહ્મણોને ભોજન કરાવો.

૨૪. નિરાકાર સાકાર કેવી રીતે બને?

જેમ પાણી બે સ્થિતિમાં, એક ઝરણની સ્થિતિમાં (આકાર વગરની સ્થિતિમાં) અને બીજી બરફની સ્થિતિમાં (આકારવાળી સ્થિતિમાં) રહી શકે છે, તેમ બ્રહ્મ નિરાકાર અને આકાર એમ બે સ્થિતિમાં રહે છે. પોતાના પવિત્ર ભક્તોની ઉપાસના પૂજા માટે નિરાકાર બ્રહ્મ સાકાર રૂપ ધારણ કરે છે. જેમ વાયુ રૂપ

વગરનો છે પણ કોઈકવાર વરાળીઆનું રૂપ ધારણ કરે છે તેમ બ્રહ્મરૂપ ધારણ કરે છે.

૨૫. તેજાબ અને ક્ષારની માફક ભક્તિ ને જ્ઞાન વચ્ચે મેળ હોતો નથી ?

ના. જ્ઞાન ભક્તિને વધારે છે. ભક્તિનું ફળ જ્ઞાન છે. પરાભક્તિ ને જ્ઞાન એકજ વસ્તુ છે. કેવલ અદ્વૈતવાદી જ્ઞાની શ્રી શંકરાચાર્યભગવાન શ્રીહરી, હર (મહાદેવ)અને દેવી (દુર્ગા)ના પરમ ભક્ત હતા, શ્રી રામકૃષ્ણ પરમહંસ શ્રી કાલીના ઉપાસક હતા અને તેમને પોતાના અદ્વૈતવાદી ગુરૂ સ્વામી તોતેપુરી દ્વારા જ્ઞાન પ્રાપ્ત થયું. દક્ષિણ હિંદુસ્તાનના જાણીતા જ્ઞાની તાપાયા શ્રી દીક્ષિદર શ્રી સદાશિવના પરમ ભક્ત હતા.

૨૬. આંધળો માણસ કોણ ?

માંસાદિથી બનેલી શારિરીક આંખો વડે જે જોતો નથી તે આંધળો માણસ નથી, પણ સર્વનામ રૂપમાં છૂપાઈને રહેલા અવિનાશી સત્યરૂપ શ્રીહરીને જે જોઈ શકતો નથી તે આંધળો માણસ કહેવાય છે.

૨૭. મરેલો માણસ કોણ ?

પોતાના માનુષિક દેહમાંથી જેના પ્રાણો નીકળી ગયા છે તે મરેલો માણસ નથી, પણ જે પોતાનું જીવન ફક્ત ખાવા પીવાને ઉંઘવામાંજ વિતાડતો હોય ને જે મૂક્તિ મેળવવા માટે શ્રીહરિની ઉપાસનાનો પ્રયત્ન પણ કરતો નથી, તે મરેલો માણસ છે.

૨૮. ચાણ્ડાલ કોણ ?

જે જોડા બનાવે છે તે ચાણ્ડાલ નથી, પણ જે ફક્ત પોતાના શરીર અને શારીરિક સંબંધોની જ ફક્ત વાતો કરે છે અને જેનામાં આત્મ-દૃષ્ટિ નથી પણ ચર્મ-દૃષ્ટિ છે તે ચાણ્ડાલ છે.

૨૯. જપ શું છે?

ઇશ્વરના કોઇપણ મંત્રનું વારંવાર ઉચ્ચારણ તે જપ છે.

૩૦. જપ કેટલા પ્રકારના છે?

ત્રણ પ્રકારના. વૈખરી (મોઢેથી), ઉપાંસુ (ઓઠે બોલાતા) અને માનસિક (મનમાં બોલાતા).

૩૧. પ્રત્યેક પ્રકારના જપના ફળ શા છે?

વૈખરીના ફળ કરતાં ઉપાંસુના ફળ હજાર ઘણા શ્રેષ્ઠ છે; અને વૈખરીના ફળ કરતાં માનસિકના ફળ દશહજાર ઘણાં શ્રેષ્ઠ છે.

૩૨. જપ અને ધ્યાન વચ્ચે શું ફેર છે?

જપ એટલે કોઇપણ મંત્રનું વારંવાર બોલવું. શ્રીકૃષ્ણ કે શ્રીહરિના રૂપ અને ગુણો વિષે મનન તે ધ્યાન છે.

૩૩. શ્રીહરિનું ધ્યાન કેવી રીતે કરવું?

મનમાં તેના ચરણકમળ સ્થાપિત કરી તેના પર તમારૂં મન એકાગ્ર કરો. પછી મનને તેના પિતાંબર પર ચોંટાડો, પછી (હૃદય પર) શ્રીવત્સ ચિન્હપર, પછી કૌસ્તુભમણિ પર, પછી હાથ પરના બાજુ-બંધો પર, પછી કાન પરના કુંડળો પર, પછી માથા પરના મુકુટ પર, પછી (હાથોમાં) શંખ, ચક્ર, ગદા, પદ્મ, પછી ચરણકમળ પર, એમ વારંવાર સર્વ અંગો તથા આયુધો પર મનને ચોંટાડો.

૩૪. મનને કયાં આગળ એકાગ્ર કરવું?

તમારી પોતાની રૂચિ પ્રમાણે હૃદયકમળ પર (અનાહત ચક્ર) અગર બે પાપણોની વચ્ચેના (ભ્રકૂટિ અગર આજ્ઞા ચક્ર) પર.

૩૫. બે પ્રકારની ભકિત કયી?

અપરાભકિત (સામાન્ય પ્રકાર) અને પરાભકિત (ઉચ્ચપ્રકાર).

૩૬. અપરાભકિત કેવી?

ભકત પોતાની પસંદગીની મૂર્તિ સ્થાપીને તેની વિધિઓ અનુસાર પૂજા અને ઉત્સવો કરે છે.

૩૭. પરાભક્તિ કેવી ?

આ પ્રકારના ભકત સર્વત્ર અને સર્વ વસ્તુઓમાં શ્રીહરિને જ જૂએ છે. તેલની ધારા માફક તેનું મન સતત શ્રીહરિના ચરણુ કમળ પરજ સદાય ગોરેલું હોય છે. તેનામાં સર્વાત્મક સર્વભાવી સર્વપૂર્ણ સાર્વત્રિક પ્રેમ હોય છે. તેને કોઇને માટે પણ જરી પણ તિરસ્કાર હોતો નથી. તે સારાય જગતને વિશ્વ-વૃંદાવન જ જૂએ છે.

૩૮. સકામ્ય ભક્તિ કેવી ?

ધન સંપત્તિ, પુત્ર કે કોઈ કાર્યમાં યશની ઈચ્છાથી કે કોઈ રોગથી મુક્તિ માટે ઈશ્વરની ભક્તિ કરવી તે સકામ્ય ભક્તિ છે.

૩૯. નિષ્કામ્ય ભક્તિ કેવી ?

ભકતને કોઈ પણ કામના-ઈચ્છા કે ફળેચ્છા હોતી નથી. તે કેવળ ઈશ્વર ને ફકત ઇશ્વરને જ મેળવવા ઇચ્છે છે. તે માત્ર પ્રેમ ખાતર જ પ્રેમ કરતો હોય છે.

૪૦. વ્યભિચારિણી ભક્તિ કેવી ?

બે કલાક ઈશ્વરની ભક્તિ કરવી અને પછી બાકીનો બધો સમય, પુત્ર, સ્ત્રી, કે ધન સંપત્તિ માટે સ્પૃહા-ઈચ્છા કર્યા કરવી તે વ્યભિચારિણી ભક્તિ છે.

૪૧. ભક્તિના નવ ભાવો ક્યા ?

**શ્રવણુ**-ભગવાનની લીલા-કથામૃતો સાંભળવા; **કીર્તન**-ભગવાનના ગુણાનુવાદોનું ગાન; **સ્મરણુ**—ભગવાનના નામનો જાપ; **પાદસેવન**- ભગવાનના ચરણકમળની (માનવ સમાજની દેશની, ગરિબોની) પૂજા-સેવા; **અર્ચના**-ફૂલો વગેરેથી ઇશ્વરની આરાધના, -**વંદના**-પગે પડવું; **દાસ્ય**-સેવા-પૂજા; **સખ્ય**-મૈત્રીભાવ; **આત્મ-નિવેદન**-સર્વભાવે તેમને શરણે જવું.

૪૨. સ્નેહ, પ્રેમ, શ્રદ્ધા અને ભક્તિ એ દરેક વચ્ચે તફાવત શું?

પોતાથી નાના પર બાળક ભાવે પ્રેમ કરવો તે સ્નેહ; પત્ની, મિત્ર જેવા સમાન પર પ્રેમ કરવો તે પ્રેમ; માતાપિતા, ગુરુ, વડિલો એવાઓ તરફનો પ્રેમ તે શ્રદ્ધા અને ઇશ્વરની આરાધના તે ભક્તિ.

૪૩. પાંચ પ્રકારની પૂજાઓ કયી?

ગણેશ, હરિ, શિવ, સૂર્ય અને શક્તિની પૂજાઓ.

૪૪. પાંચ પ્રકારના ભાવો કયા?

શાંતભાવ (આત્મ-સ્વસ્થતા-શાંતિ), દાસ્યભાવ (સેવાવૃત્તિ) સખ્યભાવ (મિત્રતા), વાત્સલ્ય ભાવ (પિતા-પુત્ર સંબંધ) અને માધુર્ય ભાવ (ઐક્ય-તાદાત્મ્ય)

૪૫. પાંચ પ્રકારની ઉપાસના કયી?

(૧)પંચ મહાભૂતોની અને પ્રેતોની પૂજા (૨)ઋષિઓની દેવોની અને પિતૃઓની પૂજા, (૩)અવતારોની પૂજા(૪)સગુણ બ્રહ્મની પૂજા અને(૫)નિર્ગુણ બ્રહ્મની પૂજા.

૪૬. ચાર પ્રકારની મુક્તિ કયી?

ભગવાન વિષ્ણુ જ્યાં રહે છે તે લોકમાં તે રાજાના વતની તરિકે ભક્ત રહે છે; તે સાલોકય મુક્તિ. રાજાના અંગરક્ષકની જેમ ભક્ત ભગવાનની તદ્દન નજીક રહે છે; તે સામીપ્ય મુક્તિ રાજાના ભાઇ કે યુવરાજની જેમ ભક્ત પણ ભગવાનનું જ સ્વરૂપ પ્રાપ્ત કરે છે. તે સારૂપ્ય મુક્તિ. પાણીમાં મીઠું કે ખાંડ ગળી જઇ એક થઈ જાય તેમ ભક્ત ભગવાનમાં ભળી જાય; તે સાયુજ્ય મુક્તિ.

૪૭. ભક્તિની ચાર કક્ષાઓ કયી?

કોમળ લાગણી, ગાઢ સ્નેહ, ઉન્મત્ત પ્રેમ, અને ઝળહળતી કામના-વેદના. બીજી રીતે પણ વર્ગીકરણ થાય છે. સદ્‌ભાવ, આકર્ષણ, અનુરાગ અને પરમ પ્રેમ.

૪૮. ઇશ્વર સાક્ષાત્કાર કર્યો હોય એવા ભકતનો પુનર્જન્મ થાય છે ? તેની બધી વાસનાઓ સંપૂર્ણતઃ નાશ પામે છે ?

તેને દુઃખ-યાતના સાલે છે કે ?

તેનો પુનર્જન્મ નથી. તેની સઘળી વાસનાઓ નાશ પામે છે. તેને કાંઇ પણ દુઃખ સાલતુ નથી તે કર્મમાંથી મુકત થાય છે. (પ્રગતિકારક મુકિત) તે બ્રહ્મલોક (ગો-લોક અગર વૈકુંઠ) માં જાય છે. પરીણામે તે નીર્ગુણ બ્રહ્મમાં ભળી જાય છે.

## ૨. ભક્તિયોગની બારાખડી.

બીજા કાંઇ પણ સીવાય કેવળ ભગવાનની જ એકાંતિક એક મનથી ભકિતને **અનન્ય ભક્તિ** કહે છે.

આ કલિયુગમાં ઇશ્વર સાક્ષાત્કાર માટે **ભક્તિયોગ** જ સહેલામાં સહેલો ઉપાય છે.

પાપોના નાશ માટે અને ભગવાનને પ્રસન્ન કરવા માટે સાધકો **ચાંદ્રાયણ વ્રત** પાળે છે.

ભક્ત પોતાના સ્વામી (ઇશ્વર) પ્રત્યે સેવાવૃત્તિ દાખવવી તેને **દાસ્યભાવ** કહે છે.

**ઇષણા-ત્રીયમ્** (ત્રણ ઇચ્છાઓ-અર્થની ઇચ્છા, પુત્રાદિકની ઇચ્છા અને સ્વર્ગની ઇચ્છા) એ સાચા ભકિતભાવની વૃદ્ધિમાં અંતરાયરૂપ છે.

ઇશ્વરના અસ્તિત્વમાં સંપૂર્ણ શ્રદ્ધા એ ભકિતનો પાયો છે.

ગુરૂ એ ભકત માટે પૃથ્વી પર પ્રત્યક્ષ ઇશ્વર છે.

**પુલક** અગર **આશ્ચર્યભાવ** એટલે ભકત જેમ ભકિતમાં આગળ વધે છે તેમ તેના શરીરના રૂંવાટા ખડાં થતાં અનુભવે છે તે.

**ઇષ્ટ દેવતા** એટલે પોતાની પસંદગીના દેવ કે જેની પુજા-આરાધના વડે ભકત ઇશ્વરભાવ પ્રાપ્ત કરે છે.

ઈશ્વરના નામોના જપથી મનની પવિત્રતા આવે છે અને મનની એકાગ્રતા પણ ઘણી દૃઢ થાય છે.

કૃષ્ણ એ પરમ દેવ છે જે કલિયુગના પાપોનો નાશકર્તા છે.

ઈશ્વરના નામોનાં ઉચ્ચારણ કરવામાં શરમ એ ભકિત માર્ગમાં શરૂ કરનારાઓને એક મોટા પ્રકારનો અંતરાય છે.

માધુર્યભાવ એ ભકિતની પરાકાષ્ઠા છે.

ભકિતયોગના અનુચર સર્વ સાધકોએ નવવિધા ભકિતનું આચરણ કરવું જોઇએ

શરીર, મન અને આત્મા કેવળ ઈશ્વરની સેવામાં અર્પણ કરવાં તે શરણાગતિ અથવા આત્મ-નિવેદન છે.

પાદસેવન એટલે ભગવાનના ચરણકમળની સેવા અગર માનવજાતમાં નારાયણભાવથી તેની સેવા.

વેદાંત અને ભકત બન્નેમાં મનની નિર્મળતા એ સમાન ગુણો છે.

રૂચિ એટલે ભગવાનના નામોના ઉચ્ચારણ-જપનો આસ્વાદ.

સાક્ષાત્કાર એટલે ઇશ્વરભાવનો અનુભવ.

વિષયોના ઉપભોગ માટે આંતરિક વૃત્તિઓ-તૃષ્ણા એ ભકિતના વધારામાં અતિ વિઘ્નરૂપ છે.

ઉપાસના એટલે ઇશ્વરની પૂજા.

વિરહ એટલે અતિ સહૃદયી ભકતને ભગવાનથી અળગાપણું લાગવાથી જે તીવ્ર વેદના થાય છે તે.

ભગવાનથી અળગા રહેવા માટે રડો; પણ સગાંસંબંધીના મરણ માટે કે ધનસંપત્તિનાં નુકશાન માટે રડો નહિ.

કોઈ નહિ તો તમારા ઇષ્ટદેવના એક પુરશ્ચરણ કરવામાં નાતાલના તહેવારોનો સદુપયોગ કરો.

ભગવાન ભક્તોનો યોગક્ષેમ સંભાળે છે.

તીવ્ર મનોકાંક્ષા અને સહૃદયતા ભગવાનના સાક્ષાત્કાર કરવામાં ઘણા જ ઉપયોગી થાય છે.

## ૩. રામનામનો મહિમા

ભગવાનનું નામ એ આત્માવિષયક ઝાડ છે. તે મનના મેલનું નાશક છે. તે પરમ શાંતિ, શાશ્વત, સૌખ્ય, અને અનંત જ્ઞાન દાતા છે. નામ જપનારાઓના હૃદયોની અંદર તે દીવ્ય પ્રેમનો સંચાર કરે છે. તે સર્વ સુખનું મૂળ કરણ છે. અમરતા બક્ષનાર તે નામ તમારા હૃદયમાંની સઘળી ભીતિ દૂર કરો અને સર્વને શાંત્વન અને પરમ આનંદ બક્ષો !

મધુરમાં મધુર વિષય-વસ્તુ કરતાં પણ શ્રીરામનું નામ વધુ મીઠું છે. તે શાંતિનું સ્વર્ગ છે. પવિત્ર આત્માઓનું તે જીવન જ છે. સઘળા શુદ્ધિકારક તત્વોને શુદ્ધ કરનાર તે છે. સાંસારિક તૃષ્ણાઓના સદા અતૃપ્ત અગ્નિને તે શાંત કરે છે. આપણા અંતરમા છૂપાયેલા ઇશ્વર સંબંધી જ્ઞાન તે જાગૃત કરે છે. તે સાધકને દીવ્ય સૌખ્યના દરિઆમાં નવરાવે છે. શ્રીરામનો જય હો ! શ્રીરામ નામનો જય હો !

સર્વ વસ્તુની ભિતરમાં ખીલકુલ લગોલગ એક રામ વસે છે. જે કાંઇ હું જોઉં છું તે રામ છે. તે સદાય આનંદમાં મહાલે છે. સારૂં ય જગત્ તેની લીલા છે. ફુલમાં, ઝાડમાં, આકાશમાં રામ છે. પાણીમાં, અન્નમાં રામ છે. છત્રીમાં, પેન્શીલમાં, કાગળમાં રામ છે સર્વત્ર રામ છે. રામ સિવાયની દુનિઆજ નથી. આ જગત રામથી ભરેલું છે. તેનો અપાર ને અમાપ મહિમા કેવી રીતે વર્ણવું ? રામનો જય હો ! રામનો વિજય હો ! રામને વંદન હો ! રામને નમન હો !

ધન્ય છે તે પવિત્ર આત્માને કે જે શ્રીરામ નામની સુધા તૈલ ધારાવત્ પીધા કરે છે—શ્રીરામનામ કે જે વેદોરૂપી દરિઆના મંથનમાંથી મથી કાઢયું છે, જે કલિયુગના મેલો—પાપોનો નાશ કરે છે; જે ભગવાન સદાશિવના મુખમાં સદા વસે છે, જે સંસાર પરિતાપો ને દુઃખોને દૂર કરનાર અમોધ— કદાપિ નિષ્ફળ નહિં જનારી (રામબાણુ) મહાન્ દવા છે, અને જે માતા જાનકીનું જીવન જ છે.

સંત તુલસીદાસ કહે છે: "ભગવાન કરતાંય તેનું નામ મહાન છે, કારણ કે નામની શકિતથી જ બ્રહ્મના નિર્ગુણ અને સગુણ પ્રકારોનો આસ્વાદ અને સાક્ષાત્કાર થઈ શકે છે. રામે ફકત એક જ સ્ત્રી—અહલ્યાને ઉગારી, પણ રામ નામે કરોડો દુર્જનોને પવિત્ર કર્યાં છે. રામે ફકત પોતાના બે વફાદાર સેવકો — જટાયુ ને સબરીને મુકિત આપી, પણ રામનામ તો અસંખ્ય દુર્જનોને મુકિતદાયક થાય છે."

રામનામના મહત્વ પર ભાર મૂકતાં તે થાકતાજ નથી. તે કહે છે: "ધન્ય છે તે પુત્રને અને તેના માતા—પિતાને, જે ગમે તે રીતે શ્રીરામ નામનું રટણ કરે છે. જે ભૂલથી પણ રામનામનું ઉચ્ચારણ કરે છે તે મારા શરીરની ચામડીના બનાવેલા જોડા પહેરવાને લાયક છે. જે ઢેડ અને ચાંડાલ રાત દિવસ રામનામ બોલે છે તેને ધન્ય છે, જે રામનામ બોલતા નથી તેનો ઉચ્ચ વર્ણમાં જન્મ તો પણ શો અર્થ? પર્વતોના ઉચ્ચ શિખરો માત્ર સાપોને જ આશ્રય આપે છે પણ સર્વને આનંદ આપનાર જમીનમાં ઉગનારાં શેરડી, ધાન્ય કે તાંબુલ ને ધન્ય છે."

તે વધુમાં કહે છે, "બે મધુર મોહક અક્ષરો 'રા' 'મ' બારાખડીની બે આંખો રૂપ અને ભકતોના પ્રાણરૂપ છે. તે સહેલાઈથી યાદ રહે ને સર્વને પ્રિય લાગે એવા છે. આ જન્મમાં આપણને તે આશિષરૂપ અને બીજા ભવમાં તે આધારરૂપ છે"

તે કહે છે: "રામનામ રૂપ જ્યોતિમણિ ને જીભરૂપ દરવાજા આગળ ચોંટાડો, જો તમારે આંતર- બાહ્ય પ્રકાશમાન થવુ હોય તો આખીયે દુનિઆ જાણે છે કે રામ રામને બદલે ઉલ્ટુ નામ મરા-મરા બોલવાથી પણ લૂટારૂ રત્નાકર મહાન્ વાલ્મિકી ઋષી થઈ બ્રહ્મને પામી ગયા હતા." જો ઉલ્ટા નામનો આવડો પ્રભાવ છે, તો સાચા અને યોગ્ય રીતે બોલાતા નામના મહિમાની તો શી વાત ?

ઈશ્વરના સઘળા નામો દીવ્ય શક્તિ ને સુધાથી ભરેલાં છે. શ્રીરામની પ્રાપ્તિનો ઉપાય તેનું નામ સ્મરણ કરવામાં અને તેમા મગ્ન રહેવામા છે. ભગવાનનું મધુર નામ બોલતા સદા તેમાં તરબોળ-મસ્ત રહો. પવિત્રતા અપવિત્રતાનો વિચાર સરખો તમારા મનમાં આણો નહિ-આવવા દો નહિ. આ વિશ્વમાં અપવિત્ર વસ્તુ જેવી કાંઈ ચીજ નથી. જો કોઇ ચીજ અપવિત્ર હોય તો તે ભગવાનના નામના સંપર્કથી પવિત્રમાં પવિત્ર બની જાય છે. ભગવાનના નામ અને પ્રેમમાં ખૂબ તલ્લિન રહેનારને ભ્રાંતિ અવિદ્યા, તેના સઘળા પ્રયત્નો છતાં, તેને અડી શકવા પણ અશક્ત છે. શ્રીરામનો જય હો! શ્રીરામને વંદન હો!

## ૪. મહાકુંભ મેળો

### '(તેની યાત્રાનું મહત્વ)'

મહાકુંભ મેળો બાર વર્ષમાં એક વાર હરદ્વાર, અલ્હાબાદ, ઉજ્જૈન કે નાસિકમાં મળે છે. છેલ્લો કુંભમેળો સને ૧૯૩૮ના માર્ચથી મે મહિના દરમ્યાન મળ્યો હતો. મેળાના સમય દરમ્યાન ગંગાસ્નાન માટે ચોકકસ દિવસો મુકરર કરવામા આવે છે. જે દિવસોએ ગંગામાં સ્નાન કરવાનો પરમ પવિત્ર મહિમા મનાયો છે. આ મેળા દરમ્યાન લાખો માણસો ભેગા મળે છે.

અમૃત, જે અમરતા આપે છે તે કુંભ-કળશમાં જાળવી રાખવામાં આવ્યું હતું. એ અમૃત મેળવવા માટે અસુરો અને

દેવો વચ્ચે બાર દિવસ સુધી સખ્ત ઝુંબેશ થઈ હતી. આ ઝપાઝપી દરમ્યાન કુંભ ચાર વાર હરદ્વાર, અલ્હાબાદ, ઉજ્જૈન અને નાસિક આગળ ભૂમિ પર પડયો હતો. બાર દિવસને અંતે જ્યારે સૂર્ય મેષ રાશીનો થયો ને ગુરૂ (બૃહસ્પતિ) વૃષભ રાશીનો થયો હતો, ત્યારે ભગવાન વિષ્ણુ પ્રગટ થયા અને સર્વ યોગ્ય સજ્જનોને અમૃત વહેંચી આપી સર્વમાં શાંતિ સ્થાપી. દર બાર વર્ષે મેળો ભરાય છે. તે બાર વર્ષ એટલે દેવોના બાર દિવસ. વિષ્ણુપુરાણમાં જણાવ્યું છે: "કુંભના દિવસે ગંગાસ્નાન પૃથ્વિની ફરતે એક લાખ પ્રદક્ષિણા જેટલું આધ્યાત્મિક પુણ્ય બક્ષે છે." એ પવિત્ર દિવસે ગંગાજીમાં સ્નાન કરવા લાખો લોકો હરદ્વાર વગેરેમાં એકઠા થાય છે.

પુરાણ કાળમાં કુંભ મેળાનો મહાસમારંભ લોકોના નૈતિક ને આધ્યાત્મિક ઉત્કર્ષ માટે થતો હતો. અનેક મહાત્માઓ, ઋષિઓ, યોગીઓ, અને ધર્મગુરૂઓ, જેઓ હિમાલયમાં, જંગલોમાં કે ગુફાઓમાં શાંત ધ્યાનને તપ આદરી રહ્યા હોય છે, તેઓ તૃષાર્ત જીજ્ઞાસુઓ, સાધકો ને ગૃહસ્થીઓને આધ્યાત્મિક બોધ આપવા કુંભમેળામાં આવતા. તે સમયે મેળામાં બહુ આડંબર કે દેખાવ કે ધમાલ-ઘોંઘાટ નહતાં. લોકો શ્રદ્ધાને ભાવથી મહાત્માઓના દર્શન કરવા અને એ મહાન્ ઉચ્ચ આત્માઓના ઉપદેશ ગ્રહણ કરવા મેળામાં જતા. ધાર્મિક વર્ગો ગોઠવાતા, કથાઓ-પ્રવચનો થતાં, મહાન્ અનુભવી મહાત્માઓ ભાષણો આપતા: સાચા સહૃદયી જીજ્ઞાસુઓને કૈવલ્ય (બ્રહ્મ) ની ગુહ્ય વિદ્યાની દીક્ષાઓ અપાતી.

હમણાંના સમયમાં તમો શું જૂઓ છો? જ્યા જ્યાએ ભંડારાઓ (ભોજનાલયો) જોશો. અનેક પ્રકારે લોકો કમાણી કરવામાં ગૂંચાયેલા જોશો. એ ત્રણ મહિના દરમ્યાન ખૂબ ખૂબ પૈસાદાર બની જવાની તેમની તાલાવેલી જોશો. એ

મહાસમારંભની પવિત્રતાનું તો નામ નિશાન રહ્યું નથી. તેનું ખરૂં મહત્વ-મહિમા તો અદશ્ય થયો છે. હવે તે માત્ર એક મહાલવાનો મેળોજ રહ્યો છે. સાચા, સિદ્ધ, શાંત મહાત્માઓ અહિં આવવા ઇચ્છતા નથી. પ્રાચિન કાળનો એ કુંભમેળો—અગર એ પવિત્ર, ભવ્ય અખિલ હિંદ ધાર્મિક પરિષદ્, જેમાં ઋષિઓ, મુનિઓ, યોગીઓ પરસ્પર વિચારોની આપ લે કરવા અને જીજ્ઞાસુઓ ને ગૃહસ્થીઓને આધ્યાત્મિક ઉપદેશો આપવા માટે આવતા, તે સમારંભ હવે એક મહા તમાશા રૂપ, અતિશય ધમાલ, ધાંધલ, ઘોંઘાટવાળો ગગડોળો વગેરેથી ભરપૂર મોજ શોખનો મેળો થઇ રહ્યો છે. હવે કુંભ મેળામાં લોકોનાં ટોળાં, ઘોંઘાટ, ગાળાગાળી, મારામારી, ગંદકી, દુર્ગંધ સિવાય બીજું કાંઇ જોવાનું હોતું નથી. આ માટે સરકારે એક ખાસ પોલીસ થાણું-અનામત ફોજ સાથેનું સ્થાપ્યું છે. અહિં હવે ધાર્મિક પ્રચાર થઇ શકતો નથી. અતિશય ઘોંઘાટવાળા ટોળાંઓને કારણે માણસોના મન અશાંત અને ઉશ્કેરાઈ જાય છે. તેમણે અનેક પ્રકારના માણસો વચ્ચે અટવાયા કરવાનું હોય છે અને કંગાળ સગવડોવાળી નિદ્રા વિનાની રાત્રિઓ પસાર કરવી રહે છે. સઘળાં અતિ ઘીચ વસ્તીવાળા સ્થળોમાં સામાન્ય એવા ચેપી રોગોનો ભોગ થઇ અતિ દુઃખમાં પડે છે. માણસો થોડાક દેખાવો, ભાત ભાતના લોકો, કેટલોક ઘોંઘાટ, કાંઇ સપાટા ખાઇ ને નિરર્થક પૈસાનું પાણી કરીને ઘેર જાય છે. આમ છતાં હજીયે લાખો માણસો કુંભ મેળામાં આનંદ, સુખ, આધ્યાત્મિક લાભની આશાએ આવે છે. આજ માયાનો પ્રભાવ છે કે જેમણે સારૂં નરસું પારખવાનો વિવેક ખોયો છે એવા-એમાં કુતુહલ ઉપજાવી તેમને ભ્રમમા નાખી દે છે.

આ મેળા દરમ્યાન સાધુ, સંન્યાસિઓ માટે પુષ્કળ પ્રમાણમાં મફત ભોજનની વ્યવસ્થા હોવાથી ગેરૂ રંગવાળા કપડામાં

સજ્જ થયેલા અસંખ્ય ભિખારીઓ ૭ મહિના સુધી નિરાંત ને સગવડભર્યું જીવન ગાળવા અહિ ભેગાં થઈ જાય છે. પૈસાનો દુર્વ્યય જ થાય છે. સંસારીઓને છેતરવામાં આવે છે, તેઓ સાચા ઉન્નત મહાત્માઓ શોધી શકવામાં અશક્ત નિવડે છે. આ માટે તો વ્યવસ્થિત ને સુનિયંત્રિત પ્રચાર થવો જોઈએ. તો જ કુંભમેળો એ માનવસમાજને શુભાશિષરૂપ થઇ શકે.

હમણાનાં સમયના સંસારીઓ મહાત્મા સંબંધી ઘણા મુર્ખતા ભરેલા ખ્યાલો સેવે છે. તેમને છેતરવાને પૈસા પેદા કરવા ઘણા માણસો ગેરૂરંગના કપડાં સોહાવે છે, જટા ને દાઢી વધારે છે, વળી કેટલાક યુવાનો અને પ્રૌઢો પણ પોતાના કપડાં અને કૌપીન ફેંકી દઇ ગૃહસ્થીઓમાં નાગા ફરે છે અને પોતે મહાન જીતેન્દ્રિય યોગી છે એવો દંભ કરે છે. ઘણા કહેવાતા શિક્ષિતો નકામી ચર્ચા અને જુદા જુદા પંથ વિષયક કજીઆમા સમય વિતાડે છે. અને જાણે પોતે જીવનમુકત હોય એમ ડોળ કરે છે. બાહ્ય દેખાવોથી લોકોએ ભરમાઇ જવું નહી જોઇએ. લોકો નાગા સાધુને મહાન મહાત્મા તરિકે લેખે છે, તેમના નિકટ સંબંધમાં આવ્યા પછી તેના પરની આસ્થા નાશ પામે છે. જે જોઇએ છે તે માનસિક નગ્નતા—એટલે કે વાસનાઓનો, અહંભાવનો સંપૂર્ણ નાશ. વ્હાલા મિત્રો, દેખાવોથી છેતરાશો નહિ. એક બે દિવસ સાધારણ સામાન્ય વાતચિત પરથી તમો મહાત્માને પારખી નહિ શકો. જો તમારે તેમનો બરોબર ખ્યાલ લેવો હોય તો તેમની સાથે નિકટ સંપર્ક કેટલાક સમય સુધી રાખવો જોઇએ.

જો કે અનેક પ્રકારના માણસોથી એ જગ્યા ભરાઇ જાય છે, તો પણ હજીએ કેટલાક ઉચ્ચ આત્માઓ, મંડલેશ્વરો, અને સનાતન ધર્મસભાના વિદ્વાન પંડિતો અવિશ્રાંત મહેનત લઈ જીજ્ઞાસુઓની શંકાઓના સમાધાન કરી તેમને આધ્યાત્મિક માર્ગે દોરે છે. તેઓ જનતાના આધ્યાત્મિક ઉત્કર્ષ

માટે ઝહેમત કરતા હોય છે. વળી કોઇ કોઇ ખૂણાઓમાં એવા મહાન વિરક્ત મહાત્માઓ કે યોગીઓ પણ મળી આવે છે. સાધુઓ, સંન્યાસીઓ, યોગીઓ ને નાગા બાવાઓમાં એવા મહાન આત્માઓની શોધ કરવી જોઇએ. તેઓ તમને સાચે માર્ગે દોરશે. આવા મહાત્માઓના દર્શન કરો અને તેમની પાસેથી આધ્યાત્મિક બોધ લ્યો. ત્યારે તમો આત્મ-લાભ મેળવી શકશો.

ગૃહસ્થીઓએ સંન્યાસિઓને તેમના પૂર્વજીવન સંબંધી તેમનું પહેલાંનું નામ, જાતિ, ધર્મપંથ, સગાંઓ, ઉમ્મર, કેળવણી વગેરે સંબંધી સવાલો પૂછવા નહિ. તેમણે માત્ર સદેહો દૂર કરવા આધ્યાત્મિક જ્ઞાન સંબંધી જ ચર્ચા કરવી. ત્યારે જ સાધુઓ સાથેના સત્સંગથી તેમને લાભ થઇ શકશે. સાંસારિક માનસને આધ્યાત્મિક માર્ગ તરફ દોરવા અને ઝેરી અને ખરાબ સંસ્કારોને સંપૂર્ણતઃ નાબૂદ કરવા સત્સંગ એ સહેલો અને સરળ ઉપાય છે. જ્ઞાની સાધુઓના સહવાસમાં રહો. સત્સંગ પોતેજ આધ્યાત્મિક કેળવણી છે. ભક્તિ ને શ્રદ્ધાથી તેમની સેવા કરો, તેમની જરૂરીઆતોનું ધ્યાન રાખો. તેમની પાસેથી ઉપદેશ લ્યો. ત્યારે તમો આધ્યાત્મિક ઉન્નત્તિ પામશો.

જો કુંભમેળા માટે તમો હરદ્વાર આવો તો, ત્યાં રહો તે દરમ્યાન ચોકકસ લાખ જપ પૂરા કરવાનો (અનુષ્ઠાન) નિશ્ચય કરશો. તિર્થસ્થળમાં આવા ખાસ પ્રસંગે કરવામાં આવેલા જપની અસાધારણ શુભ અસર હોય છે અને તેમને આધ્યાત્મિક લાભો આપનાર છે. પંદર કે ત્રીસ દિવસનું અનુષ્ઠાન કરો. માત્ર દુધ અને ફળોનો આહાર લ્યો. બને તેટલા વધુ જપ કરો. ગીતા, ઉપનિષદો, રામાયણ, ભાગવતનો અભ્યાસ કરો. સત્સંગ કરો અને મહાત્માઓના વચનામૃતો સાંભળો. મૌન પાળો. આમ તેમ નકામા ભટકો નહિ. શાંત ઉગ્રસાધનાથી તમો આશ્ચર્યકારક પ્રગતિ કરી શકશો. બને તેટલું દાન કરો. " દાન અસંખ્ય પાપોનો નાશ

કરે છે. '' સાધુઓ ને મહાત્માઓની સેવા કરો. ભક્તિ અને હાથમાં ફળો સાથે તેમના દર્શને જાઓ. આધ્યાત્મિક ઉપદેશ માટે પ્રાર્થના કરો. માંદા માણસોની સેવા ને માવજત કરો. નિષ્કામ કર્મયોગ કરવાને અહિં ઘણીજ સારી તક મળે છે. બાર વર્ષે એકવાર આવતા એ પવિત્ર મેળામાં તમો આવો તો આવી આધ્યાત્મિક સાધના કરવાનો અભ્યાસ કરવો. સામાન્યતઃ સર્વ તિર્થયાત્રાના સ્થળોએ આવી સાધના કરવી જોઇએ. કેટલાક લોકો ઋષિકેશ, હરદ્વાર, બદ્રીનાથ અને એવા યાત્રાના સ્થળોએ વારંવાર જાય છે. તેમણે ઉપર મુજબનો નિયમ પાળવો જોઇએ, ત્યારેજ તેઓ તિર્થયાત્રા કર્યાના ફળો પ્રાપ્ત કરી શકશે.

સાચી, લાંબી, સંગીન સાધના કરવાની પ્રભુ તમને શક્તિ આપો! પ્રભુ તમને આનંદ, શાંતિ, સુખ અને અમરતા બક્ષો!

## ૫. 'શ્રીરામ' મંત્રનું મૂળ ઉત્પાદન

( ઓમ્ શ્રીરામ જય રામ જય જય રામ )

એક સમયે શ્રીરામ લંકાથી પાછા ફર્યા બાદ અયોધ્યામાં પોતાના દરબારમાં બેઠા હતા. તે વખતે દેવર્ષિ નારદ, વિશ્વામિત્ર, વસિષ્ઠ, અને બીજાઓ રાજાને મહત્વની સલાહ આપવા હાજર હતા.

ધાર્મિક વિષયો ચર્ચતાં, ઋષિ નારદે કહ્યું: "હું અહિં હાજર રહેનાર સઘળાઓને અરજ કરું છું કે આ એક મુદ્દા પર સર્વે પોતાનો નિશ્ચિત મત આપશો. એ મુદ્દો એ છે કે "નામ" (ભગવાનનું નામ) મોટું; કે "નામી" (ભગવાન પોતે) મોટા." પછી આ મુદ્દા પર ગરમાગરમ વિવાદ ચાલ્યો. સારી સભા કોઈ નિર્ણિત અભિપ્રાય પર આવી શકી નહિં. અંતમાં નારદે પોતાનો અભિપ્રાય જણાવ્યો કે, "નામી કરતાં નામ જ બેલાશક મોટું છે. હું આ સભા સમક્ષ એ પ્રત્યક્ષ પુરાવાથી પૂરવાર કરી આપીશ."

માટે ઝહેમત કરતા હોય છે. વળી કોઈ કોઈ ખૂણાઓમાં એવા મહાન વિરક્ત મહાત્માઓ કે યોગીઓ પણ મળી આવે છે. સાધુઓ, સંન્યાસીઓ, યોગીઓ ને નાગા બાવાઓમાં એવા મહાન આત્માઓની શોધ કરવી જોઈએ. તેઓ તમને સાચે માર્ગે દોરશે. આવા મહાત્માઓના દર્શન કરો અને તેમની પાસેથી આધ્યાત્મિક બોધ લ્યો. ત્યારે તમો આત્મ-લાભ મેળવી શકશો.

ગૃહસ્થીઓએ સંન્યાસિઓને તેમના પૂર્વજીવન સંબંધી તેમનું પહેલાંનું નામ, જાતિ, ધર્મપંથ, સગાંઓ, ઉમ્મર, કેળવણી વગેરે સંબંધી સવાલો પૂછવા નહિ. તેમણે માત્ર સંદેહો દૂર કરવા આધ્યાત્મિક જ્ઞાન સંબંધી જ ચર્ચા કરવી. ત્યારે જ સાધુઓ સાથેના સત્સંગથી તેમને લાભ થઈ શકશે. સાંસારિક માનસને આધ્યાત્મિક માર્ગ તરફ દોરવા અને ઝેરી અને ખરાબ સંસ્કારોને સંપૂર્ણતઃ નાબૂદ કરવા સત્સંગ એ સહેલો અને સરળ ઉપાય છે. જ્ઞાની સાધુઓના સહવાસમાં રહો. સત્સંગ પોતેજ આધ્યાત્મિક કેળવણી છે. ભક્તિ ને શ્રદ્ધાથી તેમની સેવા કરો, તેમની જરૂરીઆતોનું ધ્યાન રાખો. તેમની પાસેથી ઉપદેશ લ્યો. ત્યારે તમો આધ્યાત્મિક ઉન્નત્તિ પામશો.

જો કુંભમેળા માટે તમો હરદ્વાર આવો તો, ત્યાં રહો તે દરમ્યાન ચોક્કસ લાખ જપ પૂરા કરવાનો (અનુષ્ઠાન) નિશ્ચય કરશો. તિર્થસ્થળમાં આવા ખાસ પ્રસંગે કરવામાં આવેલા જપની અસાધારણ શુભ અસર હોય છે અને તેમને આધ્યાત્મિક લાભો આપનાર છે. પંદર કે ત્રીસ દિવસનું અનુષ્ઠાન કરો. માત્ર દુધ અને ફળોનો આહાર લ્યો. બને તેટલા વધુ જપ કરો. ગીતા, ઉપનિષદો, રામાયણ, ભાગવતનો અભ્યાસ કરો. સત્સંગ કરો અને મહાત્માઓના વચનામૃતો સાંભળો. મૌન પાળો. આમ તેમ નકામા ભટકો નહિં. શાંત ઉગ્રસાધનાથી તમો આશ્ચર્યકારક પ્રગતિ કરી શકશો. બને તેટલું દાન કરો. " દાન અસંખ્ય પાપોનો નાશ

કરે છે. " સાધુઓ ને મહાત્માઓની સેવા કરો. ભકિત અને હાથમાં ફળો સાથે તેમના દર્શને જાઓ. આધ્યાત્મિક ઉપદેશ માટે પ્રાર્થના કરો. માંદા માણસોની સેવા ને માવજત કરો. નિષ્કામ કર્મયોગ કરવાને અહિં ઘણીજ સારી તક મળે છે. બાર વર્ષે એકવાર આવતા એ પવિત્ર મેળામાં તમો આવો તો આવી આધ્યાત્મિક સાધના કરવાનો અભ્યાસ કરવો. સામાન્યતઃ સર્વ તિર્થયાત્રાના સ્થળોએ આવી સાધના કરવી જોઇએ. કેટલાક લોકો ઋષિકેશ, હરદ્વાર, બદ્રીનાથ અને એવા યાત્રાના સ્થળોએ વારંવાર જાય છે. તેમણે ઉપર મુજબનો નિયમ પાળવો જોઇએ, ત્યારેજ તેઓ તિર્થયાત્રા કર્યાના ફળો પ્રાપ્ત કરી શકશે.

સાચી, લાંબી, સંગીન સાધના કરવાની પ્રભુ તમને શકિત આપો! પ્રભુ તમને આનંદ, શાંતિ, સુખ અને અમરતા બક્ષો!

## ૫. 'શ્રીરામ' મંત્રનું મૂળ ઉત્પાદન

( ઓમ્ શ્રીરામ જય રામ જય જય રામ )

એક સમયે શ્રીરામ લંકાથી પાછા ફર્યા બાદ અયોધ્યામાં પોતાના દરબારમાં બેઠા હતા. તે વખતે દેવર્ષિ નારદ, વિશ્વામિત્ર, વસિષ્ઠ, અને બીજાઓ રાજાને મહત્વની સલાહ આપવા હાજર હતા.

ધાર્મિક વિષયો ચર્ચતાં, ઋષિ નારદે કહ્યું: "હું અહિં હાજર રહેનાર સઘળાઓને અરજ કરૂં છું કે આ એક મુદ્દા પર સર્વે પોતાનો નિશ્ચિત મત આપશો. એ મુદ્દો એ છે કે " નામ " ( ભગવાનનું નામ ) મોટું; કે " નામી " ( ભગવાન પોતે ) મોટા. " પછી આ મુદ્દા પર ગરમાગરમ વિવાદ ચાલ્યો. સારી સભા કોઈ નિર્ણિત અભિપ્રાય પર આવી શકી નહિં. અંતમાં નારદે પોતાનો અભિપ્રાય જણાવ્યો કે, " નામી કરતાં નામ જ બેશક મોટું છે. હું આ સભા સમક્ષ એ પ્રત્યક્ષ પૂરાવાથી પૂરવાર કરી આપીશ. "

પછી નારદજીએ હનુમાનને પોતાની પાસે બોલાવી કહ્યું કે " હે મહાવીર ! જ્યારે તું સામાન્ય રીતે શ્રીરામ અને ઋષિઓને વંદન કરે ત્યારે વિશ્વામિત્રને વંદન કરીશ નહિં. એ કેવળ રાજર્ષિ છે. તે બીજા ઋષિઓની સમાન સન્માન અને વર્તણુકને લાયક નથી." હનુમાને તે પ્રમાણે વર્તવા કબુલ્યું. જ્યારે વંદનનો સમય થયો ત્યારે હનુમાને વિશ્વામિત્ર સિવાય બીજા બધા ઋષિઓ સમક્ષ જઈ તેમને વંદના કરી.

ત્યારે નારદે વિશ્વામિત્રને કહ્યું, " હે મહર્ષિ ! હનુમાનની આ ઉદ્ધતાઇ તો જૂઓ ! તેણે તમારા સિવાય બીજા બધાય ઋષિઓને વંદના કરી. તમારે તેને આ માટે શિક્ષા કરવી જોઈએ. જૂઓ ! તે કેવો મગરૂર ને ઉદ્ધત છે ! "

વિશ્વામિત્ર ક્રોધથી સળગી ઉઠયા. તેમણે શ્રીરામને કહ્યું: " હે રાજા ! આ સમસ્ત ઋષિઓની હાજરીમાં તમારા સેવક હનુમાને મારૂં સખ્ત અપમાન કર્યું છે. તેથી તે તમારે હાથે આવતી કાલે મરણને પાત્ર છે. શ્રીરામને તેમના ગુરૂ વિશ્વામિત્રનું ફરમાન માનવું પડયું. બીજી બાજુએ શ્રીરામ મુશ્કેલીમાં મૂકાયા. કારણ કે પોતાના હાથે જ પોતાના અતિ વફાદાર સેવકને મારવાનું આવ્યું. પણ તેમને માટે બીજો માર્ગ જ નહતો. શ્રીરામને હાથે હનુમાનના મરણના સમાચાર વડવાનળ માફક શહેરભરમાં ફરી વળ્યા.

હનુમાન પણ ઘણા અસ્વસ્થ થયા. તે નારદ પાસે ગયા ને વિનંતિ કરી કે " હે દેવર્ષિ ! હવે મને બચાવો ! શ્રીરામ મને આવતી કાલે મારી નાખશે. હું તમારી સલાહ પ્રમાણે વર્ત્યો છું હવે શું કરૂં ? " નારદે કહ્યું: " હે, હનુમાન, હતાશ નહિં થા ! હું કહું તેમ કર. સવારે બ્રહ્મમુહૂર્તમાં ઉઠ. સરયૂ નદિમાં સ્નાન કરી ત્યાં નદિની રેતમાં ઉભો રહી, હાથ જોડી " ૐ શ્રીરામ જય રામ જય જય રામ "—એ મંત્રનો જાપ કર્યા કર. હું તને ખાત્રી આપું છું કે તને કાંઇ પણ હાની થશે નહિ.

સવારે સૂર્યોદય અગાઉ હનુમાન સરયૂ નદિ પર ગયા, સ્નાન કર્યું અને રૃષિ નારદે કહ્યા મુજબ હાથ જોડી શ્રીરામના નામો લેવા માંડયા. સૂર્યોદય થતા શહેરમાથી લોકોના ટાળેટાળા હનુમાનને જે યાતનામાંથી પસાર થવાનુ હતુ તે જોવા આવવા લાગ્યા શ્રીરામ હનુમાનથી કેટલેક દૂર ઉભા રહ્યા અને પોતાના ભકત તરફ દયાની નજરે જોઈ તેના પર અનિચ્છાથી બાણુ મારવા માંડયા. એક પણુ બાણુ હનુમાનને લાગતુ નહિ આખો દિવસ એ પ્રમાણે બાણોનો વરસાદ તેના પર વર્ષાવામાં આવ્યો પણ, કાંઈ અસર થઈ નહિં. શ્રીરામે રાવણુ સામેની લડાઈમાં કુંભકર્ણુ અને બીજા રાક્ષસો સામે જે ભયંકર બાણો માર્યાં હતાં તે પણુ માર્યાં. આખરે શ્રીરામે પોતાનુ કદિ પણુ નિષ્ફળ નહિ જનારૂં બ્રહ્માસ્ત્ર ઉગામવા માડયું. શ્રીરામ અવર્ણુનીય ઉદ્વેગવાળા બની ગયા હતા. હનુમાન મોટેથી ભાવ સાથે મંત્રનો ઉચ્ચાર કરવા લાગ્યા. ભગવાનને સમર્પણુ ભાવે તે શ્રીરામ સામે હસ્તે ચહેરે ઉભા હતા સર્વે આશ્ચર્ય મુગ્ધ થઈ ગયા હતા અને પોકારી ઉઠયા " હનુમાનનો જય-જય "

આ સમયે નારદ વિશ્વામિત્ર પાસે ગયા અને કહ્યુ: " હે ઋષિ! તમારો ક્રોધ સમાવો. શ્રીરામ હવે થાકી ગયા છે અનેક બાણો હનુમાનને જરી પણુ નુકશાન કરી શક્યા નથી. હનુમાને તમને વંદન ન કર્યાં તેથી શુ થયુ ? શ્રીરામને આ યાતનામાંથી ઉગારો. તેમને તેમના પ્રયત્નમા અટકાવો-હવે તમે શ્રીરામના નામનો મહિમા જાણ્યો." વિશ્વામિત્ર આ શબ્દોથી પીગળ્યા, અને શ્રીરામને બ્રહ્માસ્ત્રથી હનુમાનનો વધ કરતા અટકાવ્યા હનુમાને પોતાના સ્વામી આગળ આવી તેમના ચરણુકમળમા પ્રણિપાત કર્યાં અને વિશ્વામિત્ર સમક્ષ પણુ તેમની દયા માટે પ્રણિપાત કર્યાં વિશ્વામિત્ર ઘણા પ્રસન્ન થયા અને હનુમાનને શુભાશિષ આપ્યા તેની શ્રીરામ પ્રત્યેની અનન્ય ભકિતની પ્રસંશા કરી. "

આ મંત્ર પ્રથમ શ્રીનારદે હનુમાનને જ્યારે તે ઘણા જ ભયમાં હતા ત્યારે આપ્યો હતો. તેવીજ રીતે હે પ્રિય જીજ્ઞાસુ! સંસાર તાપથી બળતા તમે આ મંત્રનો જાપ કરો અને મુક્તિ મેળવો.

'શ્રીરામ' એ રામને સંબોધન–પોકાર છે. "જયરામ" એ તેમની પ્રસંશા છે. "જયજયરામ" એટલે તેને સંપૂર્ણ શરણાગતિ છે. આ મંત્રનો જપ કરતાં આવો ભાવ રાખો, "હે રામ, હું તમને વંદન કરૂં છું. હું તમારે શરણે આવ્યો છું." તમે જલદીથી તેમના દર્શન મેળવશો.

શ્રીસમર્થ રામદાસે તેર કરોડ વાર આ મંત્રનું ઉચ્ચારણ કર્યું હતું અને તેમને ભગવાન રામના પ્રત્યક્ષ દર્શન થયાં હતાં. રામ નામમાં અદ્‌ભૂત અચિંત્ય શક્તિ ભરેલી છે. રામ નામનો મહિમા ગાઓ. તમો એ મંત્રનો જાપ પણ કરી શકો તેમજ સુંદર રીતે ગાઈ પણ શકો. આ મંત્રના તેર અક્ષરો છે એથી તેર લાખ જપનું એક પુરશ્ચરણ થાય.

હે નારાયણ! તમો પણ આ મંત્રનો જાપ કેમ નહિં કરો અને બીજા ઘણાઓએ મેળવી છે તે મુક્તિ આજ તમારા જન્મમાં શા માટે નથી મેળવતા.

નામ તમારી હોડી બનો. નામ તમારૂં રક્ષણ કરો, તમને માર્ગ દર્શન આપો, અને ધ્યેય પ્રાપ્ત કરી આપો! અનન્ત શ્રદ્ધા અને ભક્તિપૂર્વક ભગવાનના નામના સતત ઉચ્ચારણ જાપ દ્વારા આજ જન્મમાં તમો ઇશ્વર–સાક્ષાત્કાર પ્રાપ્ત કરો!

## દીવ્ય નામદવા

જ્યારે અંગ્રેજી દવાઓ, રસાયણો, ઘર ગથ્થુ દવાઓ. કુદરતી ઉપચારો, આયુર્વેદિય દવાઓ અને એવી વિવિધ પ્રકારની દવાઓ કોઈ એક રોગ નાબુદ નહિં કરી શકે ત્યારે દીવ્ય નામ–દવા એકલી

બચાવનાર હોય છે. ભગવાનનું નામ એ સર્વોત્તમ દવા છે, રામબાણ ઉપાય, કદી નિષ્ફળ નહિં જનારૂં ઔષધ, સર્વ રોગ વિનાશક ગુટિકા છે. ગમગીની અને નિરાશા દુઃખ અને ભય, જીવનના દૈનિક સંગ્રામમાં ને જીવવાના ફાંફાંમાં એ આદર્શ પરમ ઉત્તેજક છે.

નામમાં અદ્‌ભૂત શકિત છે. ભગવાનના નામમાં અદષ્ટ મહાબળ છે. ભગવાનના નામમાં સઘળાં દીવ્ય તત્વો છૂપાયેલાં છે. તે ચ્યવન પ્રાસાવલેહ, મકરધ્વજ ગુટિકા, દ્રાક્ષાસવ, વસંત કુસુમાકર, સુવર્ણ ભસ્મ-મધુંજ છે. ને અદ્‌ભૂત, કદિ નિષ્ફળ નહિં જનારૂં દીવ્ય ઇંજેકશન નં. "૧૯૧૦૧૯૪" છે.

નામ જપ રૂપી આ દવા કોઈ પણ તમારા રોગ પર તમો પોતે જ લઈ શકો. બીજા દર્દીઓ પર કે તમારા ઘરમાં કે બીજે પણ તમો આ અદ્‌ભૂત નામ દવાનો ઉપચાર કરો. દર્દીની પાસે બેસો અને હૃદયના ભાવને ભકિત શ્રદ્ધાથી હરિ ૐ, શ્રીરામ, ૐ નમઃશિવાય એવા કોઇ મંત્રનો જાપ કરો અને તેના નામનું "હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે, હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે." એ ગીતનું ગુંજન કરો. તેમની દયા ને કૃપા માટે પ્રાર્થો. સઘળા તાપો ને દુઃખોનો અંત આવશે. નામ જપનો ઉપચાર ઓછામાં ઓછા સવારે બે કલાક અને સાંજે બે કલાક કરો. તમો થોડા જ વખતમાં આશ્ચર્યકારક અસર જોશો. બન્ને વૈદ ને દર્દીમાં ભગવાનના નામમાં તેની દયાને કૃપામાં સંપૂર્ણ શ્રદ્ધા હોવી જોઇએ. સર્વ શ્રેષ્ઠ સાચા વૈદ તો ભગવાન નારાયણ જ છે.

આયુર્વેદિય વૈદકીય શાસ્ત્રના પ્રણેતા, ત્રિલોકના વૈદ, ઇશ્વરના અંશ ભગવાન ધનવંતરીએ પોતે જાતે જણાવ્યું છે કે "અચ્યુત, આનંદ, ગોવિંદના નામના જપ રૂપી દવાથી સર્વ રોગો નાબુદ થાય છે... એ મારી નિશ્ચત ને પ્રમાણિક જાહેરાત છે." સઘળા ઉપચારોમાં ભગવાન નારાયણ એજ સાચા વૈદ્ય છે. તમો જુઓ.

છો કે જગત પરના મોટામાં મોટા દાક્તરો પણ સાર્વભૌમ રાજા ને મરતા બચાવી શકતા નથી. અતિ કુશળમાં કુશળ દાક્તરોએ જે દર્દીને માટે નિરાશા જણાવી હોય, તેવા ખરાબમાં ખરાબ પ્રકારના રોગથી પીડાતા દર્દી અદભૂત રીતે સુધર્યાના દાખલાઓ પણ તમે સાંભળ્યા હશે. આજ ચોખ્ખો પૂરાવો છે કે સઘળા સુધારા પાછળ દીવ્ય હાથ જ હોય છે.

ઇશ્વરી નામ જન્મ-મરણ રૂપી રોગ નાબુદ કરશે અને તમને મોક્ષ, મુક્તિ કે અમરતા બક્ષશે.

મીરજના એક જમીનદારનો પુત્ર ગંભિર માંદગીમાં સપડાયો હતો. દાક્તરોએ તેની હાલત બીલકુલ નિરાશાજનક જણાવી. ઇશ્વરના ભક્તોએ આ દર્દીને પોતાના હાથમાં લીધો. તેમણે દર્દીની પથારી આજુબાજુ સાત દિવસો સુધી રાત ને દિવસ કીર્તન કર્યું. સાતમે દિવસે દર્દી જાતે ઉભો થયો ને ભગવાનનું કીર્તન કરવા લાગ્યો. તે સંપૂર્ણ રીતે સુધરી ગયો. સંકીર્તનનો આવો આશ્ચર્યકારક પ્રભાવ છે.

## એકાદશીનો મહિમા

ભક્તો આ દિવસે ઉપવાસ કરે છે, આખી રાત્રી જાગરણ કરે છે, જપ કરે છે, હરિકીર્તન અને ધ્યાન કરે છે. કેટલાક એ દિવસે પાણીનું ટીપું સરખુ પણ પીતા નથી (નિરાહાર-નિર્જલ) જેઓ બીલકુલ નિરાહાર રહી શકતા નથી તેઓ કેળાં, દુધ અને ફળો લે છે. એકાદશીને દિવસે ભાત (ચોખા) ખાવા ન જોઇએ. આ ઘણીજ અગત્યની બાબત છે. આ કલિયુગમાં. ભક્તિ ,શ્રદ્ધા ને નિષ્કામ ભાવથી ફકત એકજ એકાદશીનું વ્રત પાળ્યું હોય, અને એ દિવસે ભગવાન શ્રીહરિનું જ ધ્યાન મનમાં ધર્યું હોય તે જન્મ મરણના ચક્રાવામાંથી મુકત થવાય છે. આ માટે જરાય સંદેહ નથી. શાસ્ત્રો પણ આ બાબતમાં ખાત્રી આપે છે.

બ્રહ્માના માથા પરથી પરસેવાનું બિંદુ નીચે ટપક્યું. તેનું અસુરનું સ્વરૂપ થયું. તે અસુરે બ્રહ્માને કહ્યું કે મને રહેવાને સ્થાન આપો. બ્રહ્માએ કહ્યું, "એકાદશી"ને દિવસે માણસો ભાત (ચોખા) ખાય તેમાં જઈ રહે અને તેમના પેટમાં કીડાઓ થઈ જા. આ જ કારણસર એકાદશીને દિવસે ભાત ખાવાનો પ્રતિબંધ છે.

જો નિયમિત એકાદશીનું વ્રત પાળવામાં આવે તો ભગવાન શ્રીહરિ પ્રસન્ન થાય છે. સર્વે પાપો નાશ પામે છે. મન શુદ્ધ-પવિત્ર થાય છે. ભક્ત ધીમે ધીમે વધે છે. ઇશ્વર પ્રત્યે પ્રેમ ગાઢ બને છે. દક્ષિણ હિંદુસ્તાનમાં ધર્મચુસ્ત લોકો સામાન્ય એકાદશીને દિવસે પણ અપવાસ અને રાત્રીનું જાગરણ કરે છે. વૈષ્ણવો માટે, શ્રીવિષ્ણુના ભક્તો માટે તો અગિયારસ (એકાદશી) ઘણોજ પવિત્ર દિવસ છે.

હાલના સમયમાં કહેવાતા સુધરેલા લોકો આધિભૌતિકતાવાદની માઠી અસરોને કારણે એકાદશીને દિવસે ઉપવાસ કરતા નથી. જ્યારે બુદ્ધિ જાગ્રત થાય છે ત્યારે તેવાઓ નાહક વિવાદો અને અનર્થ પ્રતિવાદો કરે છે. આધ્યાત્મિક માર્ગમાં બુદ્ધિ એક પ્રકારના અન્તરાય રૂપ છે. જેમના અંતઃકરણ વિકાસ પામ્યા ન હોય, પણ બુદ્ધિ વધી હોય તો તેઓ પ્રત્યેક પગલે શંકા ને સવાલો કરવા માંડે છે. તેઓ ઉંધે માર્ગે દોરાઈ જાય છે. તેઓ કેમ અને કેવી રીતે ? જાણવા માગે છે, અને પ્રત્યેક બાબતમાં વિજ્ઞાનનો આધાર માગે છે. ઇશ્વર પુરાવાઓ અને માન્યતાઓથી પર છે. શ્રદ્ધા, પૂજ્યભાવને અંતઃકરણની શુદ્ધિ સાથે ધર્મ અને શાસ્ત્રને જાણવાં જોઈએ. ત્યારે જ તેને હાથની હથેળીમાં અમલક ફળની માફક ધર્મના રહસ્યનો ઉકેલ સમજાય છે. કોઇ પોતાની માતાને આજ માણસ તેનો પિતા છે એમ પૂરવાર કરી આપવા કહે છે ?

ઉપવાસથી કામ (વિષય) કાબુમાં રહે છે. તે લાગણીઓને પણ શાંત રાખે છે. તે ઇંદ્રિયોને પણ નિયંત્રણમાં રાખે છે. એ એક મોટું તપ છે. તે મન તથા હૃદયને શુદ્ધ કરે છે. તે અસંખ્ય પાપોનો ઉચ્છેદ કરે છે. શાસ્ત્રો મન શુદ્ધ માટે ચાંદ્રાયણવ્રત, કૃષ્ણવ્રત, એકાદશીવ્રત, ને પ્રદોષવ્રત પાળવા જણાવે છેઃ ઉપવાસ ખાસ કરી ને જીભને કાબુમાં રાખે છે કે જે જીભ માણસનો કદામાં કદો શત્રુ છે. ઉપવાસ શરીરમાંની શ્વાસોચ્છ્વાસની ક્રિયા, લોહીના ફરવાની ક્રિયા, પાચન ક્રિયા અને મળમૂત્રની ક્રિયાને વ્યવસ્થિત કરે છે. શરીરમાંની સઘળી અશુદ્ધીઓ ને હરેક પ્રકારના રોગોને તે નાબુદ કરે છે. તે શરીરમાંના ક્ષાર તત્ત્વોનો નાશ કરે છે. જેમ ભેળસેળવાળું સોનું વારંવાર કુલીમાં તપાવવાથી શુદ્ધ બને છે, તેમ વારંવાર ઉપવાસથી આ અશુદ્ધ મન શુદ્ધ બને છે.

યુવાન, મજબૂત બાંધાના બ્રહ્મચારીઓએ જ્યારે જ્યારે તેમને કામવાસના પજવતી હોય ત્યારે ત્યારે તેમણે ઉપવાસ કરવા. ત્યારે જ તેઓ ઉપવાસ દરમ્યાન સારૂં ધ્યાન ધરી શકશે. ઉપવાસનો મુખ્ય ઉદ્દેશ એ છે કે એ વખતે ઇંદ્રિયો શાંત થવાથી એકાગ્રતાપૂર્વક ધ્યાન કરવું જોઇએ.

ઇંદ્રિઓને અંતરમૂખ કરો અને મનને ઇશ્વર પર ચોંટાડો. ઇશ્વરને પ્રાર્થના કરો કે તમને દોરે અને તમારા આધ્યાત્મિક ઉન્નતિના માર્ગમાં ખૂબ પ્રકાશ પાડે. ભાવ સાથે કહો, "હે ઇશ્વર પ્રચોદયાત્-પ્રચોદયાત્-મને દોરો-મને દોરો ત્રાહી-ત્રાહી-મને રક્ષો-મને રક્ષો. હું તારો છું-હું તારો છું. મને તરછોડ નહિં." ત્યારે તમને પવિત્રતા, પ્રકાશ અને પ્રાબલ્ય પ્રાપ્ત થશે. ઉપવાસના દિવસે તેમજ એકાદશીને દિવસે ઉપવાસ કરતાં આ પ્રકારની સાધનાને અનુસરો.

ઉપવાસ એ યોગના દશ વિભાગોમાંનો એક છે. અતિશય ઉપવાસો પણ ન કરવા. તેનાથી અશક્તિ આવી જાય છે. તમારી

સામાન્ય બુદ્ધિનો ઉપયોગ કરો. જો તમો પૂરા ચોવીસ કલાક નિરાહાર નહિં રહી શકો તો દશ બાર કલાક તો જરૂર જ નિરાહાર રહો અને પછી થોડુંક દુધ ને ફળો લ્યો. પછી ક્રમશઃ નિરાહાર રહેવાના કલાકો વધારો—એટલે પંદર કલાક, પછી વધુ પછી વધુ એમ કરતાં કરતાં પૂરા ચોવીસ કલાક નિરાહાર રહેવાની ટેવ પાડો. સર્વે ઉપવાસોનું પ્રથમ ફળ શારીરિક ને માનસિક શુદ્ધિ છે. ઉપવાસ માણસને માનસિક ને આધ્યાત્મિક રીતે બળવાન બનાવે છે.

મહાન સ્મૃતિકાર મનુ પાંચ મુખ્ય કલેશો ( કાષાય–પાપ )નો નાશ કરવા માટે ઉપવાસ કરવાનું પોતાની સ્મૃતિમાં જણાવે છે. રસાયણિક કે બીજી દવાઓથી જે રોગો અસાધ્ય હોય છે. સામાન્ય રીતે થોડાક અંતરાયે એકાદ સંપૂર્ણ ઉપવાસ (ચોવીસ કલાકનો) સર્વ માટે ઘણો ઉત્તમ હોય છે. એથી સારી તબીયત જળવાય છે, આંતરડાઓને આરામ મળે છે અને બ્રહ્મચર્ય જળવાય છે. લગભગ બધા જ રોગો વધુ પડતા ખોરાકથી જ ઉપજે છે એથી તેમને અટકાવવા અગર તેમને નાબુદ કરવા માટે ઉપવાસ જ એક મુખ્ય ઉપાય છે.

સંપૂર્ણ (ચોવીસ કલાક) ઉપવાસ ઉંઘને કાબુમાં રાખે છે. ચા પીને ઉંઘને કાબુમાં લેવાનો રસ્તો ઇચ્છવા જોગ નથી. જો તમો બાહ્ય તત્વ પર આધાર રાખો તો તમારામાં આધ્યાત્મિક સામર્થ્ય કદિ આવશે નહિં. ઉપવાસ દરમ્યાન સઘળો સહવાસ દૂર કરો. એકલા રહો. સાધનમાં તમારો સમય વિતાડો. ઉપવાસ પછી કોઇપણ ભારે ખોરાક ખાશો નહિં. દુધ અગર ફળનો રસ ફાયદાકારક થશે.

મિતાહાર અને પ્રત્યાહાર એક સિક્કાની ઉંધી ને ચત્તી બાજુઓ છે. મિતાહારનો અભ્યાસ એટલે નિયમસરનો થોડો ખોરાક શરીરને વ્યવસ્થિત ક્રિયાશીલ રાખવા માટે લેવો તે.

ગીતામાં કહ્યુ છે: "યોગ તેને માટે નથી કે જે ઘણો આહાર લે છે, તેમજ જે વધુ પ્રમાણુમાં નિરાહારી રહે છે, તથા જે ઘણો ઉંઘણુસી છે, તેમજ જે વધુ પ્રમાણુમાં જાગતો રહે છે." પ્રત્યાહારનો અભ્યાસ એટલે ઇંદ્રિયોને પોતાના વિષયોમાંથી પાછી ખેંચી લેવી તે. તે પછી ઇંદ્રિયો મનમાં સમાઇ જાય. જ્યારે મિતાહાર અને પ્રત્યાહાર કરવામાં કામેલપણું આવે ત્યારે ઇંદ્રિયોનો પરમ વ્યાયામ અગર પરમ કાબુ મેળવાશે.

એકાદશીને દિવસે ઉપવાસ અને જપ ઘણાં જ શુદ્ધિકારક છે. નિરાહર મનને સાત્વિક બનાવે છે અને શરીરને હલકું કરે છે અને ઘણાં ખરાં દુ:ખ દર્દોનો નાશ કરી ધ્યાનને પુષ્ટિ આપે છે.

એક સમયે મુર રાક્ષસ દેવોને ખૂબ પજવતો હતો. દેવો રક્ષણુ માટે શ્રીહરિ પાસે ગયા. શ્રીહરિએ યોગમાયાને રાક્ષસને મારવા મોકલી. યોગમાયાએ ભગવાનની આજ્ઞા પ્રમાણે રાક્ષસનો સંહાર કર્યો. પછી ભગવાને યોગમાયાને કહ્યું, "હે યોગમાયા! જેઓ એકાદશી વ્રતનું પાલન કરશે તેઓ પાપોથી મુકત થશે. તને એકાદશી કહેવાશે."

તમો સઘળા જાણો છો કે રાજા અંબરીષ શ્રીહરિના પરમ ભકત હતા. તેણે એક વર્ષ પર્યંત એકાદશી વ્રત પાળ્યું. શ્રીહરિ તેનાથી ખૂબ પ્રસન્ન થયા હતા. અંબરીષ પર ભગવાનની કૃપા ઉતરી. એક સમયે તેણે લાગલાગટ ત્રણ દિવસો સુધી ઉપવાસ કર્યાં. ઉપવાસ છોડવાની અણી પર હતા. તેજ વખતે દુર્વાસા ઋષિ ત્યાં મહેમાન તરિકે આવ્યા. રાજાએ તેમનો ઘટતો આદરસત્કાર કર્યો અને તેમને ભોજન લેવા વિનંતિ કરી. ઋષિએ આમંત્રણુ સ્વીકાર્યું અને નદિ પર સ્નાન કરવા ગયા. રાજાએ તેમની આવવાની વાટ ખૂબ જોઇ પણુ તેઓ આવ્યા નહિં: હવે દ્વાદશી-(બારસ) નું ફકત અર્ધું

મુહૂર્ત જ બાકી રહ્યું હતું. જો રાજા કાંઈ પણ આહાર ન લે તો એના એકાદશી વ્રતનો ફોક થાય; અને જો આહાર લે તો ઋષિ પ્રત્યે અનાદર થાય. આ કટોકટીમાથી, બન્ને દિશા જળવાય એમ ધારી રાજાએ થોડુંક પાણી પીધું. આને આહાર લેવો અને નિરાહાર રહેવું એ બન્ને કહી શકાય. દુર્વાસા આવ્યા. પોતાની દીવ્ય શક્તિથી તેમણે સઘળું જાણી લીધું હતુ. તેઓ ભારે ક્રોધે ભરાયા. તેમણે પોતાના માથા પરના વાળના ગુચ્છામાંથી એક વાળ ઉખેડી કાઢી તેમાં રાજાને મારી નાખનારી શક્તિનો સંચાર (અભિમંત્ર) કર્યો: અંબરીષ સ્વસ્થ જ રહ્યો. દુર્વાસાએ મોકલેલ વિનાશક શક્તિનો શ્રીવિષ્ણુના ચક્રે વિનાશ કર્યો અને વધુમાં તે (ચક્ર) દુર્વાસાને મારી નાખવા તેના તરફ વળ્યું. ઋષિ જ્યાં જ્યાં નાઠા ત્યાં ત્યાં ચક્ર તેની પાછળ દોડયું. દુર્વાસાએ બ્રહ્મા, શિવ વગેરેને બચાવવા આજીજી કરી. પણ કોઇ પણ તેમને મદદ આપી શકયા નહિ. તેમણે કહ્યું: "તમે વિષ્ણુના ભકત કે જે નિયમિત એકાદશી વ્રતનું પાલન કરે છે તેનો અપરાધ કર્યો છે; માટે વિષ્ણુ પાસે જાઓ." દુર્વાસા શ્રીહરી પાસે ગયા. શ્રીહરિએ કહ્યું: "હું મારા ભકતોને આધિન છુ. મારૂ હૃદય મારા ભકતોના કબજામાં છે; તેમના હૃદયો મારા હૃદય સાથે ઓતપ્રોત થયેલાં છે. તમો અંબરીષ પાસે જાઓ, તેની માફી માગો અને તમો બચશો." દુર્વાસા પાછા અંબરીષ પાસે આવી તેને પગે પડયા. અંબરીષે ચક્રને પોતાના વિનાશક કાર્યમાંથી અટકવા અને ઋષિને બચાવવા પ્રાર્થના કરી. અંબરીષની પ્રાર્થનાથી ચક્રે પોતાની શક્તિ તુરત જ સંકેલી લીધી. દુર્વાસાએ અંબરીષનો પોતાના હૃદયથી આભાર માન્યો. શ્રીહરિના ભકતનો આવો પ્રભાવ છે. એકાદશી-વ્રતનો આવો મહાન્ મહિમા છે.

ચંદ્રની વિવિધ પ્રકારની સ્થિતિઓ આપણા મન પર ઘણીજ ગૂઢ અસરો કરે છે. કહેવાય છે કે પખવાડીઆના ચોકકસ

દિવસોએ ચોક્કસ પ્રકારની અસરો પૃથ્વિ પર ઉતરે છે, જે આધ્યાત્મિક ધ્યાન માટે ખાસ લાભ કર્તા મનાય છે. અગીઆરમો દિવસ એટલે એકાદશીનો દિવસ એવો એક દિવસ ગણાય છે. જેમ બહાર દેખાતો ચંદ્ર જુદી જુદી સ્થિતિઓમાં ફરે છે તેમ, મનુષ્યના લિંગ શરીરની ફરતેનું આંતરિક આકાશ (નક્ષત્ર-મંડળ સાથે) માથાથી તે પગ સુધીના જૂદા જૂદા ચક્રોની ફરતે ફર્યા કરે છે. શુક્લ પક્ષના અને કૃષ્ણ પક્ષના અગીઆરમા દિવસોએ આકાસી ચંદ્ર આજ્ઞા (ભ્રુમધ્ય) ચક્ર અને નાભિચક્ર (અનહદ) આગળ અનુક્રમે આવે છે જેથી ઉચ્ચ અને નીચ અસરો થાય છે. ઉચ્ચ અસરોનો લાભ લેવા અને નીચ અસરોને દૂર હટાવવા, નિરાહર અને પ્રાર્થના ઘણા જ મદદરૂપ ને લાભ કર્તા છે. વળી ચંદ્રલોકમાંના પિતૃઓ એકાદશી, અમાવસ્યા વગેરે દિવસોએ સહેલાઇથી મૃત્યુલોકમા સંપર્ક સાધી આપણા મન પવિત્ર કરી શકે છે, એમ કહે છે.

હું તમો સર્વને નમ્ર પ્રાર્થના કરૂં છું કે તમો સહૃદયતાથી વૈકુંઠ એકાદશીવ્રત અને એકાદશી વ્રત પાળશો. તમો શ્રીહરિની કૃપાને પાત્ર થશો અને પરમ સૌખ્ય ને શાશ્વત શાંતિના સનાતન સામ્રાજ્યને પ્રાપ્ત કરશો!

## ૬. ધ્વનિના ચાર પ્રકારો

વેદો એ ઇશ્વરના ધ્વનિનું બાહ્ય રૂપ છે. એ ધ્વનિના ચાર વિભાગો છે. પરા એ ફક્ત પ્રાણમાં જ આવિર્ભાવ પામે છે; પશ્યન્તિ એ મનમાં આવિર્ભાવ પામે છે, મધ્યમા એ ઇંદ્રિયોમાં પ્રગટ થાય છે; અને વૈખરી એ મુખદ્વારા બહાર પ્રગટ થાય છે. પરા, પશ્યન્તિ અને મધ્યમાં એ ઉદધિ માફક અગાધ છે, અને વૈખરી જ વેદોમાં પ્રણવદ્વારા પ્રગટ થઇ મૂળાક્ષરો અને સ્વરોવડે રૂપ ગ્રહણ કરે છે. માણુસો વૈખરીને પણ વાસ્તવિક રીતે સમજી શકતા નથી.

કંઠ, મુખાદી બોલવાના અવયવો દ્વારા જે વાણી બહાર પ્રગટ થાય છે, તે પ્રગટ થવા અગાઉ જે મનમાં ગોઠવાય છે તેને મધ્યમા કહે છે. મધ્યમા એ વાણીનું આંતરિક સ્વરૂપ છે જ્યારે વૈખરી એ તેનું બાહ્ય-સ્થૂળ સ્વરૂપ છે. જેમને યોગ દર્શન થયું હોય તેઓજ પહેલા ત્રણ પ્રકારની વાણી (ધ્વનિ) સમજી શકે છે. ભાષામાં વ્યકત થયેલા વેદો પણ સમજવા ઘણાજ મુશ્કેલ છે. વાણીનુ સૂક્ષ્મ તેમજ સ્થૂલ શરીર છે.

પરમાત્મા કે જેઓ સર્વને ચૈતન્ય આપે છે તે મનુષ્યના શરીરમાંના કરોડના જૂદાજૂદા કેન્દ્રો ચક્રોમાં વ્યકત હોય છે. તેઓ પ્રાણ અને ધ્વનિના સૂક્ષ્મતમ રૂપ (પરા) સાથે મૂલાધાર ચક્રમાં દાખલ થયા હોય છે. પછી પશ્યન્તિ, મધ્યમા ના ઓછા સૂક્ષ્મ-રૂપો, જે માત્ર મનથી જ જોઈ શકાય, તે પ્રમાણે થઈને તેઓ આખરે માત્રા, સ્વર, વર્ણ (મૂળાક્ષરો)વાળા શબ્દોરૂપે વૈખરી સ્થૂળરૂપે બહાર આવે છે.

વાણી એ ઇશ્વરી ધ્વનિ શક્તિનું સ્થૂળ વ્યકત રૂપ છે. ઈશ્વરી ધ્વનિ શક્તિનો-મૂળ ધ્વનિનો-સર્વોચ્ચ પ્રકાર પરા છે. પરાધ્વનિ એ મૂળ સંકલ્પ-વિચારોના બી છે. એ ધ્વનિનું પ્રથમ આવિષ્કરણ છે. પરા ધ્વનિમાં સૂર અવિભાજ્યરૂપે એક સરખો જ રહે છે. પરા, પશ્યન્તિ, મધ્યમા અને વૈખરી એ ધ્વનિના ઉત્તરોત્તર પ્રકારો છે. મધ્યમા એ ધ્વનિનો વચમાની અવ્યક્ત સ્થિતિ છે. તેનું સ્થાન અંતઃકરણમાં છે.

પશ્યન્તિનું સ્થાન નાભિમાં અગર મણિપૂર ચક્રમાં છે. યોગીઓ જેને આંતરિક સૂક્ષ્મ દર્શન શક્તિ હોય છે, તેઓ શબ્દ કે જેને રૂપ ને રંગ હોય છે, જે સર્વે ભાષાનો સમાન શબ્દ હોય છે અને જેને ધ્વનિની કંપનની સવર્ણતા હોય છે તે શબ્દની પશ્યન્તિ સ્થિતિ અનુભવી શકે છે. સઘળા હિંદીઓ, યુરોપિયનો, આફ્રિકનો, જાપાનીઓ, પક્ષીઓ કે પશુઓ, ધ્વનિની પશ્યન્તિ સ્થિતિમાં એક વસ્તુની

સમાન ભાવના અનુભવે છે. હાવભાવ એ મૂક સૂક્ષ્મ ભાષા છે. એ સર્વે માટે એક સરખી હોય છે. કોઈ પણ દેશનો કોઇપણ ભાષાવાળો મનુષ્ય જ્યારે તે તરસ્યો થયો હોય ત્યારે મોઢા પર અમુક જ રીતે હાથ રાખવાનો હાવભાવ કરશે. કાનદ્વારા કાર્ય કરી રહેલી એક જ શક્તિ તે શ્રવણ કહેવાય છે, આંખ દ્વારા કાર્ય કરી રહેલી એક જ શક્તિ તે દર્શન કહેવાય છે, એવી જ રીતે પશ્યન્તિ જ્યારે આવા રૂપ ધરે છે, ત્યારે ધ્વનિના વિવિધરૂપો ધારણ કરે છે. ભગવાન પોતે પોતાની માયા શક્તિથી પહેલાં મૂલાધાર ચક્રમાં પરા વાણી તરીકે વ્યક્ત થાય છે, પછી નાભિ આગળના મણિપૂર ચક્રમાં તે પશ્યન્તિના સૂક્ષ્મરૂપમાં દાખલ થાય છે. પછી હૃદયમાં મધ્યમાંના રૂપમાં આવે છે અને પછી અન્તે કંઠ અને ઓષ્ઠમાં વૈખરીના વ્યક્ત રૂપે પ્રગટ થાય છે. ભગવાનના ધ્વનિનું આ ઇશ્વરી અવતરણ છે. જે કાંઇ વૈખરી રૂપે બોલાતી વાણી તે ભગવાનની વાણી છે. તે વિરાટ પુરૂષની વાણી છે.

જેમ લાકડામાં અગ્નિ છૂપાયેલો રહે છે, જે સખ્ત ઘર્ષણ અને વાયુની મદદથી તણખારૂપે પ્રકટ થાય છે, થોડીક જ્વાળા-રૂપે, અને અન્તે મોટા ભડકારૂપે બને છે, તેમજ ભગવાન વાણી-રૂપે પ્રગટ થાય છે. અગ્નિ એ પરાવાણી રૂપ છે, તણખો એ પશ્યન્તિ રૂપ છે. નાની જ્વાળા એ મધ્યમા રૂપ છે, અને મોટા ભડકાવાળો અગ્નિ તે વૈખરી રૂપ ધ્વનિનું બાહ્યરૂપ છે. આ પ્રમાણે વાણી એ ભગવાનનું વ્યક્ત સ્વરૂપ છે.

ૐ શાંતિ ! ૐ શાંતિ !! ૐ શાંતિ !!!

